વકીલ ગુલાબદાસ ભાઈદાસ મહેતા,

# ધિ ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસનું કામ કાજ.



સંગ્રહ કરી ગુજરાતીમાં પ્રસિદ્ધ કર્તા.

મહાશંકર વિ. લલ્લુભાઈ ભટ્ટ.

વડોદરા.

## ...पुस्तको पैकी.

### ...पुस्तको.

| | |
|---|---|
| [illegible] | ૧।। |
| [illegible] | ૧) |
| [illegible] | ૧) |
| [illegible] | ૦। |
| [illegible] | ૦। |
| ૭ હિરણ્યમયી. | ૦।≈ |
| ૮ ચંદ્રીકિતકા. | ૦। |
| ૯ ગુજરાતી ગરૂડ પુરાણ. | ૧।। |
| ૧૦ બાલબોધક રામાયણ. | ૦।≈ |
| ૧૧ બાલબોધક મહાભારત. | ૦।। |
| ૧૨ મણિભાઇ વિરહ. | ૦)≈ |
| ૧૩ સાવિત્રી ચરિત્ર. | ૦।≈ |
| ૧૪ દુર્ગાદાસ રાઠોડ. | ૧।। |
| ૧૫ રામેશ્વર. | ૦। |
| ૧૬ વીરેન્દ્ર. | ૦। |
| ૧૭ વસંત માલતી. | ૦। |

| નંબર. પુસ્તકનું નામ. | કિંમત |
|---|---|
| ૧૮ દમયંતી. | ૦। |
| ૧૯ મીરાંબાઇ. | ૦। |
| ૨૦ સીતાજી. | ૦। |
| ૨૧ અહલ્યાબાઇ. | ૦। |
| ૨૨ સંયોગિતા. | ૦। |
| ૨૩ રાણીભવાની. | ૦। |
| ૨૪ દેવી દુર્ગાવતી | ૦। |
| ૨૫ તારાબાઇ. | ૦। |
| ૨૬ પદ્મિની. | ૦। |
| ૨૭ કર્મદેવી. | ૦। |
| ૨૮ લક્ષ્મીબાઇ. | ૦। |
| ૨૯ કૃષ્ણાકુમારી. | ૦। |
| ૩૦ જોધબા. | ૦। |
| ૩૧ ચંદ્રપ્રભા. | ૦। |
| ૩૨ ઇ.ને.કૉન્ગ્રેસનો ૧૯ વર્ષનો સંહેવાલ | ૦।। |
| *૩૩ સદર ૧૮મા વર્ષનો સંપૂર્ણ " | ૩ ૦।।। |
| *૩૪ સદર ૧૯મા " " | ૦।।। |
| ૩૫ સદર વીશમા " " | ૨ ૧) |

—(૦)—

* આવી નિશાનીવાળાં પુસ્તકો હજી છપાય છે તે ડીસેમ્બર માસમાં પ્રસિદ્ધ થશે.

## ગ્રંથકર્તા તરફથી આજ સુધીમાં પ્રગટ થએલાં પુસ્તકો.

| નંબર | પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|---|
| ૧ | પતિ પત્નીના ધર્મ. (નથી.) | ૧—૦—૦ |
| ૨ | ગુજરાતી ગરૂડ પુરાણ (નથી) | રૂ ૨॥ |
| ૩ | બાળલગ્નનિષેધ બાર માસી. (નથી) | ૦। |
| ૪ | હિંદની સરળ ભૂગોળ. (નથી) | ૦-૧-૦ |
| ૫ | ધોળ સંગ્રહ. (નથી.) | ૦—૧—૦ |
| | ...ત. (નથી). | રૂ ૦॥ |
| | ...વ પરમાર (ચોથી આવૃત્તિ) (નથી) | રૂ ૧) |
| | ...ાલનો ઇતિહાસ. (નથી) | ૦-૮-૦ |
| | ...ાધ વિરહ. (ત્રીજી આવૃત્તિ) | ૦-૨-૦ |
| | ...રહસ્ય ભાં. ૧ (નથી.) | ૨-૪-૦ |
| | ...સંક્ષિપ્ત ઇતિહાસ. | ૧—૦—૦ |
| | ...ાળોપયોગી. | ૦—૭—૦ |
| ૧૩ | ...સંક્ષિપ્ત ઇતિહાસ. | ૧—૦—૦ |
| ૧૪ | સદર શાળોપયોગી. | ૦—૭—૦ |
| ૧૫ | રાધારાણી (છઠ્ઠી આવૃત્તિ.) | ૦—૪—૦ |
| ૧૬ | હિરણ્મયી (ચોથી આવૃત્તિ) | ૦—૬—૦ |
| ૧૭ | ઇંદિરા. (પાંચમી આવૃત્તિ.) | ૦—૪—૦ |
| ૧૮ | ચંદ્રોક્તિકા. (કાવ્ય) | ૦—૪—૦ |
| ૧૯ | બાલ બોધક રામાયણ.(૪થી આવૃત્તિ.) | રૂ ૦॥= |
| ૨૦ | ,, મહાભારત. (ચોથી આવૃત્તિ.) | રૂ ૦॥ |
| ૨૧ | બાલબોધક રામાયણ તથા મહાભારત | રૂ ૧). |
| ૨૨ | સાવિત્રી ચરિત્ર. | ૦—૨—૦ |
| ૨૩ | ચંદ્રશેખર (નવલ કથા) | ૦—૪—૦ |
| ૨૪ | વસંત માલતી (,,) | ૦—૪—૦ |
| ૨૫ | વીરેન્દ્ર (,,) | ૦—૪—૦ |
| ૨૬ | દુર્ગાદાસ રાઠોડ. (,,) | ૧—૮—૦ |
| ૨૭ | દમયંતી (ચરિત્ર) | ૦—૪—૦ |
| ૨૮ | મીરાંબાઇ. (,,) | ૦—૪—૦ |
| ૨૯ | સીતાજી. (,,) | ૦—૪—૦ |
| ૩૦ | અહલ્યાબાઈ. (,,) | ૦—૪—૦ |
| ૩૧ | સંયોગિતા. (,,) | ૦—૪—૦ |
| ૩૨ | રાણી ભવાની.(,,) | ૦—૪—૦ |
| ૩૩ | દેવી દુર્ગાવતી.(,,) | ૦—૪—૦ |
| ૩૪ | તારાબાઈ. (,,) | ૦—૪—૦ |
| ૩૫ | પદ્મિની. (,,) | ૦—૪—૦ |
| ૩૬ | કર્મદેવી. (,,) | ૦—૪—૦ |
| ૩૭ | લક્ષ્મીબાઈ. (,,) | ૦—૪—૦ |
| ૩૮ | કૃષ્ણાકુમારી. (,,) | ૦—૪—૦ |
| ૩૯ | જોધબા. (,,) | ૦—૪—૦ |
| ૪૦ | ચંદ્રપ્રભા. (,,) | ૦—૪—૦ |
| ૪૧ | ઈં.ને. કૉંગ્રેસનો ૧૯ વર્ષનો સં.હેવાલ. | રૂ. ૦॥ |
| *૪૨ | સદર ૧૮ મા વર્ષનો સંપૂર્ણ હેવાલ. | રૂ. ૦॥ |
| *૪૩ | સદર ૧૯ ,, | રૂ. ૦॥ |
| ૪૪ | સદર ૨૦ ,, | રૂ ૧) |
| *૪૫ | સદર ૨૧ ,, | રૂ ૧) |

—(:*:)—

આવી *નિશાની વાળાં પુસ્તકો હજી છપાય છે તે એકાદ બે માસમાં પ્રસિદ્ધ થશે તે શિવાય ઉપરની યાદી પૈકી જે પુસ્તકો સિલકમાં છે તે નીચેને ઠેકાણેથી મળશે.—

**મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ.**

વડોદરા.

ॐ तत्सत्.

श्री.

# ધિ ઇન્ડિયન નેશનલ કૉન્ગ્રેસનું

# કામ કાજ.

## ભાગ પેહલો તથા ચોથો.

---

સંગ્રહ કરી ગુજરાતી ભાષામાં.

પ્રથમ પ્રકટ કર્ત્તા.


**મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ.**

મેનેજર, ધિ ગ્રેટ ઇન્ડિયન નેશનલ કૉન્ગ્રેસ યુનિયન ઑફિસ.

**વડોદરા.**


---


**કીંમત રૂપિયો દોઢ.** પરંતુ અગાઉથી નામ નોંધાવેલા ગૃહસ્થોને તથા અમારા

આશ્રયદાતાઓને નામની કિમ્મત દરેક ભાગના માત્ર ચાર આના.

**અમદાવાદ.** ધિ "ડાયમંડ જ્યુબિલિ" ઑઇલસ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

"आ देशनु भविष्य सुधारवानो सघळो आधार देशना केळवाएला वर्ग उपरजछे"

ह्यूम.

"केळवाएलाज देशना पहेरेगीरो छे, तेओ जेटला वधारे चीवटपणाथी तथा जेटली वधारे परमार्थवृत्तिथी पोतानी नेशनल कोन्ग्रेसनी लडत आगळ चलावता रहेशे, ते उपरज देशनी प्रजाना कल्याणनो सघळो आधार रहेशे."

कर्नल आलकॉट.

પ્રથમાવૃત્તિ ૫૨૦૦ પ્રત. ઈ. સ. ૧૯૦૬.

# અર્પણ પત્રિકા

મહા કૃપાળુ મહેરબાન વકીલ સાહેબ,
મુરબ્બીશ્રી ગુલાબદાસ ભાઈદાસ મહેતા.
શુભ સ્થલ સુરત.

સુજ્ઞમહાશય !

जीवित्ते यसजिवान्ति, दीना मित्राणि बांधवा;
सफलं जीवितं तस्य, आत्मार्थे को न जीविते ? ॥ १ ॥

( જેના જીવિતથી ગરીબો, મિત્રો અને બાંધવો જીવે છે તેનું જીવવું સફળ છે, પોતાને માટે કોણ નથી જીવતું ? )

ઉપરના શ્લોકના ત્રણ ચરણ પ્રમાણે આપ મુરબ્બીશ્રીનું જીવન સાફલ્યતાને પામ્યું છે. આપે આપના જીવનમાં અનેક ગરીબો, મિત્રો, સ્વદેશીઓ, સ્વજ્ઞાતિ બન્ધુઓ વગેરે વગેરેના જીવનને અનેક રીતે તન મન ધનથી મદદ કરી છે. યુનિવર્સિટિને સ્વજ્ઞાતિ બધુના અને તેના અભાવે સ્વભૂમિ—ગુજરાતના સ્વજ્ઞાતિ—બ્રાહ્મણ વિદ્યાર્થીઓને સ્કૉલરશિપો આપવા સરકારના કેળવણી ખાતા હસ્તક સોંપેલી મોટી રકમ તથા સ્વદેશની અને સ્વજ્ઞાતિની ઉન્નતિનો મુખ્ય આધાર જે સ્ત્રીકેળવણી તેને માટે સુરતમાં કહાડેલી **શ્રી ગુલાબદાસ સનાતન નીતિ ધર્મ કન્યાશાળા**"એ આપના જીવનની સાફલ્યતાનાં પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે. આપની વિદ્વતા, સ્વદેશ પ્રીતિ, સ્વતંત્રતા, સ્વજ્ઞાતિની ઉન્નતિ કરવાની અંતઃકરણની લાગણી, દયાળુંપણું વગેરે વગેરે અનેક સદ્ગુણોથી આકર્ષાઇ મ્હેં આપ મુરબ્બીશ્રીના નામે એક "**ગ્રંથમાલા**" લખવી શરૂ કરી છે તે "ગ્રંથ માલા" ના **૩૧** મણિકા પ્રસિદ્ધ થઇ ગયા છે અને આ હિન્દી પ્રજાકિય કૉન્ગ્રેસના હેવાલન એ ભાગને તે માલાના **૩૨** તથા **૩૫** મણિકા તરીકે પ્રસિદ્ધ કરી આપ મુરબ્બીશ્રીનેજ સમર્પણ કરતાં મને પરમાનંદ પ્રાપ્ત થાય છે.

ઇશ્વિર આપ મુરબ્બીશ્રીને દીર્ઘાયુષ આપી હજી પણ આપના ઉદાર હાથે સ્વદેશને વધારે ઉપયોગી સાર્વજનિક કાર્યો કરાવે તથા આપશ્રીના નામે લખવા માંડેલી આ ગ્રંથમાલાના ૧૦૯ મણિકા નિર્વિઘ્ને મારે હાથે સત્વર પ્રસિદ્ધ થવાની અનુકૂલતા આપે એવી પ્રાર્થના છે. વડોદરા. તારીખ ૧૫ મી અકટોબર ૧૯૦૬. ધનતેરશ ૧૯૬૨.

લી૦ આપશ્રીનો પ્રેમાભિલાષી.

**મહાશંકર વિ. લલ્લુભાઈ ભટ્ટ.**

## ખાસ શાળાઓની લાયબ્રેરીમાં રાખવા લાયક વડોદરા રાજ્યમાં મંજુર થએલાં પુસ્તકો.

| નં. નંબર. | પુસ્તકનું નામ. | કીંમત. | મંજુરીનો નંબર |
|---|---|---|---|
| ૧. | બાલબોધક રામાયણ. | ૦—૬—૦ | ૫૯૫ |
| ૨. | રાધારાણી. | ૦—૪—૦ | ૫૬૮ |
| ૩. | મણીભાઇ વિરહ. | ૦—૨—૦ | ૪૮૪ |
| ૪. | બાલબોધક રામાયણ તથા મહાભારત. | ૧—૦—૦ | ૬૧૧ |
| ૫. | રોમનો સંક્ષિપ્ત ઇતિહાસ. (શાળાપયોગી) | ૦—૭—૦ | ૬૪૭ |
| ૬. | ગ્રીસનો „ „ „ | ૦—૭—૦ | ૪૭૯ |
| ૭. | વસંત માલતી. ( નવલ કથા. ) | ૦—૪—૦ | ૬૭૩ |
| ૮. | દુર્ગાદાસ રાઠોડ ( „ ) | ૧—૮—૦ | ૬૬૬ |

મળવાનું ઠેકાણું.—મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ. વરોદરા.

---

## આ પુસ્તક પ્રસિદ્ધ કર્ત્તાનાંપ્રકટ થએલાં પુસ્તકો પૈકી
### ખાસ બાળકો તથા સ્ત્રીઓને વાંચવા યોગ્ય પુસ્તકો.

| નં. | નામ | કિંમત | નં. | નામ. | કિંમત |
|---|---|---|---|---|---|
| ૧ | રાધારાણી. | ૦—૪—૦ | ૧૨ | સીતાજી. | ૦—૪—૦ |
| ૨ | ઇંદિરા. | ૦—૨—૦ | ૧૩ | અહલ્યાબાઈ. | ૦—૪—૦ |
| ૩ | હિરણ્યમયી. | ૦—૬—૦ | ૧૪ | સંયોગિતા | ૦—૪—૦ |
| ૪ | બાલબોધક રામાયણ. | ૦—૬—૦ | ૧૫ | રાણી ભવાની. | ૦—૪—૦ |
| ૫ | બાલબોધક મહાભારત. | ૦—૮—૦ | ૧૬ | દેવી દુર્ગાવતી. | ૦—૪—૦ |
| ૬ | બાલબોધક રામાયણ તથા મહા ભારત. | ૧—૦—૦ | ૧૭ | તારાબાઈ. | ૦—૪—૦ |
| | | | ૧૮ | પદ્મિની. | ૦—૪—૦ |
| ૭ | સાવિત્રી ચરિત્ર. | ૦—૨—૦ | ૧૯ | કર્મદેવી. | ૦—૪—૦ |
| ૮ | રામેશ્વર. | ૦—૪—૦ | ૨૦ | લક્ષ્મીબાઇ. | ૦—૪—૦ |
| ૯ | વસંત માલતી. | ૦—૪—૦ | ૨૧ | કૃષ્ણાકુમારી. | ૦—૪—૦ |
| ૧૦ | દમયંતી. | ૦—૪—૦ | ૨૨ | જોધબા. | ૦—૪—૦ |
| ૧૧ | મીરાંબાઈ. | ૦—૪—૦ | ૨૩ | ચંદ્રપ્રભા. | ૦—૪—૦ |
| | | | ૨૪ | ગુજરાતી ગરૂડ પુરાણ. | ૧—૮—૦ |

ઉપર દર્શાવેલાં પુસ્તકો ખાસ કરીને બાળકો અને સ્ત્રીઓને સન્માર્ગે ચલાવવાના ઉદ્દેશથીજ નિતિમય લખવામાં આવેલાં છે અને તે સર્વ સ્થળે માનનિય થઈ પડ્યાં છે. દરેક કુટુંબમાં એક એક પ્રત અવસ્ય રાખવાની જરૂર છે, કેમકે કુટુંબમાં નીતિ પ્રવર્તાવવામાં તે સંપૂર્ણ સાધનરૂપ છે.

* જો કોઈ સદ્‌ગૃહસ્થો શાળાઓમાં, પોતાની જ્ઞાતિમાં કે કોઈ સાર્વજનિક સંસ્થામાં ભેટ આપવાની સરતે દરેક પુસ્તકની એક સોથી ઓછી નહિ એટલી પ્રતો ગમે તે પુસ્તકની ખરીદશે તો તેમને તે ખાસ અરધી કિંમતે આપવામાં આવશે ખરીદતી વખતે નીચેને ઠેકાણેથીજ મંગાવવા વિનંતિ છે કેમકે બીજે કોઇ ઠેકાણે અમારાં પુસ્તકો મળતાં નથી.

મળવાનું ઠેકાણું:—  મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ. વડોદરા.

# પ્રસ્તાવના.

ઇ. સ. ૧૯૦૨ ના નાતાલના તહેવારો પછી ગુજરાતના પાયતખ્ત શહેર અમદાવાદમાં "હિન્દી પ્રજાકિય કોન્ગ્રેસ" ની અરાડમી બેઠક થવાની હિલચાલ તે પહેલાં કેટલાક વખત અગાઉથી થવા માંડી હતી. એ પ્રસંગે દરેક ગુર્જરબંધુએ એ પ્રજાકિય હિલચાલને તનમન ધનથા મદદ કરવી આવશ્યક હતી, તે પ્રમાણે એક ગુજરાતી તરીકે મને પણ કંઇ નાણાંની મદદ કરવાની ઇચ્છા થઇ પરંતુ સાધારણ સ્થિતિને લીધે તે ઇચ્છા કેમ પાર પાડવી તેનો વિચાર થઇ પડ્યો. છેવટે મારા તરફથી પ્રકટ થએલાં ગુજરાતી પુસ્તકોનું અમુક મુદ્દત સુધીનું ઉત્પન્ન—નફો જૂદો રાખી તે અમદાવાદની કોન્ગ્રેસ કમિટી તરફ મોકલવાનો નિશ્ચય કર્યો; એ માટે મારે કેટલાક ગુર્જર બંધુઓને મારાં પુસ્તકોના ગ્રાહક થવા વિનંતિ કરવી પડી હતી. આ પ્રસંગે જે ગુર્જર બંધુઓ અંગ્રેજી ભાષાથી બેનસીબ રહ્યા હતા તેઓ તરફથી "કોન્ગ્રેસ એટલે શું? તે શું કરે છે? કયારે સ્થપાઇ છે? તેનો હેતુ શો છે?" વગેરે સવાલો પૂછી-કોન્ગ્રેસ અરાડ વર્ષથી પોતાનું કાર્ય યથાસ્થિત બજાવે છે છતાં તેનાથી તદ્દન અજાણ હોવાનું જણાવતા હતા; આવા કારણને લીધે મેં જે મોટા પ્રમાણમાં મારાં પુસ્તકો વેચી તે રકમ કોન્ગ્રેસને આપવા ઇચ્છા રાખી હતી તેટલી રકમ ભેગી કરવી મુશિબત ભર્યું થઇ પડ્યું હતું; તે પૂર્વે તો જેટલી રકમ પ્રાપ્ત થઇ તેટલી અમદાવાદની કોન્ગ્રેસ કમિટીને અર્પણ કરી, પરંતુ તે પછી તેવી જુજ રકમ કોન્ગ્રેસ કમિટીને અર્પણ કરવા કરતાં "કોન્ગ્રેસનું કામકાજ" ગુજરાતી ભાષામાં પ્રકટ કરી જો તે ગુર્જર બંધુઓમાં મફત વહેંચવામાં આવે તો કોન્ગ્રેસની યોગ્ય સેવા બજાવેલી ગણાય એવી ઇચ્છા થઇ; પરંતુ ધન રહિત સ્થિતિમાં થએલી તેવી ઇચ્છા નિરાશામાં ફેરવાઇ જાય એમાં શું આશ્ચર્ય?

છેવટે મેં મારા કેટલાંક પુસ્તકો પ્રકટ કરી તે વેચી તેનો નફો જૂદો રાખી તે રકમ વડે મારો ઉપરનો વિચાર પાર પાડવાનો નિશ્ચય કર્યો અને એકદમ સાહસ કરી કેટલાંક પુસ્તકો પ્રકટ કર્યાં અને તે વેચવા કેટલોક પ્રયત્ન કર્યો પરંતુ ચાર વર્ષના અનુભવ પછી એ બાબતમાં આવેલા પરિણામ ઉપરથી એવું સિદ્ધ થયું કે "ગુર્જર બંધુઓમાં જેઓ સદ્‌ગૃહસ્થ—ધનવાન છે તેમાં વાંચનનો શોખ જોઇએ તેવો નથી, વાંચનનો શોખ ધરાવનાર ગુર્જર બંધુઓ ધનવાન નથી અને જેઓ ધનવાન હોવા સાથે વાંચનનો શોખ ધરાવે છે તેવા સદ્‌ગૃહસ્થો ગુર્જર ભૂમિમાં વસ્તીના પ્રમાણમાં ઘણાજ થોડા છે."

ઉપર પ્રમાણે હોવાથી હું મારા પ્રયત્નમાં લગભગ નિષ્ફળ નિવડ્યો એટલુંજ નહિ પરંતુ સાહસિકપણે જે પુસ્તકો પ્રકટ કર્યાં તેનાં બીલ ચુકવવાં પણ ભારે થઇ પડ્યાં અને માત્ર જે વિદ્યાવિલાસી ગુર્જર બંધુઓ ધનવાન સાથે વાંચનની અભિરૂચી ધરાવે છે તેમના પરજ માત્ર મારાં સઘળા પુસ્તકો એક પછી એક ખરીદવાનો બોજો આવી પડ્યો.

એ પ્રમાણે પ્રયત્નની સફળતા નિષ્ફળતાના રૂપમાં ફેરવાઇ ગઇ, ચાર વર્ષનું આરીય ખર્ચ અને પુસ્તકોનું છપામણ કેટલુંક માથે પડ્યું, છતાં એક વખત ધારેલી ધારણા કોઇ પણ સાહસથી પાર પાડવાની બળવાન ઇચ્છાને લીધે નુકશાનીમાં આવવા છતાં "કોન્ગ્રેસનું કામકાજ" એક વખત ગુજરાતી ભાષામાં પ્રકટ કરવાની ઇચ્છા જેવીને તેવીજ રહી અને તે કાર્યની આજ ચાર વર્ષે કેટલીક મુશીબતો વચ્ચે શરૂઆત થઇ એ પણ એક ઇશ્વર કૃપાજ છે.

ઉપરનાં કારણોને લીધે તથા જે થોડા ગુર્જર બંધુઓએ મારાં પુસ્તકોને આશ્રય આપ્યો છે તેઓની ઇંતેજારીને તૃપ્ત કરવા સંપૂર્ણ હેવાલ પ્રકટ કરવામાં હજી એ ત્રણ

વિલંબ થાય તેમ હતો માટે **ભાગ પહેલામાં—કોન્ગ્રેસનાં "પ્રથમનાં ઓગણીશ વર્ષનો સંક્ષિપ્ત હેવાલ" અને "ચોથા ભાગમાં વીશમા વર્ષનો સંપૂર્ણ હેવાલ"** પ્રકટ કીધો છે અને તે તદ્દન મફત આપવાનું બની શકે તેવું ન રહ્યાથી અમારે ત્યાં અગાઉથી નામ નોંધાવ્યાં છે તેમને તથા અમારા આશ્રય દાતાઓને નૉમીનલ કિમ્મત તરીકે દરેક ભાગના **ચાર આના કિમ્મત અને પોષ્ટ ખર્ચ** લઈ આપવાનું નક્કી કર્યું છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે આ સાહસનું પરિણામ આવેલું હોવાથી અમારે આ ખાતે એક મોટી રકમના કરજમાં ઉતરવું પડ્યું છે તેથી તદ્દન મફત આપવા ધારેલા આ પુસ્તકની આટલી જુજ કિંમત લેવી પડી છે કે જેથી તે કરજમાં કંઇક રકમ વસુલ કરી શકાય અને અમારૂં સાહસ આગળ ચાલતું રાખવા બની શકે.

કોન્ગ્રેસના આજ સુધીના કામકાજના હજી બીજા ચાર ભાગ બાકી છે તે તૈયાર છે અને છપાય છે. **(૧) કોન્ગ્રેસનો ૧૮ મા વર્ષનો (૨) ૧૯ મા વર્ષનો અને (૩) ૨૧ મા વર્ષનો સંપૂર્ણ હેવાલ** અને (૪) **કોન્ગ્રેસના પ્રેસિડેન્ટોના ફોટો ઝીંકોનું આલ્બમ**) તે પ્રકટ થએથી આ બે ભાગ જેટલી જ કિંવા અનુકૂલતા આવશે તો તેથી પણ ઓછી કિમ્મતે ગુજરાતમાં ફેલાવી અમારો નિશ્ચય બનશે તેટલી રીતે પાર પાડવા બનતું કરીશું.

આ પ્રકટ થએલા બે ભાગની ૫૦૦ કોપી પડતર કિમ્મતે ખરીદી **કચ્છ-માંડવીમાં** પોતાના ખર્ચે ગુર્જરબંધુઓમાં પોતાના એક મરહૂમ મિત્રની યાદગીરીમાં મફત વહેંચવાની માગણી માત્ર એક **સન્મિત્ર શેઠ મથુરાંદાસ ગોવિંદજીએ** કરી છે તે માટે તેવા સ્વદેશભક્ત શેઠની આ કોન્ગ્રેસનાં ભાષણો ફક્ત ગુજરાતી ભાષા જાણનારમાં મફત ફેલાવવાની અંતઃકરણની દૃઢ લાગણીની નોંધ અત્રે લઈ બીજા પણ સદ્‌ગૃહસ્થો આ ઉપયોગી સંસ્થાથી અજાણ રહેલા પોતાના ગુર્જર બંધુઓમાં આ પુસ્તકનો **શેઠ મથુરાંદાસની** પેરે ફેલાવો કરવાની ઇચ્છા રાખે તો બની શકે તેમ છે એવી સુચના કરવી આવશ્યક થઇ પડશે.

આ પુસ્તક છપાવવામાં લાંબી મુદત જવાનું એક કારણ નાણાંની અગવડતા ઉપરાંત પ્રિન્ટીંગ પ્રેસોની અગવડતાનું પણ છે, વડોદરામાં આટલી વધારે પ્રતો સફાઇબંધ અનુકૂલ ભાવે છાપી શકે એવું એક પણ સ્ટીમ પ્રિન્ટીંગ વર્કસ નહિ હોવાથી તે ક્યાં છપાવવાથી સોંઘુ અને સફાઇબંધ થશે તેની તપાસમાં કેટલોક વખત ખોવો પડ્યો છે. એક બે છાપખાનાંએ આપેલી આશાઓ પર કેટલોક વખત ભરોંસો રાખી બેસી રહેવું પડ્યું છે અને છેવટે અમદાવાદના ડાયમંડ જ્યુબિલી ઓઇલ સ્ટીમ પ્રેસમાં તે છાપવા આપવું પડ્યું છે. ઉતાવળને લીધે, અમદાવાદ જેટલે દૂર પુસ્તક છપાતું હોવાથી તથા એ પુસ્તક છપાવાની શરૂઆત થતાંજ મને હૃદય રોગ લાગુ પડવાના સબબે પુસ્તકનાં પ્રુફ જોવામાં બીજાના પર આધાર રાખવો પડ્યો છે તેથી નજર ચૂકથી કંઇ રહી ગએલી ચૂકો માટે અમારા વાંચનારાઓને તે સુધારી લઈ વાંચવા ભલામણ કરીએ છીએ.

હવે પછીના પ્રકટ થતા ભાગો જેમ બને તેમ સત્વર અમારા જીજ્ઞાસુ કૉન્ગ્રેસભક્ત વાંચકોને પુરા પાડવા અમારા તરફથી બનતી મહેનત ચાલુંજ છે.

હવે પછી નવા વર્ષથી અમે આ સાહસ માટે આરંભેલી "**ધી ગ્રેટ ઇંડિયન નૅશનલ કોન્ગ્રેસ યુનિયન ઓફિસ**" નું ધોરણ નિયમિત નિયમોથી સુવ્યવસ્થિત ચાલે તેવી રીતે ઠરાવી તે નિયમો તથા તેનો છેવટ સુધીનો હિસાબ હવે પછી પ્રકટ થતા ભાગોમાં પ્રસિદ્ધ કરીશું.

આ પુસ્તક જે સદ્‌ગૃહસ્થોના હાથમાં આવે તે તેની એક એક પ્રત પોતે ખરીદવા પોતાના મિત્રોને ખરીદવા ભલામણ કરશે એવી નમ્ર પ્રાર્થના છે. જેઓને નૉમિનલ કિંમતે નહિ ખરીદતાં પુરી કિમ્મત દુહોડ રૂપિયો આપી ખરીદવા ઇચ્છા હશે તો તે ઉપકાર સાથે કબુલ રાખવામાં આવશે.

આ પુસ્તક લખવામાં મને કેટલાંક દૈનિક તથા સાપ્તાહિક હિંદી, મરાઠી અને ગુજરાતી વર્તમાનપત્રોથી સુલભતા મળી છે, તે માટે તે તે વર્તમાનપત્રોના માલિકોનો આભારી છું.

મારાં પુસ્તકોને શરૂઆતમાં સુરત નિવાસી વિદ્યાવિલાસી પ્રખ્યાત વકીલ સાહેબ ગુલાબદાસ ભાઈદાસ મેહેતા તરફથી આશ્રય મળવાથી મ્હેં તેઓશ્રીના નામે એક ગ્રંથમાલા લખવી શરૂ કરીછે અને તેના ૧૦૯ મણિકા તેઓશ્રીનેજ અર્પણ કરવાનો નિશ્ચય કરેલો હોવાથી આ પુસ્તકના બંને ભાગ પણ હું તે ગ્રંથમાલામાં ઉમેરી તેઓશ્રીનેજ અર્પણ કરવાની મારી ફરજ અદા કરૂંછું. વડોદરા. ધનતેરશ સંવત ૧૯૮૨.

મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ.

સ્થાપક અને વ્યવસ્થાપક—ધિ ગ્રેટ ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસ યુનિયન ઑફિસ.

વડોદરા.

---

# ધિ. ઇંડિયન નેશનલ કૉંગ્રેસનું કામકાજ.



## ભાગ પહેલો.



## ઓગણીશ વર્ષનો સંક્ષિપ્ત હેવાલ.

ॐ तत्सत्.

यस्य स्मरेण मात्रेण जन्म संसार बंधनात् ॥
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे ॥ १ ॥

જેના નામસ્મરણ માત્રથીજ મનુષ્ય જન્મ અને મરણના બંધનમાંથી છૂટે છે તે મહા સમર્થ વિષ્ણુને નમસ્કાર હો, ૧.

ॐ तत्सत्.

# ધિ ઇંન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસનો ઓગણિશ વરસના કામકાજનો સંક્ષિપ્ત હેવાલ.

## પ્રકરણ પહેલું.

### કૉન્ગ્રેસની મુંબાઇમાં થએલી પહેલી બેઠક.

પ્રથમ ઇ. સ. ૧૮૮૫ ના માર્ચ માસમાં તે વરસના નાતાલના તહેવારો ઉપર આખા હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસતી પ્રજાના પ્રતિનિધિયો ( આગેવાનો ) ની એક સભા રાજદ્વારી સવાલોપર ચર્ચા ( વાદવિવાદ ) ચલાવવા માટે બોલાવવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો; અને તે માટે કેટલાક આગેવાન ગૃહસ્થોની સહીઓ સાથેનો એક સરક્યુલર પ્રકટ કરવામાં આવ્યો હતો. આ સભા પુના ખાતે ભરવાનો ઠરાવ કર્યો હતો, અને તે માટેની સર્વ તૈયારીઓ અગાઉથી કરી રાખવામાં આવી હતી; પરંતુ કમનસીબે કૉન્ગ્રેસ મળવાના થોડા દિવસ અગાઉ પુનામાં જોસબંધ કૉલેરા ફાટી નીકળવાથી છેલ્લી ઘડીએ પુનાને બદલે મુંબાઈ શહેરમાં કૉન્ગ્રેસ ભરવાનો ઠરાવ કરવો પડયો હતો.

ઉપર પ્રમાણે પુનાને બદલે મુંબાઈમાં મળેલી પહેલી કૉન્ગ્રેસના પ્રતિનિધિઓ ગોકળદાસ તેજપાલ સંસ્કૃત કૉલેજના મકાનમાં તા. ૨૭ મી ડિસેમ્બર સને ૧૮૮૫ ના રોજ ભેગા થયા હતા. તે વખતે પ્રજા તરફના બોતેર પ્રતિનિધીઓ ઉપરાંત કેટલાક જાણીતા દેશી તેમજ અંગ્રેજ સરકારી અમલદારોએ પણ હાજરી આપી હતી. પ્રતિનિધીઓની મુલાકાતે આવેલા જાણીતા ગૃહસ્થોમાં સર વિલિયમ વેડર્નબર્ન, મી. જસ્ટિસ જાર્ડિન, પ્રૉફેસર વર્ડ્ઝવર્થ, ઑનરેબલ મી. રાનાડે, અને પ્રૉફેસર ભાંડારકર પણ હતા. આ સઘળા ગૃહસ્થોએ જો કે સરકારી સવાલોમાં કંઇ પણ ભાગ લીધો નહોતો તોપણ તેઓએ કૉન્ગ્રેસને પોતાની સલાહ રૂપ સારી મદદ આપી હતી; અને એ રીતે કૉન્ગ્રેસ તરફ પોતાની પસંદગી અને દીલસોઝી જાહેર કરી હતી.

### પહેલી કૉન્ગ્રેસના પ્રમુખ, મી૦ વ્યોમેશચંદ્ર બેનરજી.

આ વખતે બંગાલાના જાણીતા વક્તા **મી૦ વ્યોમેશચંદ્ર બેનરજીની** પ્રમુખ તરીકે નીમણુંક કરવામાં આવી હતી જેમણે પોતાના ટુંક ભાષણમાં કૉન્ગ્રેસના હેતુ અને તેને કરવાનાં કામો વિષે સમજ આપી હતી; તે પછી કૉન્ગ્રેસનું નિયમ પ્રમાણેનું કામ કરવામાં આવ્યું હતું.

### કૉંગ્રેસના મુખ્ય હેતુ.

કૉંગ્રેસનો મુખ્ય હેતુ આખા દેશના લાભ માટે મહેનત કરનારા દીલસોઝ ગૃહસ્થો વચ્ચે મિત્રાચારીની લાગણી ઉત્પન્ન કરવાનો પ્રમુખે જણાવ્યો હતો અને તે ઉપરાંત જુદા જુદા ધર્મો અને જુદી જુદી ન્યાતો વચ્ચેના તફાવતથી વારંવાર ઉભા થતા બખેડાઓને દૂર કરી દેશ-

ના એકયતાની લાગણી ફેલાવવાની, હિંદના કેળવાએલા દેશીઓ જૂદા જૂદા અગત્યના રાજદ્વારી સવાલો વિષે પુખ્ત વિચાર કર્યા પછી કેવું અનુમાન ધરાવે છે તે સત્તાવાર રીતે જાહેર કરવા, અને આખા વરસમાં પ્રજા તરફથી રાજદ્વારી સવાલોના સંબંધમાં દેશના આગેવાનોએ કેવી રીતે કામ લેવું તે નક્કી કરવાનું કામ કૉન્ગ્રેસનું હતું.

## પહેલી કૉન્ગ્રેસ વખતે કરેલા ઠરાવો.

(૧) દેશનો રાજ કારભાર કેવી રીતે ચાલે છે તેની તપાસ કરવા એક કમિશન નીમવા ભલામણ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતોઃ—હિંદનો કારભાર નામદાર મહારાણી સરકારની સીધી હકુમત નીચે ગયા પછીનાં વરસોમાં દેશમાં કેવી રીતે કારભાર ચાલતો હતો તેના સંબંધમાં કોઇ પણ વખતે સતાવાર રીતે તપાસ ચલાવવામાં આવી નહોતી; પરંતુ હિંદના ઘણાક આગેવાન ગૃહસ્થોની ચાલુ લડતને પરિણામે એવી એક તપાસ કરવાની કબૂલત પ્રધાન મંડળ પાસેથી મેળવવામાં આવી હતી; પણ તે કબૂલત અધુરી હોવાથી કૉન્ગ્રેસે એવો ઠરાવ કર્યો હતો કે તે તપાસ એક પાદશાહી કમિશન મારફતે કરાવવી; અને હિંદુસ્તાનમાં પણ સાક્ષીઓની જુબાનીઓ લેવાનો તેને હુકમ કરવો. આ ઠરાવપર લાંબી તકરાર થયા પછી, અને કેટલાક સુધારાઓ મુકવામાં આવ્યા પછી એક મતે પસાર કરવામાં આવ્યો હતો.*—

( ૨ ) તે પછી બીજો ઠરાવ, ઇંડિયા કૌન્સિલ નામનું મંડળ કહાડી નાખવાની ભલામણ કરવાનો પસાર કરવામાં આવ્યો હતોઃ—આ મંડલ ઇસ્ટ ઇંડિયા કંપનીના વખતમાં ઘણું ઉપયોગી મંડલ હતું, પરંતુ હિંદનો કાર્યભાર નામદાર મહારાણી સરકારની સીધી હકુમત નીચે ગયા પછી તે એક ખર્ચાળું અને નિરૂપયોગી ખાતું થઇ પડયું હતું; તે માટે તે ખાતાને બંધ કરવાની ભલામણ કરવાનો ઠરાવ કૉંગ્રેસે સર્વાનુંમતે પાસ કર્યો હતો; કારણ કે તેઓના જણાવ્યા પ્રમાણે દેશના કાર્યભારમાં સુધારો કરવા માટે એ પગલું તદન જરૂરનું હતું.

( ૩ ) ત્રીજો ઠરાવ ધારા સભાઓમાં પ્રજાના પ્રતિનિધીઓને દાખલ કરવાની તથા તેમને સવાલો પૃછવાનો હક આપવાની ભલામણ કરવાનો પસાર કરવામાં આવ્યો હતોઃ—તે વખતે ધારા સભામાં નામદાર સરકાર તરફથી પોતાની પસંદગીનાજ સઘળા ગૃહસ્થોને દાખલ કરવામાં આવતા હતા અને થોડાક માન ભરેલા અપવાદ શિવાય અર્ધકેળવાએલા અને રાજદ્વારી સવાલોથી બિનમાહિતગાર ગૃહસ્થોની નીમણુંક કરવામાં આવતી હતી. તે સ્થિતિ સુધારીને જૂદી જૂદી મ્યુનિસિપાલિટીઓને ધારા સભાઓમાં પોતાના તરફથી પ્રતિનિધીઓ ચુંટી કાઢી મોકલવાનો અને તે પ્રતિનિધીઓને સવાલો પૂછવાનો હક આપવાની ભલામણ કરવાને લગતો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો +

---

* વાંચકોને જણાવવાની જરૂર નથી કે, આ પ્રમાણે કૉન્ગ્રેસે માગેલા કમિશનની નીમણુંક કરવામાં આવી હતી, અને તે પ્રમાણે “ વેલ્બી કમિશન ” ને નામે ઓળખાતા પાદશાહી કમિશને લાંબા વખત સુધી તપાસ ચલાવી હતી. જો કે હિંદુસ્તાનના સાક્ષીઓની જુબાની લીધી નહોતી, તો પણ હિંદના પ્રતિનીધિયોને સરકારના ખર્ચે તે કમિશન સન્મુખ જુબાની આપવાને બોલાવ્યા હતા, અને એ પ્રમાણે કૉન્ગ્રેસે પોતાના જન્મની શરૂઆતમાંજ એક મોટી ફતેહ મેળવી હતી.

+ આ ઠરાવ કૉન્ગ્રેસે દરવરસે પાસ કર્યા કરવાની ખંત લીધી હતી, જેથી છેવટે નામદાર સરકારને તે માગણી સ્વીકારવાની ફરજ પડી છે. એ રીતે કૉન્ગ્રેસની આ બીજી મોટી ફતેહ થઇ છે. હાલમાં જે ધોરણ ધારા સભામાં જોવામાં આવે છે તે કૉન્ગ્રેસે

(૪) **તે પછી સનંદી નોકરીને લગતી પરીક્ષા ઇંગ્લાંડની સાથે હિંદમાં લેવાની ભલામણ** કરવાનો ઠરાવ **મી૦ દાદાભાઇ નવરોજીની** દરખાસ્ત ઉપરથી પાસ કરવામાં આવ્યો હતો—આ દેશના લોકોની ગરીબાઇ ધ્યાનમાં લેતાં સનંદી નોકરીને લગતી હરીફાઇની પરીક્ષા ઇંગ્લાંડમાંજ લેવાની ગોઠવણ હોવાથી બાહોશ પણ ગરીબ હિંદીઓ તેનો લાભ લઈ શકતા નહીં હોવાથી આ ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો, તથા તે સાથે નામદાર સરકારને એવો પણ આગ્રહ કરવામાં આવ્યો હતો કે વગર સનંદી ચઢતા હોદ્દાઓમાં દેશીઓની નીમણુંક વધારે મોટા પ્રમાણમાં કરવી. સનંદી નોકરીને લગતી પરીક્ષા ઈંગ્લાંડ ઉપરાંત હિંદુસ્તાનમાં પણ લેવાનો આ ઠરાવ **મી૦ દાદાભાઈ નવરોજીની** ખંતીલી કોશિષથી પાર્લામેન્ટમાં પાસ કરવામાં આવ્યો છે; પરંતુ હજી સૂધી તેનો અમલ કરવામાં આવતો નથી. તે બીનાપર એક વખત ફરીથી ધ્યાન ખેંચી તે ઉપર અમલ કરવાને નામદાર સરકારને અરજ કરવાને લગતી દરખાસ્ત વીશમી કૉન્ગ્રેસ વખતે પણ લાવવામાં આવી છે, હિંદનો દરેક હિતેચ્છુ તે અરજ જલદીથી સ્વીકારવામાં આવે તથા તેમાં સમાએલા નિયમ પ્રમાણે અમલ કરવામાં આવે તેની આતુરતાથી રાહ જૂએ છે.

( ૫ ) પાંચમા ઠરાવ તરીકે **લશ્કરી ખર્ચમાં થતા રહેલા ચાલુ વધારા સામે વાંધો લેનારી** એક દરખાસ્ત તે પછી પાસ કરવામાં આવી હતી. હિંદુસ્તાનમાં વખતના જવા સાથે લશ્કરી ખર્ચમાં કેટલો મોટો વધારો ચાલુ રહ્યો હતો તેના સંબંધમાં સત્તાવાર વિગતો અને આંકડાથી ભરપુર દલીલો સાથેની સમજણ આ પ્રસંગે એક લંબાણ ભાષણથી **મી૦ દિનશાહ એદલજી વાચ્છાએ** આપી હતી; જેની સભા ઉપર એટલી સચોટ અસર થઇ હતી કે એ દરખાસ્ત સર્વાનુમતે પાસ થઇ હતી.

( ૬ ) તે પછી **ગરીબ વર્ગપર કરનો વધુ બોજો ન પડે એવી ગોઠવણ કરવાની અરજ કરવાને લગતો** છઠ્ઠો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતોઃ—લશ્કરી ખર્ચમાં વધારો થતાં તેને પહોંચી વળવા માટે ના૦ સરકારે નવા કર નાખવાની ગોઠવણ કરી હતી. તેના સંબંધે કૉન્ગ્રેસે એવી ભલામણ કરવાનો ઠરાવ પાસ કર્યો કે એ કર તવંગર વર્ગ ઉપરજ પડે એવી રીતે વસુલ કરવાને માટે તવંગર વર્ગના લોકોની વપરાશમાં આવતી ચીજોપર જકાત નાખવાની તથા આવક પરનો કર મોટી આવક ધરાવનારા લોકોપરજ નાખવાની ગોઠવણ કરવી.

( ૭ ) તે પછી **બરમાને હિંદ સાથે જોડી નાખવાને બદલે તેને તાજનું એક સંસ્થાન બનાવવાની ભલામણ કરવાનો** ઠરાવ ઑ૦ સર ફીરોજશાહ મેહેતાની દરખાસ્ત પરથી પાસ કરવામાં આવ્યો હતો—બરમાની નાણાં સંબંધી સ્થીતિ ખરાબ હોવાથી હિંદને તેના સંબંધમાં વધારે બોજો ખમવો ન પડે તે માટે આ ઠરાવ કરવામાં આવ્યો હતો.

ઉપરના ઠરાવો ઉપરાંત બીજું પરચુરણ કામકાજ બજાવીને કૉન્ગ્રેસનો આ મેળાવડો બરખાસ્ત થયો હતો. આ મેળાવડામાં સરળ રીતે તથા સર્વેની પસંદગી વચ્ચે જે કામકાજ કરવામાં આવ્યું હતું, તેથી જેઓ હિંદી પ્રતિનિધીઓ મારફતે કામ કરવાને તથા પ્રતિનિધીઓ મારફતે ચાલનારાં મંડળો ઉભાં કરવા માટે તદન ના લાયક કહેનારા તથા માનનારાઓને એક મજબુત ફટકો પડયો હતો.

---

કરેલી ભલામણ મુજબનુંજ છે, અને હજી પણ પ્રજાના પ્રતિનિધિયોને વધુ હકો આપવાની તથા નામદાર ગવર્નર અને વૉયસરૉયની કાર્યભારી સભામાં પણ પ્રજાના પ્રતિનિધિઓને દાખલ કરવાની કૉન્ગ્રેસની લડત ચાલુજ છે; આપણે આશા રાખીશું કે નામદાર સરકાર આપણી આ ખંતીલી લડતના પરિણામે વહેલી કે મોડી આપણી માગણી સ્વીકાર્યા વગર રહેશેજ નહિ. અસ્તુ !

# પ્રકરણ બીજું. કૉંગ્રેસની બીજી બેઠક.

## કૉન્ગ્રેસની કલકત્તામાં મળેલી બીજી બેઠક.

ઈ. સ. ૧૮૮૬ ની આખરે કૉન્ગ્રેસનો બીજો મેળાવડો કલકત્તા ખાતે ભરવામાં આવ્યો હતો. પહેલી કૉન્ગ્રેસ અને આ બીજી કૉન્ગ્રેસ વચ્ચે ઘણો મોટો ફેર હતો. પહેલી કૉન્ગ્રેસ વખતે માત્ર થોડાજ આગેવાનોએ તેમાં ભાગ લીધો હતો, અને તેમને કેટલીક મુશ્કેલીથી ભેગા કરવામાં આવ્યા હતા; જ્યારે આ બીજી કૉન્ગ્રેસ આખા દેશની કૉન્ગ્રેસ હતી. પહેલી કૉન્ગ્રેસમાં માત્ર થોડાક આગેવાન ગૃહસ્થોના આમંત્રણને માન આપીને ડેલિગેટો (પ્રતિનિધિઓ) પધાર્યા હતા, ત્યારે આ બીજી કૉન્ગ્રેસ વખતે ચુંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું હતું; પહેલી કૉન્ગ્રેસ વખતે કયા સવાલો હાથ ધરવા તેની ગોઠવણ અગાઉથી કરવામાં આવી નહોતી, ત્યારે આ બીજી કૉન્ગ્રેસમાં તે માટે કેટલાક વખત અગાઉથી મુખ્ય બાબતો વિષે ચર્ચા ચલાવવામાં આવી હતી; જેથી જૂદી જૂદી દરખાસ્તો સામે પહેલી બેઠક વખતે જે સુધારા લાવવામાં આવ્યા હતા તેની સંખ્યામાં આ વખતે મોટો ઘટાડો થયો હતો. પહેલી બેઠક વખતે ડેલિગેટોને હાજર થવા માટે કંઇક જબરાઇ કરવામાં આવી હતી ત્યારે આ બીજી બેઠક વખતે દરેક ગૃહસ્થ હાજર થવાને ઘણા આતુર હતા. પહેલી કૉન્ગ્રેસનો મેળાવડો આખર થતાં સુધી લોકોની ઉલટ પ્રકટી નીકળી નહોતી ત્યારે આ બીજી કૉન્ગ્રેસપર પહેલી કૉન્ગ્રેસની એટલી તો અસર થઇ હતી કે તેને માટે હદબહાર ઉલટથી તૈયારીઓ કરવામાં આવી હતી. હાજર થએલા પ્રતિનિધિઓની સંખ્યા આ વખતે બોતેર ઉપરથી વધીને ૪૩૧ ઉપર આવી હતી, જેમાં સઘળા કેળવાએલા વર્ગના પ્રતિનિધિઓને જગા મળી હતી.

### મહોમેદનોને કૉન્ગ્રેસથી અલગ રહેવાનું કારણ.

કેટલાક ઠેકાણાના મહોમેદનો કૉન્ગ્રેસથી અલગ રહેવાનું પસંદ કરતા હતા, તેનું કારણ કેટલાક કેળવાએલા મહોમેદનોના જણાવ્યા પ્રમાણે એકલપેટાઇનુંજ હતું. એક જાણીતા મહોમેદન ગૃહસ્થે એ બાબતમાં ઇસારો કરતાં જણાવ્યું હતું કે " મહોમેદનોની કૉન્ગ્રેસ પ્રત્યે પુર્ણ દિલાસોઝી છે, જો જરૂર પડે તો હું પોતેજ એ બાબતમાં પચાસ હજાર મહોમેદનોની સહીઓ લાવી આપવા તૈયાર છું. "

**વીશમી કૉન્ગ્રેસના પ્રમુખ સર હેન્રી કોટને** બીજી કૉન્ગ્રેસ વખતે જણાવેલો અભિપ્રાય ઘણો જાણવા લાયક છે. તેઓએ જણાવ્યું હતુ કે " નિયમિત કામ કરવાની તથા મધ્યમપણાની બાબતમાં કૉન્ગ્રેસ એક દાખલો બેસાડવા લાયક મંડળ છે; જેથી તેના વિષે સર્વેથી ઉંચામાં ઉંચી આશા બાંધવામાં કંઇ પણ ખોટું કહેવાશે નહિ. મહોમેદનો તેથી અલગ રહેવામાં ડાહાપણથી દૂર જાય છે. "

કૉન્ગ્રેસ સામે કરવામાં આવેલી ટીકાઓનો જવાબ વાળવાની ફરજ આવકાર દેનારી કમિટિના તે વખતના પ્રમુખ **મી૦ રાજેન્દ્રલાલ મિત્રને** માથે આવી પડી હતી. સરકાર સામે ફીતુર કરવાનો તથા જોરજુલમથી કામ લેવાનો જે આરોપ કૉન્ગ્રેસ સામે મૂકવામાં આ-

ન્યો હતો તેનો તેમણે સંપૂર્ણ રીતે બચાવ કર્યો હતો; એંગ્લોઇન્ડિયનો ખાતર જેઓ કૉન્ગ્રેસથી અલગ રહ્યા હતા તથા તેની ફત્તેહમાં ખલેલ કરવાની ફોકટની કોશિષ કરતા હતા તેમને તેમણે તદ્દન ઉઘાડા પાડયા હતા.

ત્યાર પછી તેમણે પ્રજાના પ્રતિનિધીઓને વધુ હકો બક્ષવાની જરૂર ઉપર ખાસ ધ્યાન ખેંચ્યું હતું; અને ધારા સભાઓમાં કેવું ખોટું ધોરણ ચાલતું હતું તે તેઓએ દાખલા દલીલોથી પુરવાર કરી આપ્યું હતું.

## પ્રમુખની ચુંટણી.

તે પછી બાબૂ જયકિષ્ણ મુકરજી નામના એક બાહોશ પણ અપંગ અને વૃદ્ધ ગૃહસ્થે **ઑ૦ મી૦ દાદાભાઇ નવરોજી** (હિંદના દાદા) ને પ્રમુખપદ આપવાની દરખાસ્ત કરતાં હિંદમાં રાજદ્વારી બાબતો વિષે હિલચાલ કરવાની જરૂર માટે ધ્યાન ખેંચ્યું હતું, તથા કૉન્ગ્રેસને આશીર્વાદ આપતાં કિંમતી સલાહ આપી હતી કે "તમે હમેશાં ડહાપણ અને મધ્યમપણું જાળવજો તથા ખંતીલી કોશિષ કર્યા કરજો એટલે જે ફત્તેહ માટે તમે લાયક થશો તે ફત્તેહ તમોને જરૂર મલશે એમ હું ખાત્રીથી કહું છું."

**ઑ૦ મી૦ દાદાભાઇ નવરોજીનું પ્રમુખ તરીકેનું ભાષણ.** ઑ૦ મી૦ દાદાભાઇએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં અંગ્રેજી રાજ્યથી દેશને થએલા ફાયદા ઉપર ધ્યાન ખેંચતાં નામદાર મહારાણી સાહેબની જ્યુબીલી વિષે ખુશાલીની લાગણી જાહેર કરી હતી; અને સંસારી સવાલો કૉન્ગ્રેસ કેમ ઉપાડી લેતી નથી તેનો જવાબ આપ્યો હતો. તેઓએ જણાવ્યું હતું કે "જૂદા જૂદા વર્ગો માટે કયા કયા સંસારી સુધારાની અગત્ય છે તે વિષે સઘળા વર્ગોની આ કૉન્ગ્રેસ શી રીતે તકરાર ચલાવી શકે? દેશની કૉન્ગ્રેસનું કામ તો દેશના સામાન્ય લાભોની સંભાળ લેવાનું છે; અને જૂદા જૂદા વર્ગો માટે જોઇતા સુધારા કરવાનું કામ તો જૂદા જૂદા વર્ગોની નાની નાની કૉન્ગ્રેસોએ ઉપાડી લેવાનું છે. એક વખત તમે તમારા પોતાના, તમારા પાડોશીઓના અને તમારા દેશને લગતા સવાલો વિષેની તમારી ફરજ અને જોખમદારીઓ વિષે વિચાર કરવા બેસશો તો તમારા પોતામાં શું ખામીઓ છે તે તમને જણાયા વિના રહેશે નહિ." આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે, **સને ૧૮૫૮ ના ઢંઢેરામાં આપવામાં આવેલાં વચનો અમલમાં મૂકવાની ભલામણ** કરવા ઉપરાંત કંઇ પણ વધારે કૉન્ગ્રેસ માગતી નથી અને માગી શકે એમ પણ નથી, જ્યારે હિંદીઓ પોતાને માટે હકો કેમ માગવા તે પણ સમજતા નહોતા તે વખતે બક્ષવામાં આવેલા હકો તેમને ભોગવવા દેવાના ઇન્સાફ શિવાય બીજું તેઓ માગતા નથી; તે પછી **પ્રજાના પ્રતિનિધિઓને રાજકારભારમાં ભાગ આપવાની અગત્ય** ઉપર ધ્યાન ખેંચીને **દેશની વધતી જતી ગરીબાઇ** વિષે **મી૦ દાદાભાઇએ ઈશારો કરી** હિંદમાં પ્રતિનિધીઓનું ધોરણ જોઇએ તેવી રીતે દાખલ કરવાથી દેશની સામાન્ય ગરીબાઇનો ઉપાય સર્વેથી ઉત્તમ રીતે કરી શકાશે એમ તેમણે જણાવ્યું હતું.

## પાસ કરેલા ઠરાવો.

### નામદાર મહારાણીની જ્યુબિલી માટે બતાવેલી ખુશાલી.

(૧) નામદાર મહારાણીની જ્યુબિલી માટે પોતાની ખુશાલી જાહેર કરી તે નામદાર એવાં બીજાં ઘણાં ઘણાં વરસો સુધી બ્રિટિશ શહેનશાહત ઉપર રાજ કરે એવી આશીષ ગુજારનારો પહેલો ઠરાવ કૉન્ગ્રેસે પાસ કર્યો હતો. આ ઠરાવ જે જુસ્સાથી કૉન્ગ્રેસે ઉપાડી લીધો

હતો તે તરફ જોતાં તે તેની વફાદારીનો એક અચુક પુરાવો હતો.

( ૨ ) તે પછી **દેશની ગરીબાઇનું કારણ શું ? તથા તેનો ઉપાય શી રીતે કરવો ?** તે વિષે તપાસ કરવાને સરકારને અરજ કરવાનો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. મી૦ દિનશાહ વાચ્છાએ દાખલા દલીલોથી પુરવાર કરી આપ્યું હતું કે તે ગરીબાઇનું ખરૂં કારણ કંઇ સરકારી અમલદારો જણાવતા આવ્યા છે તેમ ખેડુતોની ઉડાઉ ખર્ચો કરવાની ટેવનું નહોતું. તેમણે અર્થ શાસ્ત્રના નિયમ પ્રમાણે સાબીત કરી આપ્યું હતું કે જ્યાં સુધી દેશમાંથી દર વરસે કરોડો રૂપિયાની રકમ ગ્રેટબ્રિટનપર મોકલવાનું ચાલુ રાખવામાં આવશે ત્યાં સુધી દેશમાંથી ગરીબાઈ ઓછી થવાને બદલે તેનું સંકટ વધતુંજ જશે. ગરીબાઈ દૂર કરવાના સર્વેથી અગત્યના પગલા તરીકે દેશના કારભારમાં પ્રજાના પ્રતિનિધીઓને ભાગ આપવાની જરૂર સ્વીકારવામાં આવી હતી; અને કૉંગ્રેસે એવો ઠરાવ પાસ કર્યો હતો કે બીજા સઘળા સુધારા કરતા પહેલાં જરૂરી પગલાં તરીકે દેશના કારભારમાં પ્રજાના પ્રતિનિધીઓનું ધોરણ દાખલ કરવું.

( ૩ ) ત્રીજો ઠરાવ **ધારા સભાઓમાં સુધારો કરવાની જરૂરીઆત** વિષે ધ્યાન ખેંચવાને લગતો હતો, અને તે પ્રથમ કૉંગ્રેસે જે ઠરાવ એ બાબતના સંબંધે પાસ કર્યો હતો તેને મળતોજ હતો.

( ૪ ) ચોથો ઠરાવ **સરકારી નોકરીને લગતી બાબતનો** હતો તેના સંબંધમાં નામદાર સરકારે એક કમિશન નીમ્યું હતું, અને તેથી કેટલીક તરફથી એવી સૂચના કરવામાં આવી હતી કે તે કમિશનનો રિપોર્ટ બહાર પડતા સુધી કોંગ્રેસ એ બાબતમાં પોતાનો કંઈ પણ અભિપ્રાય બતાવવો નહિ; પણ છેવટે પુખ્ત વિચાર ચલાવ્યા પછી એ બાબતમાં કમિશનને કેટલીક સૂચનાઓ કરવાને લગતો ઠરાવ એકમતે પાસ કરવામાં આવ્યો હતો.

( ૫ ) તે પછી **ન્યાયના ધોરણમાં અગત્યના ફેરફારો કરવાની ભલામણ કરનારા ઠરાવો** પાસ કરવામાં આવ્યા હતા.

**અ.** જ્યુરી મારફતે તપાસ ચલાવવાની રીત થોડાક જીલ્લાઓમાંજ માત્ર દાખલ કરવામાં આવી હતી, અને જ્યુરીઓએ હમેશાં લગભગ પ્રમાણિકતાથી મત આપવાનું ચાલું રાખ્યાથી એ રીતને મોટી ફતેહ મળી હતી, તેથી કોંગ્રેસે તેને માટે નામદાર સરકારને આગ્રહ કરનારો ઠરાવ પાસ કર્યો હતો કે જ્યુરીની રીત દેશના સઘળા ભાગમાં વધારે મોટા પાયાપર દાખલ કરવી.

**બ.** વૉરંટને લગતા મુકદમામા ઇંગ્લાડમાં ચાલતા ધોરણ પ્રમાણે જો તોહોમતદાર ચાહે તો તેને પોતાનો બચાવ સેશન્સમાંજ કરવા દેવાનો હક આપવાને લગતો ઠરાવ હતો; આથી દેશીઓની રીતભાત વગેરે સમજી શકે એવા સદ્ગ્રહસ્થોની જ્યુરી મારફતે પોતાની તપાસ કરાવવાની જોગવાઇ તોહોમતદારોને મળે તેમ હતું. આ ઠરાવ પણ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

**ક.** જ્યુરીઓએ એક મતે જાહેર કરેલા અભિપ્રાયની પણ સામે થઇને સેશન્સ જજો તથા હાયકોર્ટના જજોને આરોપીને સજા કરવાનો હક્ક આપ્યો હતો તેથી જ્યુરી મારફતે તપાસ ચલાવવાના નિયમથી જે લાભ થતા હતા તે સઘળા નકામા જેવા થઇ પડતા હતા માટે કૉંગ્રેસે એવો આગ્રહ કરવાનો ઠરાવ કર્યો હતો કે સેશન્સ જજો અને હાઇકોર્ટના જજોને આપવામાં આવેલો એ હક્ક લઇ લેવો.

(૬) તે પછી ન્યાય અને મહેસુલી ખાતાં છુટાં પાડવાની અગત્ય દર્શાવનારો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. ઇન્સાફના મૂળનું ઉલ્લંઘન કરનારી રૂઢી હિંદુસ્તાનમાં જોવામાં આવે છે અને દિલગીરી સાથે આપણે જોઇએ છીએ કે કોન્ગ્રેસે વરસો વરસ આ બાબતના ઠરાવો પાસ કર્યા છતાં પણ તે રૂઢી હજી ચાલુજ રાખેલી જોવામાં આવે છે. જે ગૃહસ્થ બીજા સખ્સોપર તહોમત મૂકે તે પોતેજ તેના સંબંધે તપાસ ચલાવે એ ઇન્સાફી વલણથી કેટલું ઉલટું છે તે સહજ સમજી શકાશે. દિલગીરી માત્ર એટલીજ છે કે સાદી સમજથી પણ ઉલટી જતી આ રૂઢી સુધારવાને માટે કોન્ગ્રેસ તરફથી વારંવાર આગ્રહ કરવાનું ચાલું રાખ્યા છતાં આ જરૂરનો સુધારો થતો નથી. વીશમી કાન્ગ્રેસ વખતે પણ આ બાબત ફરીથી હાથ ધરવામાં આવી છે અને આપણે આશા રાખીશું કે સત્તાવાલાઓનું ધ્યાન પણ હવે એ બાબતપર ખેંચાયેલું હોવાથી કૉન્ગ્રેસની ખંતીલી મેહેનતના પરિણામે હવે ટુંકા વખતમાં આ બાબતનો સંતોષકારક ફડચો કરવામાં આવશે.

(૭) દેશીઓને વોલંટિયર તરીકે લશ્કરમાં દાખલ કરવાની સૂચના કરવાનો ઠરાવ તે પછી પાસ કરવામાં આવ્યો હતો. યુરોપમાં રાજદ્વારી મામલાએ લગાર ગંભીર રૂપ પકડેલુ હોવાથી હિંદુસ્તાન માટે કંઇ જોખમ આવી પડે તો તે વખતે નામદાર સરકારને મદદ કરી શકે એવી રીતે વોલંટિયર લશ્કરની ટુકડીઓ ઉભી કરવાની જરૂર વિષે ઘણાક વિચારવંત ગૃહસ્થોનું ધ્યાન ખેંચાયુ હતું. આ અભિપ્રાય પ્રમાણે કાન્ગ્રેસે સરકારને વોલંટિયર લશ્કર ઉભું કરવાની એક યોજના કરવાનો આગ્રહ કરનારો ઠરાવ પાસ કર્યો હતો.

**કાન્ગ્રેસના આગેવાનો સાથે નાo વૉયસરાય લાર્ડ કર્ઝને ચલાવેલો વાદવિવાદ.**

તા. ૨૯ મી ડિસેમ્બરે સવારમા નામદાર વાયસરાયે કોન્ગ્રેસના કેટલાક આગેવાન ગૃહસ્થોને પોતાની મુલાકાતે બોલાવ્યા હતા. તે આમંત્રણને માન આપીને કેટલાક જાણીતા ગૃહસ્થો તે નામદારની પાસે પધાર્યા હતા; તેની સાથે કોન્ગ્રેસને લગતી બાબતો વિષે ખાનગીમાં વાતચિત કરી હતી. તે નામદારે ઘણી બાબતો ધ્યાનથી સમજી લીધી હતી; પણ પોતાના આ પરોણાઓને તેણે ખાસ જણાવ્યું હતું કે "કાન્ગ્રેસના પ્રતિનિધીઓ તરીકે નહિ પણ ફક્ત દેશના માનવંતા આગેવાન સદ્ગૃહસ્થો તરીકે તેઓ સાથે જાહેર સવાલો વિષે તેણે વાદવિવાદ ચલાવવાની તક લીધી હતી.

(૮) હિંદમાં પ્રતિનિધીઓનું ધોરણ દાખલ કરવાના સવાલ બાબત તપાસ ચલાવવાને એક કમિશન નીમવાની ભલામણ હિંદી પ્રધાનને નામદાર વૉયસરાય મારફતે કરવાનો ઠરાવ તે પછી કોન્ગ્રેસ પીન કર્યો હતો.

આ શિવાય બીજું કેટલુક પરચુરણ કામકાજ કરીને કાન્ગ્રેસના બીજો મેળાવડો અસાધારણ ફત્તેહ સાથે બરખાસ્ત થયો હતો. પ્રમુખ મૅા મી. દાદાભાઇએ જણાવ્યું હતું તેમ "સ્વદેશાભિમાનના જુસ્સાની ગરમા ગરમીમાં પણ કોન્ગ્રેસના કામકાજ દરમ્યાન કોઇ પણ ગૃહસ્થે પોતાને પાછલથી દિલગીર થવું પડે તેવો એક પણ અસભ્ય શબ્દ વાપર્યો નહોતો; પરંતુ માયાળુંપણું, મધ્યમપણું અને પુરતી સભ્યતાથી આ મેળાવડો પૂર્ણ ફત્તેહમંદી સાથે પસાર થયો છે."

મેળાવડો બરખાસ્ત થતી વખતે નામદાર મહારાણીશ્રી માટેના ખુશાલીના પોકારોથી કોન્ગ્રેસનો હોલ ગાજી રહ્યો હતો.

# પ્રકરણ ત્રીજું–કૉંગ્રેસની ત્રીજી બેઠક.

## કૉન્ગ્રેસની મદ્રાસમાં મળેલી ત્રીજી બેઠક.

ઈ. સ. ૧૮૮૭ ની આખરે કૉન્ગ્રેસનો ત્રીજો મેળાવડો મદ્રાસમાં ભેગો મળ્યો હતો. આ મેળાવડામાં બીજા વર્ષની કૉન્ગ્રેસ કરતાં પણ વધારે સંખ્યામાં પ્રતિનધીઓ વગેરેએ હાજરી આપી હતી. પ્રતિનીધીઓની સંખ્યા આ વખતે ૬૦૭ જેટલી હતી તે ઉપરાંત વળી દેશમાં કૉન્ગ્રેસને માટે સર્વ ઠેકાણે દીલસોજીની લાગણી ફબરાઇ નીકળી હતી તથા કેટલાંક જાણીતાં હિંદી અંગ્રેજ પત્રોએ પણ કૉન્ગ્રેસની તરફેણમાં પોતાનાં લખાણો કર્યાં હતાં.

### કૉન્ગ્રેસની સામે લોકલાગણી ઉશ્કેરવાની વલણ.

કૉન્ગ્રેસ પ્રજાના પ્રતિનિધીઓની બનેલી છે તથા પ્રજાની હાજતો અને લાગણીઓ દર્શાવનારૂં એક મંડળ છે એવું પુરવાર થએલું હોવા છતાં પણ કેટલાંક અંગ્લોઇંડિઅન પત્રો તેના હેતુઓ વિષે ભૂલાવો ખવડાવનારાં લખાણો કરી તેને તોડી પાડવાની કોશિષ કરતાં હતાં. કેટલાક બૅરીસ્ટરો જ્યારે એમ જુએ છે કે પોતે પોતાનો મુકદમો હવે જરૂર હારી જશે ત્યારે પોતાના અસીલને ખુશી રાખવા માટે સામા પક્ષવાળાને ગાળો ભાંડવા મંડી જાય છે, તેની પેઠે પોતાની તરફ કંઇ પણ દલીલ નહોવાથી એ પત્રો કૉન્ગ્રેસને ગાળો ભાંડી તેના તરફ ધિક્કારથી જોવાનો યત્ન કરતાં હતાં; પણ જેમ ઉપર જણાવેલી ચાલ ચલાવનારા બૅરીસ્ટરો કંઇ પેહેલા વર્ગના બૅરીસ્ટરો હોતા નથી તેવી રીતે એવાં પત્રો પણ પેહેલા નંબરનાં ન કહી શકાય એવી પ્રજાની ખાત્રી થઇ હતી. કૉન્ગ્રેસને ફીતુરી મંડળ કહેવામાં કહેનારાની કેવી મૂર્ખાઇ સમાએલી હતી તે આ વર્ષના કૉન્ગ્રેસના પ્રમુખ મી૦ બદ્રુદીન તય્યબજીએ પુરવાર કરી આપ્યું હતું. કૉન્ગ્રેસમાં જોડાયલા સર્વ ગૃહસ્થો બ્રિટીશ રાજ્યના અમલ નીચે ઉંચી કેળવણી લીધેલા બાહોશ ગૃહસ્થો હતા. મી૦ બદ્રુદીન તય્યબજીએ તેથી એ માટે કહ્યું હતું કે જો આરીતે કેળવાએલા હિંદીઓનો મોટો ભાગ ફીતુરીજ હોય, તો તેમને નામદાર બ્રિટીશ સરકારના હસ્તકમાં ચાલતા કેળવણી ખાતામાં આપવામાં આવેલી કેળવણીમાંજ કોઇ ગંભીર પ્રકારની ખામી હોવી જોઈએ; અને તેથી કૉન્ગ્રેસના આગેવાનોને ફીતુરી કહેનારાઓ પોતેજ બ્રિટિશ રાજ્ય વિષે હલકું મત ધરાવનારા હોવા જોઇએ. આ ત્રીજી કૉન્ગ્રેસ પછી સઘળાઓની ખાત્રી થઈ હતી કે કેટલાક વખતના અરસામાં પ્રજાની સર્વ હાજતો પરી પડયા વગર રહેશે નહિ અને અંતે કૉન્ગ્રેસની ફર્યાદો ઉપર પૂરતું ધ્યાન ખેંચવામાં કૉન્ગ્રેસને સંપૂર્ણ ફત્તેહ મળશે.

### મહોમેદનો કૉન્ગ્રેસથી જુદા નહોતા.

મહોમેદનો કૉન્ગ્રેસથી જૂદા હતા એવા વિચાર ફેલાવવાને કેટલેક ઠેકાણેથી ઘણી તજવીજ કરવામાં આવી હતી; પણ તે વિચાર કેટલે દરજ્જે ખોટો હતો તે બીજા વર્ષની કૉન્ગ્રેસ વખતે એક જાણીતા મહોમેદન સદ્‌ગૃહસ્થે કરેલા ભાષણ ઉપરથી સહજ સમજી શકાશે. એક કોમ તરીકે મહોમેદનો કૉન્ગ્રેસથી જૂદા નહોતા તેનો પુરાવો એટલાજ ઉપરથી મળી શકે છે કે કૉન્ગ્રેસના આ વર્ષના પ્રમુખ મી૦ બદ્રુદીન તય્યબજી એક બાહોશ મહોમેદન ગૃહસ્થ હતા; અને કૉન્ગ્રેસમાં તે ઉપરાંત બીજા આશરે એંસી મહોમેદન પ્રતિનીધીઓએ હાજરી આપી હતી, જે સંખ્યા મહોમેદનોની કેળવણીની સ્થીતિ જોતાં ઘણી આવકારદાયક હતી. તે ઉપરાંત વળી પ્રમુખે જણાવ્યું હતું તેમ મદ્રાસ જેટલે છેટે મુંબાઇથી ઘણા મહોમેદન પ્રતિનીધીઓ આવી શકયા નહોતા; પણ તેઓ કૉન્ગ્રેસ પ્રત્યે સંપૂર્ણ દીલસોજી ધરાવે છે એમ મુંબાઇની અંજુમને ઇસ્લામની એક સભામાં પ્રકટ થએલી લાગણી ઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું.

માત્ર એક અલ્લીગઢના વૃદ્ધ મહોમેદન સુધારક મર્હુમ સર સૈયદ અહમદેજ કોન્ગ્રેસથી જુદા રહેવાનું પસંદ કર્યું હતું. યૂરોપિયનો અને યૂરેઝીયનો પણ હવે કોન્ગ્રેસમાં ભાગ લેવા લાગ્યા હતા અને **મદ્રાસના નામદાર ગવરનરે આખી કોન્ગ્રેસને માટે ગાર્ડન પાર્ટીનો એક મેળાવડો કર્યો હતો.**

મી૦ બદ્રુદ્દીન તઇબજીએ પ્રમુખ તરીકેના પોતાના ભાષણ દરમીયાન હિંદમાંથી દર વર્ષે ઘસડાઇ જતાં નાણાંની મોટી રકમ માટે ખેદ બતાવીને **યૂરોપિયનોને હિંદમાં પોતાનું બીજું ઘર કરીને રહેવાની સમજૂત** કરવાને પોતાના વતનીઓને આગ્રહ કર્યો હતો. એ રીત દાખલ થવાથી દેશમાંથી જે મોટી રકમ જતી રહે છે તેને બદલે તે દેશમાંજ ખર્ચાવાથી કેટલાંક સંકટો દૂર થવા ઉપરાંત ભણેલા બાહોશ અને અનુભવી અમલદારો આ દેશ સાથેના પોતાના લાંબા પરીચયથી દેશને લાભ કર્યા વિના રહે નહિ.

**(૧) કોન્ગ્રેસ માટે એક બંધારણ નક્કી કરવાનો સવાલ**—કોન્ગ્રેસની બેઠકને બીજે દિવસે કોન્ગ્રેસને માટે એક બંધારણ નક્કી કરવાનો સવાલ સર્વથી પહેલાં હાથમાં લીધો હતો. કોન્ગ્રેસને ચોકસ કાયદા કાનુનોથી તેના બચપણમાંજ બાંધી લેવા સામે ઘણાઓ તરફથી નાપસંદગી બતાવવામાં આવી હતી, અને તેથી એ કામ એક કમીટીને એ બાબતનો રિપોર્ટ કરવા સોંપવામાં આવ્યું હતું. એ કમીટીએ લંબાણથી ચોકસ કાયદા કાનુનો ઘડી કાઢયા હતા, પણ ઘણાઓને એમ લાગ્યું હતું કે, કોન્ગ્રેસ હજી તેવા કાયદા કાનુનોને માટે લાયક થઈ નથી; તેથી એ સવાલ આવતા વર્ષની કોન્ગ્રેસ માટે મુલત્વી રાખી એવી ગોઠવણ કરવામાં આવી કે જુદાં જુદાં મથકોની સ્ટેંડીંગ કોન્ગ્રેસ કમીટીઓ ઉપર ઉપર જણાવેલી કમીટીએ કરેલી ભલામણો પોતાના અભિપ્રાય આપવા તુર્ત વેળા તો મોકલી આપવી, તે પછી આખો દિવસ

**(૨) ધારા સભાઓમાં ચાલતું ધોરણ સુધારવાની ભલામણ** કરવાને લગતા ઠરાવ ઉપર તકરાર ચલાવવામાં આવી હતી. આ ઠરાવ ઉપર તકરાર ચલાવનારનાં ભાષણો ખરેખર અભ્યાસ કરવા જેવાં છે. પ્રખ્યાત બેંગાલી વક્તા **મી૦ સુરેંદ્રનાથ બેનરજી** અને મદ્રાસવાળા જાણીતા બેરીસ્ટર **મી૦ ચારદલી નૉર્ટન**નાં ભાષણો ખાસ ખેંચાણ કારક હતાં. **મી૦ બેનરજીએ** ભાર મૂકીને જણાવ્યું હતું કે કોન્ગ્રેસનું મુખ્ય કામ દેશમાં પ્રતિનિધીઓને લગતું ધોરણ દાખલ કરાવવાનુંજ હોવું જોઇએ; અને કોન્ગ્રેસના વાવટા ઉપર પણ તેવીજ મતલબનો મુદ્રાલેખ ભરી લેવામાં આવવો જોઇએ. એ ત્રણ વર્ષથી ચાલુ લડત હોવા છતાં ઇન્સાફ નહિ મળવાથી નીરાશ નહિ થતાં આ લડત વર્ષોનાં વર્ષો સુધી ચાલુ રાખવાની તેમણે ભલામણ કરી હતી, તથા પંચાસ વર્ષ પણ એક દેશની જીંદગીમાં ઘણા તરીકે નહીં ગણાય એમ તેમણે ભાર મૂકીને જણાવ્યું હતું. **મી૦ ચારદલી નૉર્ટને** પણ તેજ મુજબનો આગ્રહ કર્યો હતો; તેમણે જણાવ્યું હતું કે તમે તમારી માગણીઓ મેળવી શકો નહિ ત્યાં સુધી ફરી ફરીને તમારી ફર્યાદો ભાર મૂકીને રજુ કરતા રહેજો, એમ કરશો તોજ અજ્ઞાનપણા અને બેદરકારી ઉપર તમે જીત મેળવી શકશો. જે રાજ્યદ્વારી હક્ક ભોગવવાને તમે આજે પણ લાયક છો તે હક્ક યાદ રાખજો કે થોડા વખતમાં તમને મળશેજ. કદાચ તમે પોતે જો તે હક્કો મેળવી શકશો નહિ તોપણ તમારાં બાળકો તે હક્કો મેળવવાને જરૂર ભાગ્યશાળી થશે, અને તમોને તેથી એટલો તો દિલાસો રહેશે કે તમે એકલપેટાપણાથી નહિ પણ હવે પછીના જમાનાઓમાં પેદા થનારાં તમારાં બાળકોના લાભ માટે લડત ચલાવો છો. (આ ભવિષ્ય ધારાસભાના બંધારણના સંબંધમાં ખરૂં પડયું છે; એમ અમે આગળ જણાવી ગયા છીએ

જો આપણે આશા રાખીશું કે બાકીનું ભવિષ્ય કૉન્ગ્રેસની સઘળી ઇન્સાફી લડતોના સંબંધમાં પણ ખરૂં પડે. અસ્તુ ! )

( ૩ ) **ન્યાય અને મહેસુલી ખાતાં છૂટાં પાડવાની હિમાયત** કરવાને લગતો ત્રીજો ઠરાવ તે પછી હાથમાં લીધો હતો. કેટલાક તરફથી એમ કહેવામાં આવતું હતું કે એક કલેકટર મૅજીસ્ટ્રેટ તરીકે લોકોને સજા કરી શકશે એવી બીક જો તેમને રહે નહિ તો સરકારી કરો વગેરે વસુલ કરવામાં કલેકટરને ઘણીક અગવડ ખમવી પડે. આના જવાબમાં ઉપલી દરખાસ્તને ટેકો આપતાં એક મદ્રાસી ગૃહસ્થે ઘણી સારી રીતે જણાવ્યું હતું કે હાલમાં ચાલતું ધોરણ તેમની પોતાનીજ વીરૂદ્ધ જાય છે; એ ધોરણ કંઇ સત્તામાં વધારો કરનારૂં નથી. ગેરઇન્સાફીથી સત્તા વધતી નથી પણ ઘટે છે.

( ૪ ) **હિંદુસ્તાનમાં લશ્કરી કૉલેજો સ્થાપવાની ભલામણ** કરવાને લગતો ચોથો ઠરાવ તે પછી કરવામાં આવ્યો હતો. હિંદના પુત્રોને તેવી કૉલેજોમાં તાલીમ આપી લશ્કરી અમલદાર તરીકેના મોટા હોદ્દા તેમને આપવામાં આવે એવી આ ઠરાવની મતલબ હતી. દેશી લશ્કરની વફાદારી તથા તેની વખાણવા લાયક સેવાની સર્વ ઠેકાણેથી ઘટતી કદર કરવામાં આવતી હતી તથા દેશમાં તે લશ્કર કેટલું અગત્યનું હતું તે સર્વ ઠેકાણેથી કબૂલ રાખવામાં આવતું હતું. તે લશ્કરને વધારે ખીલવવા માટે અગત્યનાં પગલાં તરીકે આ દરખાસ્તમાં જણાવ્યા પ્રમાણેની લશ્કરી કૉલેજો સ્થાપવાની જરૂર હતી, અને તે જરૂર સ્વીકારનારો ઠરાવ કૉન્ગ્રેસે પાસ કર્યો હતો.

( ૫ ) **વૉલંટિયરોનું ધોરણ હિંદમાં દાખલ કરવાની** જરૂર વીષે તે પછી વિવેચન કરવામાં આવ્યું હતું **મી૦ શંકર નેયરે** તે બાબતનો ઠરાવ રજુ કર્યો હતો. મી૦ નેયર પોતે હાઇકોર્ટના વકીલ હતા પણ રશિયનો હિંદુસ્તાનમાં આવે એવી જ્યારે ધાસ્તી રાખવામાં આવતી હતી ત્યારે તેમણે વૉલંટિયર તરીકે કામ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી હતી; પણ તેઓને તે રીજમીટમાં દાખલ કરવામાં આવ્યા નહોતા. તેઓએ આ દરખાસ્તના સંબંધમાં પૂરતી બાહોશીથી વિવેચન કર્યા પછી **મી૦ અલીમહમદ ભીમજીએ** પોતાની તડ ને ફડના નીયમ મુજબ બોલવાની હમેશની રીત પ્રમાણે એક રમુજી ભાષણમાં આ દરખાસ્તને ટેકો આપ્યો હતો. તેમણે કહ્યું હતું કે આપણને વૉલંટિયર રીજમીટમાં શા માટે દાખલ કરે ? અને શા માટે તેમાં આપણે દાખલ થવા માગીએ છીએ ? એમ આપણને સરકાર તરફથી પૂછવામાં આવે છે; તેનો જવાબ હું એટલામાંજ આપીશ કે હિંદુસ્તાન એ અમારૂં ઘર છે અને તે અમારા ઘરને અમો પોતેજ બચાવવા માગીએ છીએ. અંગ્રેજ સરકાર પાસે પૈસા હોય તેથી શું થયું ? પૈસા કંઈ લડાઇ કરવા નહીં આવે, માણસોનેજ લડવા જવું પડશે; પણ જ્યારે અંગ્રેજી હકુમત નીચે આપણને બાયલા બનાવી દેવામાં આવશે તો લડાયક માણસો પછી કયાંથી મળશે ? આપણે શું એટલા બધા હલકા છીએ કે હિંદમાંનાં આપણાં ઘરોનો આપણે બચાવ કરીશું એવો પણ વિશ્વાસ આપણા ઉપર રાખી શકાય નહિ ? અંગ્રેજી રાજ્ય શિવાય અમો બીજું રાજ્ય ઇચ્છતા નથી પણ અંગ્રેજી રાજ્યનો, હિંદુસ્તાન દેશનો, અને આપણા પોતાના ઘરોનો બચાવ કરવા આપણે માગીયે છીએ. આ ભાષણથી આખી સભા ઉપર એટલી તો અસર થઇ હતી કે ઉપલો ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો. દિલગીર થવાનું કારણ એટલુંજ છે કે દેશની સંપૂર્ણ વફાદારીના પૂરાવા છતાં, વૉલંટિયરોથી અંગ્રેજી રાજ્યને નક્કી ફાયદો થવાના સઘળા સંભવ છતાં, તથા હિં

દના દેશીઓને આપવામાં આવેલા ગંભીર વચનમાં આ માગણી સમાઇ જવા છતાં તે સ્વીકાર વામાં આવતી નથી. તે સ્વીકારવાથી દેશમાં એક મોટો ફેરફાર થઇ ગયા વિના રહેશે નહિ એ ખરૂં છે પણ તે ફેરફારને માટે આ માગણી નહિ સ્વીકારવાનું કારણ કંઇ વાજબી ગણાશે નહિ.

(૬) **આવક ઉપરનો કર વાર્ષિક હજાર રૂપિયાથી વધારે આવક વાળાઓ પાસેથીજ વસુલ કરવાની ભલામણ** કરનારો ઠરાવ તે પછી પાસ કરવામાં આવ્યો હતો. ગરીબ વર્ગના લોકોને ઓછો કર ભરવો પડે અને તવંગર લોકોને વધારે પ્રમાણમાં કર આપવો પડે એવી ગોઠવણ આડકતરી રીતે ઘણા કરોના સંબંધમાં કરવામાં આવે છે. સીધી રીતે એ નિયમ પ્રમાણે કર વસુલ કરવાવી રીત આવક ઉપર કર લેવાનાં છે તે કર ખાસ કરીને ગરીબોને ભારે પડે નહિ એવી મતલબથી લેવામાં આવે છે છતાં પણ જો ઘણી નાની રકમ કમાનાર પાસેથી પણ તે કર લેવામાં આવે તો તેથી કર લેવામાં જે નિયમ સમાએલો છે તેનું ઉલંઘન કરવામાં આવે. હિંદુસ્તાનમાં બીજા કરોને બદલે આવક ઉપર કર લેવાની ભલામણ ઘણી વખત કરવામાં આવી હતી; જો કે લોકો તો કોઈ પણ જાતના વધારે કરના બોજાને ના પસંદજ કરતા હતા; પણ બીજા કોઇ કર નાખવામાં આવે તેના કરતાં વધારે સારો માર્ગ આવક ઉપર કર નાખવાનો ગણી તેમણે તે કર કબુલ રાખ્યો હતો; ઓછામાં ઓછી વર્ષ દહાડે બસો રૂપિયાની પેદાશ વાળા દરેક ઈસમને તે કર ભરવાનો હોવાથી અને તે રકમ સાધારણ રીતે એક મોટા કુટુંબને માટે કોઇ પણ રીતે ઘણી સારી રકમ ન હોવાથી તે કર લગાર ભારે હતો; તેથી ઓછામાં ઓછી દર વર્ષે એક હજાર રૂપિયાની પેદાશ વાળાઓ ઉપરજ એ કર લેવાની ભલામણ કોન્ગ્રેસે કરી હતી; અને તે પ્રમાણેનો ઠરાવ કરવાનું તેણે વર્ષોનાં વર્ષો સુધી ચાલુ રાખ્યા પછી છેવટે છેલ્લા દિલ્લી દરબાર વખતે આપવામાં આવેલા વચન પ્રમાણે નામદાર સરકાર તરફથી આ ભલામણ સ્વીકારવામાં આવી છે. કોન્ગ્રેસની સતત તથા ખંતીલી લડતની ફતેહનો આ એક વધુ પુરાવો છે.

(૭) **હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી દેશમાં મોટા પાયા ઉપર દાખલ કરવાની ભલામણ** કરનારો ઠરાવ તે પછી કોન્ગ્રેસે પાસ કર્યો હતો. ત્રીજી કોન્ગ્રેસ પછી જે સુધારા વધારા થયા છે તથા દેશની હાજતોના સંબંધમાં કોન્ગ્રેસે નામદાર સરકારનું ધ્યાન ખેંચવાનું ચાલુ રાખ્યાથી તેને જે ફતેહ મળી છે તેમાં એક અગત્યની બાબત દેશમાં હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી મોટા પાયા ઉપર સ્થાપવાને માટે એક યોજના તૈયાર કરવાને લગતી છે. નામદાર સરકારે છેવટે એ અગત્ય કબુલ રાખી છે તેનો ધન્યવાદ કોન્ગ્રેસનેજ ઘટે છે; કારણકે કોન્ગ્રેસેજ વર્ષો વર્ષ નામદાર સરકારનું ધ્યાન ખેંચવાનું ચાલુ રાખી એ અગત્યની બાબતમાં પ્રજાની તેમજ સરકારની એ દરકારીથી કેવા ઘેર લાભ થતા હતા તે બતાવી આપ્યું હતું. હિંદુસ્તાનમાં ઘણા નજીકના ભવિષ્યમાં બાહોશ લેખકો, ધારાશાસ્ત્રીઓ, વિદ્વાનો, અને છટાદાર ભાષણો કરનારા સાથે મહાન શોધકો અને દેશને લાયકના નવા ઉદ્યોગ હુન્નરને ખીલવનારા પણ મળી આવે એમ સર્વ કોઇ ઇચ્છશે અને તે માટે **મી૦ તાતાની** યોજનાને જલદીથી અમલમાં મૂકવામાં આવે એવી રાહ આખા દેશની પ્રજા જોતી રહી છે.

(૮) **હથીઆરો વાપરવાની બંધીથી થતા ગંભીર નુકશાન તરફ ધ્યાન ખેંચનારો ઠરાવ** તે પછી પાસ કરવામાં આવ્યો હતો. હિંદુસ્તાનના દેશીઓને ખાસ પરવાનગી શિવાય હથીઆર રાખવાની બંધી કરવામાં આવી છે—આ બંધીથી વર્ષોનાં વર્ષો થયાં પ્રજાને ગંભીર નુકશાન થતું રહ્યું છે. ખેડુતોને તેથી જંગલી જનાવરો સામે પોતાના પાકનું રક્ષણ કરવાનું બનતું નથી અને હજારો માણસો તથા ઢોરોના તેથી જીવ જાય છે; પણ એ સર્વ-

...અગત્યની બીના તો એ છે કે દેશની પ્રજાનું આ કાયદાથી મોટું અપમાન કરવામાં આવે છે. હિંદી પ્રજાની પૂર્ણ વફાદારી છતાં તેને પોતાનો બચાવ કરવા માટે પણ હથીઆરો વાપરવા નહિ દેવાં એ તે પ્રજાને અવિશ્વાસુ ગણવા બરાબર છે. કૉન્ગ્રેસે તેથી એવો ઠરાવ કર્યો હતો કે જેમના સંબંધમાં કોઈ પણ જાતનો શક રાખવાનું કારણ ન હોય તેમને હથીઆરો વગેરેનો ઉપયોગ કરવાની છૂટ આપવી—આ ઠરાવ પ્રમાણે હજી પણ અમલ કરવામાં આવ્યો નથી અને તેથી ફરીથી તે ઠરાવ બીજા રૂપમાં વીશમી કૉન્ગ્રેસ વેળાએ મૂકવામાં આવ્યો હતો. આપણે આશા રાખીશું કે કૉન્ગ્રેસની આ માગણીમાં સમાયલા ઇન્સાફી નિયમને ધ્યાનમાં લઇ એ બાબતમાં સરકાર તરફથી હિંદી પ્રજાને ઘટતો ન્યાય આપવાને ઉતાવળાં પગલાં ભરવામાં આવશે. અસ્તુ !

**કૉન્ગ્રેસના પ્રમુખ થવામાં સમાએલું માન**—કૉન્ગ્રેસની ત્રીજી બેઠકમાં હાથ ધરવામાં આવેલું સઘળું કામ તદ્દન સભ્યતાથી તથા સરળતાથી ચલાવવામાં આવ્યું હતું: કૉન્ગ્રેસને મળેલી ફતેહથી તેના વીરોધીઓને પણ તેની સામે કંઇપણ ટીકા કરવાની તક મળી નહોતી. સઘળું કામ સંપૂર્ણ થયા પછી પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત પાસ કરવામાં આવી હતી. આ ઠરાવના જવાબમાં મી૦ બદરૂદીન તય્યબજીએ કરેલા ભાષણમાં એક ઘણી અગત્યની બાબત છે. કૉન્ગ્રેસને તેમણે દેશના સઘળા કહેવાયલા વર્ગોના પ્રતિનિધી મંડળ તરીકે ગણાવ્યું હતું; અને જણાવ્યું હતું કે આ કૉન્ગ્રેસના પ્રમુખ પદમાં જે માન રહેલું છે તે અત્યાર સુધીમાં મને જે માન મળ્યું છે તેના કરતાં હું વધારે ચઢતું ગણું છું અને હું ધારૂં છું કે હવે પછી મને ગમે તેવું મોટું માન મળી શકે તેના કરતાં તે વધારે ચઢીયાતુંજ રહેશે. તેઓના આ બોલોને તે મરતા સુધી દ્રઢતાથી વળગી રહ્યા હતા. અને કૉન્ગ્રેસની કેટલી અગત્ય છે તથા તે કેવું ઉપયોગી મંડળ છે ને એક ન્યાયાધીશ તરીકે પણ તેઓએ સ્વીકાર્યું હતું.

---

# પ્રકરણ ચોથું. કૉંગ્રેસની ચોથી બેઠક.

## કૉન્ગ્રેસની અલાહબાદમાં મળેલી ચોથી બેઠક.

(૦)

આગલી કૉન્ગ્રેસોને મળેલી ફતેહ ઉપર સરસાઇ મળવે એવી અને અનેક કારણોને લીધે વધારે અગત્ય ધરાવનારી કૉન્ગ્રેસની ચોથી બેઠક અલાહબાદ ખાતે ઈ. સ. ૧૮૮૮ માં મળી હતી. આ કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે એક ભલા અને દિલસોજ યુરોપિયનની ચુંટણી કરવામાં આવી હતી પણ તે કરતાં પણ જે વધારે ધ્યાન ખેંચવાની બાબત હતી તે **કૉન્ગ્રેસની સામે કરવામાં આવેલા સખત હુમલાને લગતી હતી.** અલીગઢવાળા જાણીતા મહોમેદન સુધારક મરહુમ—સર–સૈયદ અહમદખાને તથા બનારસવાળા રાજા શિવપ્રસાદ નામના ગૃહસ્થોએ કૉન્ગ્રેસની સામે મહોમેદન અને હિંદુ કોમોની લાગણી ઉશ્કેરવાની ઘણી મજબૂત કોશિષ કરી હતી, વળી તે ઉપરાંત તે વખતના વૉયસરોય લૉર્ડ ડફ્રીને પણ પોતાના એક ભાષણમાં કૉન્ગ્રેસની હીલચાલને વખોડી કાઢવાની કોશિષ કરી હતી.

## કૉન્ગ્રેસને તેથી થએલા બહોળા લાભો.

કૉન્ગ્રેસને તેથી બહુ જાણવા લાયક લાભો થયા છે. સઘળી જાહેર હીલચાલોમાંથી ફારગ થએલા ઘણાક વૃદ્ધ ગૃહસ્થોએ કૉન્ગ્રેસની હીલચાલને માટે પોતાથી બની શકે એટલી ઊલટ બતાવી તેને ટેકો આપ્યો હતો. ત્રીજી કૉન્ગ્રેસના કરતાં આ વખતે બમણા પ્રતિનિધીઓ હાજર થયા હતા. અને તેમની ચુંટણી કરવાના કામમાં **ઓછામાં ઓછા ત્રીસ લાખ**

માણસોએ ભાગ લીધો હતો આ ત્રીસ લાખ માણસો તે ખરેખરી રીતે ગણત્રી કરતાં સાડા સાત કરોડ માણસોની વસ્તીના પ્રતિનીધીઓ હતા. આવું છતાં કૉન્ગ્રેસ માત્ર દેશની વસ્તીના એક નજીવા ભાગનું પ્રતિનિધી મંડળ છે એવો આરોપ લૉર્ડ ડફરીને પણ મૂક્યો હતો. કૉન્ગ્રેસની સામે મૂકવામાં આવેલા આ નાપાયાદાર આરોપને લીધેજ સંખ્યા બંધ ગૃહસ્થો મોટા ભોગે આપીને કૉન્ગ્રેસની હીલચાલમાં ભાગ લેવાને ખાસ કરીને દૂરના શેહેરોમાંથી પણ હાજર થયા હતા એમ તેમણે કબુલ કર્યું હતું.

### કૉન્ગ્રેસને માટે સારી જગા મેળવવામાં આવે તે સામે સરકારી અમલદારો વગેરેએ આડકતરી રીતે કરેલી હરકત.

કૉન્ગ્રેસ ભેગી મળવા માટે જોઇએ તેવી સારી જગ્યા ન મળે તે માટે બની શકે એટલી હરકત કરવા તથા તેનો વાર્ષિક મેળાવડો ભેગો થઇ શકે નહિ એવી સઘળી તજવીજ સનદી અને લશ્કરી અમલદારોએ પોતાના હાથમાં આવેલી બહોળી સત્તાને લીધે કરી હતી અને એક વખત કૉન્ગ્રેસના કામ માટે આપવામાં આવેલી જગ્યા પણ વિચિત્ર કારણો બતાવી લઈ લેવામાં આવી હતી તેથી કાન્ગ્રેસ મળવાના માત્ર સાત અઠવાડીયાં અગાઉજ તેના આગેવાનોએ એક જગ્યા મેળવી હતી અને આટલી ટુંકી મુદતમાં પણ તે માટે સઘળી સંતોષકારક ગોઠવણ કરવામાં આવી હતી.

**છુપી રીતે કાન્ગ્રેસના ફંડને મોકલવામાં આવેલાં નાણાં**—કાન્ગ્રેસ તરફ લોકોની અત્યંત દીલસોજી હોવા છતાં પણ સરકારી અમલદારોએ તેના સામે પોતાનો અવાજ કહાડ્યાથી ઘણાક લોકો તેમાં ખુલ્લી રીતે કંઇ પણ ભાગ લેવાને નારાજ હતા પરંતુ કૉન્ગ્રેસની હીલચાલ ફતેહમંદ નીવડે તે માટે સારી આશીષ સાથે ઘણા તરફથી રાતની વખતે તદન ભળતા આસામીઓની મારફતે નાણાં મોકલવામાં આવ્યાં હતાં. કૉન્ગ્રેસએ પ્રજાનું પ્રતિનીધી મંડળ છે તે આટલા ઉપરથીજ સંપૂર્ણ રીતે સાબીત થાય છે.

### આનરેબલ. પંડિત અયોદ્ધાનાથે કાન્ગ્રેસ સામેના હુમલાનો આપેલો જવાબ.

કૉન્ગ્રેસ એક ફીતુરી મંડળ છે એવો આરોપ તેના સામે મૂકવામાં આવ્યો હતો તે કેવો ખોટો હતો તે આવકાર દેનારી કમીટિના પ્રમુખ આ૦ મી૦ અયોદ્ધાનાથે પૂરવાર કરી આપ્યું હતું. કૉન્ગ્રેસ તો ઇંગ્લાંડ સાથે હિંદુસ્તાનનું મજબુત જોડાણ માગતી હતી તે છતાં તેને ફીતુરી ગણવામાં કેટલી મુર્ખાઇ સમાએલી છે તે, તેમણે સાબીત કર્યું હતું. લાર્ડ ડફરીનને માટે બોલતાં તેમણે જણાવ્યું કે તે નામદારને પોતાના હોદ્દાની ઘણી ફરજો બજાવવાની હતી તેના દબાણને લીધે કોન્ગ્રેસને માટે તે જોઇતી માહીતી મેળવી શક્યો નહિ હોય એ બનવા જેવું છે. કૉન્ગ્રેસ હિંદની રૈયતના એક નજીવા સરખાજ ભાગની લાગણી દર્શાવે છે એવો જે આરોપ મૂકવામાં આવ્યો હતો તે પણ તેમણે દાખલા દલીલોથી ખોટો પાડી આપ્યો હતો.

### પ્રમુખ મી૦ યુલનું ભાષણ.

કૉન્ગ્રેસે પાછલા વર્ષોમાં હાથ ધરેલી બાબતોને વધારે મજબુતી આપનારૂં પ્રમુખનું ભાષણ હતું. હિંદીઓ દેશના રાજ્ય કારભારમાં પ્રતિનિધીઓ તરીકે બીરાજવાને તદન લાયક છે એમ જણાવ્યા પછી તેણે ઉમેર્યું હતું કે ઈંગ્લાંડની રાજ્યનીતિના નિયમ પ્રમાણે હિંદીઓને પોતાના પ્રતિનિધીઓ ધારા સભાઓમાં મોકલવાનો હક્ક આપવામાં માત્ર ઇન્સાફજ સમાયલો છે.

**હિંદીઓ કંઇ પોતાની સ્વતંત્ર પાર્લામેન્ટ માગતા નથી** એમ ભાર મૂકીને આ૦ મી૦ તેલંગે ધારા સભાઓના બંધારણના સંબંધમાં ઠરાવ રજુ કરતાં જણાવ્યું હતું. ઉપલો આરોપ લૉર્ડ ડફરીને કાન્ગ્રેસ સામે મૂક્યો હતો પણ તે તદન ખોટો હતો અને કૉન્ગ્રેસ

અંગ્રેજોને હિંદુસ્તાન છોડીને જવાનું કદી પણ કહેતો નથી તે પાછલા વર્ષોમાં પાસ કરેલા ઠરાવો ઉપર ધ્યાન ખેંચીને મી. તેલંગે સાબીત કર્યું હતું. મી૦ સુરેંદ્રનાથ બેનરજીએ પણ એજ પ્રમાણેનું વિવેચન કર્યું હતું.

**સર સૈયદ અહમદે કોર મરડી** છે એમ લાલા લજપતરાયે તે પછી સાબીત કર્યું હતું, ધારા સભાનાં બંધારણની બાબતમાં કોન્ગ્રેસે જે ઠરાવ પાસ કર્યા હતા તેની સરખામણી સર સૈયદે ત્રીશ વર્ષ અગાઉ કરેલા ભાષણ સાથે કરી ઉપલા ગૃહસ્થે બતાવી આપ્યું હતું કે જે ઠરાવની સામે સર સૈયદે હાલ પોતાની નાપસંદગી દેખાડી છે તેજ ઠરાવને મળતો અભિપ્રાય તેઓ કેટલાંક વર્ષોથી ધરાવતા આવ્યા છે.

**પોંડીચેરીમાં દેશીઓને પ્રતિનિધી તરીકે દાખલ કરવામાં આવે** છે છતાં હિંદુસ્તાનના બીજા ભાગમાં સુધરેલી અંગ્રેજ સરકારના અમલમાં આપણને કેમ પાછળ રાખવામાં આવે છે તે સમજી શકાય એમ નથી એવું મી૦ મુદલીયારે તે પછી જણાવ્યું હતું.

**રાજા શિવપ્રસાદે કૉન્ગ્રેસના આગેવાનો સામે કરેલું સખ્ત વિવેચન.**

આ વખતે એક અગત્યનો બનાવ બન્યો હતો. રાજા શિવપ્રસાદ જેઓ બનારસમાં કોન્ગ્રેસની સામે ભાષણો વગેરે કરતા હતા તે કોઇક ભલમકને લીધેજ એક પ્રતિનિધી તરીકે કોન્ગ્રેસમાં હાજર થયા હતા. તેમણે ધારા સભાને લગતા ઠરાવનો વિરૂદ્ધમાં બોલવા માંડયા પછી કૉન્ગ્રેસના આગેવાનો સામે તેમણે અંગત હુમલા પણ કર્યા હતા પરંતુ તે છતાં કૉન્ગ્રેસના મંડળે કેવી સભ્યતા સાચવી હતી તે એટલા ઉપરથીજ જણાશે કે તેમના ભાષણ દરમીઆન આખો મંડપ શાન્તતાથી બેઠો હતો અને માત્ર ભાષણ પૂરૂં થયા પછીજ કેટલેક ઠેકાણે હીસ હીસના અવાજ થયા હતા. યુરોપના ઘણાક સુધરેલા દેશોમાં પણ રાજા શિવપ્રસાદ જેવા ગૃહસ્થો આવી રીતે ટકી જવા પામે નહિ એમ ત્યાં વારંવાર બનતા બનાવોથી આપણે કહી શકીશું.

**મી. જૉન બ્રાઈટની ગભીર માંદગી માટે દીલગીરી** દર્શાવનારા તારનો એક સંદેશો મોકલવાનો ઠરાવ બીજે દિવસે કોન્ગ્રેસ મળતાં કરવામાં આવ્યો હતો.

**સરકારી નોકરીમાં દેશીઓને વધારે હોદ્દા બક્ષવાનો સવાલ**—તે પછી હાથ ધરવામાં આવતાં પ્રતિનિધીઓમાં ઘણો મતભેદ માલમ પડ્યો હતો અને કેટલાક સુધારા પણ અસલ દરખાસ્તની સામે મુકવામાં આવ્યા હતા છતાં પણ કામ એટલી તો સભ્યતાથી ચલાવવામાં આવ્યું હતું કે ઘણી તકરાર પછી સઘળા પ્રતિનિધીઓ એકમત થયા હતા તથા ઇંગ્લાંડ સાથે હિંદુસ્તાનમાં પણ મનંદી નોકરીને લગતી પરીક્ષા લેવાની મજબૂત ભલામણ તેમણે કરી હતી.

**પોલીસના કારભારની ખામીઓ વિષે તપાસ ચલાવવાને એક કમિશન નીમવાની ભલામણ** કરવાનો ઠરાવ કાન્ગ્રેસે પહેલી વાર કર્યો હતો. થોડીજ બાબતોને નહિ વળગી રહેતાં પ્રજાની જે જે હાજતો અને ફર્યાદો હોય તે હાથ ધરવાનો હવે કોન્ગ્રેસે ઠરાવ કર્યો હતો અને તે ઠરાવ પ્રમાણેજ ઉપરની ભલામણ કરવાની દરખાસ્ત તેણે પાસ કરી હતી. આ બાબતમાં કેટલાંક વર્ષો સુધી ઠરાવો કરવા પછી ઇ૦ સ૦ ૧૯૦૨ માં એક પોલીસ કમીશન નીમવામાં આવ્યું હતું. ખરેખરી અગત્યની બાબતો વિષેજ કૉન્ગ્રેસ તકરાર ચલાવે છે તે તેણે આ બાબતમાં પણ મેળવેલી ફતેહ ઉપરથી સાબીત થાય છે.

**આબકારી બાબતોની ખામી** ઉપર ધ્યાન ખેંચનારો ઠરાવ ત્યાર પછી કરવામાં આવ્યો હતો. મી૦ વાચ્છાએ આંકડા બતાવીને સાબીત કર્યું હતું કે કેફી પીણાઓનો ખપ દેશમાં

કુદકે અને ભૂસકે વધ્યો જાય છે અને તે વધારો ઘણે દરજ્જે સરકાર તરફથી પીઠાંને માટે આપવામાં આવતા રહેલા વધુ ને વધુ પરવાનાથી થયો છે. તે સંબંધી જરૂર લાગે એવાં પગલાં ભરવાને સરકારને અરજ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી, લશ્કરી કૉલેજોની સ્થાપના, દેશની વધતી જતી ગરીબાઇ અને દેશના હુન્નરો સજીવન કરવા** વગેરેને લગતી બાબતો પર એક વાર ફરીથી વિદ્વતા ભરેલાં ભાષણો કરવામાં આવ્યાં હતાં તથા તેના સંબંધમાં ઇન્સાફી વલણની ભલામણો કરનારા ઠરાવો કરવામાં આવ્યા હતા અને

**ઈ. સ. ૧૮૫૮ ના ઢંઢેરા વખતે આપવામાં આવેલાં વચનોને** અમલમાં મૂકવાની ખાસ માગણી કરવામાં આવી હતી.

**જમીન મેહેસૂલ હમેશને માટે એક વખત નક્કી કરી દેવાની ભલામણ.**

બેંગાલ શિવાયના બાજા મુલકોમાં જમીનની મહેસૂલ ફરી ફરીને આંકણી કરીને લેવામાં આવતી હોવાથી તથા તેમાં ચાલુ વધારો થતો રહેવાથી ખેડૂતોને બહુ ખમતું પડે છે તેથી બેંગાલની જમીનદારી રીત પ્રમાણે હમેશને માટે એક નિયમ નક્કી કરી તે પ્રમાણે મેહસૂલ વસૂલ કરવાની ભલામણ કરવામાં આવી હતી. એક ખેડૂત પોતાની જમીનમાં સુધારો કરવાને નાણાંની મોટી રકમ ખર્ચે અને તેથી તેની જમીનની વધેલી કીંમત માટે સરકાર તરફથી વધારે મહેસૂલ માગવામાં આવે એ ઇન્સાફી નિયમથી ઉલટું છે છતાં પણ એજ રૂઢી પ્રમાણે હાલમાં દેશના મોટા ભાગમાં કામ લેવાય છે અને તેથી તેનું પરિણામ એ આવે છે કે ખેડૂતો પોતાની જમીન સુધારવાની ફિકર રાખતા નથી તેથી તેમને તથા સરકારને બંનેને ગેરલાભ થાય છે તેટલાજ માટે ઉપર પ્રમાણેનો સુધારો કરવાની ભલામણ કૉન્ગ્રેસ કરતી આવી છે.

**મીઠા ઉપરનો કર ઓછો કરવાની ભલામણ** કરનારો ઠરાવ પણ કૉન્ગ્રેસે આ સાલે પાસ કર્યો હતો અને એ ઠરાવ વર્ષો વર્ષ ચાલુ ને ચાલુ પાસ કરવામાં આવ્યાથી છેલ્લા દિલ્લી દરબાર પછી તે કરમાં પણ ઘટાડો કરવાની સરકારને ફરજ પડી છે. મીઠા જેવી અગત્યની ચીજ પર કર લેવા સામે યુરોપની જેવી પ્રજા તો રમખાણ મચાવ્યા વિના રહેજ નહિ પણ તે છતાં તે કર હિંદુસ્તાનમાં હજી મોટા પ્રમાણમાં લેવામાં આવે છે. આપણે આશા રાખીશું કે તે કરમાં હજી પણ વધારે ઘટાડો કરવામાં આવે.

**આ પછી કૉન્ગ્રેસના સંબંધમાં કેટલાક શિરસ્તાના ઠરાવો કર્યા પછી ચોથી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.**

---

## પ્રકરણ પાંચમું.—પાંચમી કૉંગ્રેસ.

---

### મુંબાઇમાં મળેલી પાંચમી કૉન્ગ્રેસ.

ઈ. સ. ૧૮૮૯ ની સાલે કૉન્ગ્રેસની પાંચમી બેઠક મુંબાઇ ખાતે થઇ હતી. આગલી કૉન્ગ્રેસો કરતાં પણ આ કૉન્ગ્રેસ વધારે ફતેહમંદ નીવડી હતી. પ્રતિનિધીઓની સંખ્યા વધીને ૧૯૦૦ પર ગઈ હતી. ચુંટણીનું ધોરણ પણ સંપૂર્ણ કરવામાં આવ્યું હતું અને કેળવાએલા ગામોમાં દરેક મહોલ્લાએ સુદ્ધાં આડકતરી રીતે પોતાના પ્રતિનિધી મોકલ્યા હતા.

### મહોમેદનો તથા પારસીઓની હાજરી.

કૉન્ગ્રેસમાં આ સાલે મહોમેદનો ને પારસીઓની હાજરી નોંધવા યોગ્ય હતી. મહોમેદનો

કૉન્ગ્રેસથી જૂદા નથી તે એટલા ઉપરથી સાબીત થાય છે કે સભામાં તે કોમના પ્રતિનિધી તરીકે ૨૫૪ ગૃહસ્થો હાજર થયા હતા અને પારસી પ્રતિનિધીઓ પણ આગલી સાલો કરતાં પાંચ ઘણી સંખ્યામાં હાજર હતા.

**સ્ત્રી પ્રતિનિધિઓની હાજરી.**

એક આવકાર દાયક સુધારો આ વખતે થયો હતો અને તે કૉન્ગ્રેસમાં હાજર થએલી દશ સ્ત્રી પ્રતિનીધીઓને લગતો હતો. જૂના વિચારના કેટલાક દેશીઓને આ પસંદ નહોતું અને તેથી તેમને કૉન્ગ્રેસના ઠરાવોના સંબંધમાં ભાગ આપવામાં આવ્યો નહોતો પણ હવે તેમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે.

**સર ફીરોજશાહ મહેતાનું રમુજી પણ બોધક ભાષણ.**

કૉન્ગ્રેસની સામે વારંવાર પાડવામાં આવતા બખાળા વિષે ધ્યાન ખેંચી આવકાર દેનારી કમિટીના પ્રમુખ–મી૰ મહેતાએ કહ્યું હતું કે હિંદુસ્તાન જેવા બહોળા મુલકમાં મતફેર ન હોય એમ બનવા જોગ નથી એ કંઇ આશ્ચર્ય જેવું નથી કે? આપણા વચ્ચે પણ રાજ્યદ્વારી બાબતોમાં માથું મારનારાં લંગડાં લૂલાં માણસો છે પણ મને જણાવતાં ખુશી ઉપજે છે કે આપણને તેઓનો ચેપ મોટા પ્રમાણમાં લાગ્યો નથી તેથી તે ચેપ થોડા વખતમાં દૂર થઇ જશે એવી સંપૂર્ણ આશા પ્રકટી નીકળી છે. વળી આપણને ફીતુરી પણ કહેવામાં આવ્યા છે અને આપણી ઉપર ઘણી વિટંબણાઓ પડી છે છતાં પણ તે સઘળા સંજોગોમાંથી આપણે બચી જવા પામ્યા છીએ તેને માટે ખુશી થવું જોઇએ છીએ.

**સર વિલ્યમ વેડરબર્નની પ્રમુખ તરીકેની ચુંટણી.**

એક હિંદુ, એક પારસી, એક મહોમેદન, અને એક યુરોપિયન વેપારીની નીમણુંક કૉન્ગ્રેસના પ્રમુખપદ પર થયા પછી કૉંગ્રેસ આ વખતે સરકારી નોકરીમાંથી રિટાયર થઈ પેન્સનપર આવેલા એક સનંદી અમલદાર સર વિલ્યમ વેડરૂબર્નને પોતાના પ્રમુખ તરીકે મેળવવાને ભાગ્યશાળી થઇ હતી.

**મી૰ હ્યુમ અને સર વેડરબર્ને પોતાનાં પેન્સન છોડી દેવાં જોઇએ** એવી તકરાર કેટલાંક એંગ્લોઇન્ડિઅન પત્રોએ કરવા માંડી હતી. આ સીવા હિંદી અંગ્રેજો અંગ્રેજી કારભારમાં ખામીઓ રહી ગએલી છે એમ જણાવી તેમાં સુધારો કરવાની ભલામણ કરતા હતા તે કામ ફીતુરીઓનું છે એવું જણાવી તેઓને પોતાનું પેન્સન છોડી દેવાની ફરજ પાડવી જોઇએ એમ એ પત્રોએ જણાવવા માંડ્યું હતું.

**પ્રમુખનું અગત્યનું ભાષણ.**

સર વિલ્યમે કૉન્ગ્રેસ જેવા મંડળની જરૂર ઉપર વિવેચન કરી ઈંગ્લાંડમાં અત્રેના અમલદારો ઉપર કાંઇ પણ દાબ નહોતો એમ ભાર મૂકીને જણાવ્યું હતું. ઇસ્ટ ઈંડિયા કંપનીના વખતમાં દેશનો કારભાર કેવી રીતે ચાલેછે તે વખતો વખત તપાસીને તે ઉપર પાર્લામેન્ટ પોતાનો કાબુ રાખતી હતી પણ દેશનો સઘળો કારભાર નામદાર મહારાણીની સીધી હકુમત નીચે જવાથી તે કાબુ પડી ભાગી હતી એમ તેણે જણાવ્યું હતું.

**થોડાક ચુંટી કાઢેલા પ્રતિનિધિઓને હિંદ માટે લડત કરવાને ઈંગ્લાંડ મોકલવાની સૂચના** તેણે ઘણી મજબૂત રીતે કરી હતી તથા કૉન્ગ્રેસ જેવા મંડળ તરફ સરકારી અમલદારોને દીલસોજીથી જોવાનો આગ્રહ કર્યો હતો. તેઓ ન્યાત જાતનો તફાવત રાખે તે સામે પોતાનો સખત અણગમો પ્રમુખે જણાવ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે કયા ખડકો તરફ વહાણ દોડે છે તે બતાવી આપનાર માણસ વહાણના કૅપ્ટનનો દુશ્મન નહીં પણ મિત્ર છે તેજ પ્રમાણે કૉન્ગ્રેસની ટીકાઓ તરફ સરકારે વર્તવું જોઇએ છીએ.

**મી૦ બ્રેડલૉને માનપત્ર આપવાની દરખાસ્ત** તે પછી સર્વથી પહેલાં હાથ ધરવામાં આવી હતી. મી૦ બ્રેડલૉ પોતે હિંદી બાબતો વિષે માહીતી મેળવવાને ખાસ હિંદુસ્તાનમાં આવ્યો હતો. તે પ્રસંગનો લાભ લઇ પાછલાં વર્ષોમાં તેણે પાર્લામેન્ટમાં હિંદની જે સેવા બજાવી હતી તેની પીછાન તરીકે તેને માટે જૂદા જૂદા ભાગોમાંથી સેંકડો માનપત્ર આવ્યાં હતાં. આ સઘળા માનપત્રો તેને હાથો હાથ ભેટ કરવાનું બની શકે તેમ ન હોવાથી તે તેના પર જેમનાં તેમ મોકલી આપી આખા હિંદુસ્તાન તરફથી કૉન્ગ્રેસે તેને માનપત્ર આપવાનો ઠરાવ કર્યો હતો. મી૦ બ્રેડલોએ ધારા સભાના બંધારણના સબંધમાં પાર્લામેન્ટમાં એક કાયદો બંધાવવા તે વખતે એક ખરડો ઘડી કાઢ્યો હતો. જેને દેશમાં સર્વ ઠેકાણે પસંદ કરવામાં આવ્યો હતો. તે વિષે સભાનું ધ્યાન ખેંચીને પ્રમુખે **ધારા સભાના બંધારણ બાબત ઠરાવ** રજુ કરવાની અરજ મદ્રાસવાળા મી. નોર્ટન બેરીસ્ટરને કરી હતી. એક છટાદાર અને દલીલોથી ભરપૂર ભાષણમાં હિંદની ઇન્સાફી માગણી વિષે તેણે વિવેચન કર્યું હતું. પાછલી કોન્ગ્રેસના વખતે કેટલેક ઠેકાણેથી એવી સૂચના કરવામાં આવી હતી કે મ્યુનીસીપાલીટીઓને પ્રતિનિધિઓ ચુંટી કાઢવાનો હક્ક બક્ષવો પણ તે તદન નકામુ હતુ એમ એમણે જણાવ્યું હતું, કારણ કે મ્યુનીસીપાલીટીઓમાં મોટે ભાગે સરકાર તરફથીજ હોદ્દો ધરાવનારા મેમ્બરો બીરાજતા હતા માટે પ્રજા તરફથીજ ચુંટાયલા પ્રતિનીધી જો મેળવવા હોય તો ચુંટણીનું એવું ધોરણ દાખલ કરવાને બદલે પ્રજાને પોતાનેજ ચુંટણી કરાવવાનો હક્ક આપવાની જરૂર તેમણે પરવાર કરી હતી. મદન મોહન મલવીઆએ એ બાબત ઉપર, બોલતાં જણાવ્યું કે નામદાર સરકાર સઘળા પ્રતિનીધીઓને પોતાના તરફથી નીમવા માગે છે, આપણે તેમના અરધાની આપણા તરફથી ચુંટણી કરવા માગીએ છીએ, આપણી માગણી એવી સાદી અને ઇન્સાફીછે ? અને તે છતાં નામદાર સરકાર તે સ્વીકારતી નથી તેનો બચાવ કેવી રીતે કરી શકાય ?

**જેટલા હિંદુ તેટલાજ મહોમેદન પ્રતિનિધિઓ ધારાસભામાં જોઇએ—મહોમેદનોની ઇન્સાફી વલણ**—મી. બ્રેડલોના ખરડામાં એવી મતલબની એક કલમ હતી કે વસ્તીના પ્રમાણમાં જૂદી જૂદી કોમોના પ્રતિનિધીઓને ધારાસભામાં દાખલ કરવાની બનતા સુધી ગોઠવણ રાખવી. આ સામે કેટલાક મહોમેદનોએ લગાર ઝનુની ભાષામાં ભાષણો કર્યા હતાં અને પોતાની કોમમાંથી હિંદુઓ જેટલાજ પ્રતિનિધિઓની નીમણૂંક થવી જોઇએ એવો સુધારો તેમણે સૂચવ્યો હતો. આ સુધારા ઉપર પહેલાં મહોમેદનોનાજ મત લેવામાં આવ્યા હતા અને તેઓએ વખાણવા લાયક ઇન્સાફી વલણ દેખાડીને તે સુધારાની વિરૂદ્ધ મોટી સંખ્યામાં મત આપ્યા હતા. કૉન્ગ્રેસમાં કેટલો સંપ છે તે આ ઉપરથીજ ખુલ્લું જણાઇ આવશે.

**ત્યાર પછી પાછલાં વર્ષોમાં પાસ કરવામાં આવેલા<br>ઠરાવો એક વખત એક સામટી દરખાસ્તમાં<br>પાસ કરવામાં આવ્યા હતા અને**

સરકારી નોકરીને લગતો અગત્યનો સવાલ ફરીથી હાથ ધરવામાં આવ્યો હતો. કૉન્ગ્રેસે અગાઉ કરેલી ભલામણ પ્રમાણે સનંદી નોકરી માટેના ઉમેદવારોની વધારેમાં વધારે ૧૯ વર્ષની ઉમ્મર ઉપરથી વધારીને ૨૩ વર્ષની ઉમર કરવામાં આવી તે માટે સરકારનો ઉપકાર માની બીજી રીતે અગાઉના કરતાં પણ દેશીઓને વધારે પછાત હાલતમાં આવવું પડે એવી ગોઠવણ એક સરકારી ઠરાવ મારફતે કરવામાં આવી હતી તેને માટે પોતાની દિલગીરી જાહેર

કરી હતી તથા સનંદી નોકરીના સઘળાં ખાતાંને લગતી પરીક્ષા હિંદુસ્તાનમાં લેવાની એકવાર ફરીથી મજબૂત ભલામણ કરી હતી. મોટા પગારવાળા કેટલાક હોદ્દાઓ દેશીઓની લાયકાત છતાં પણ તેમને નહીં આપવાના જે હુકમો બહાર પાડ્યા હતા તે સામે વાંધો દર્શાવવામાં આવ્યો હતો. પ્રાન્તિક સનંદી નોકરોને મહેસુલી ખાતાના મોટા હોદ્દા આપવામાં આવતા નથી તે છતાં હિંદી સનંદી નોકરોને વધારે ચઢતા હોદ્દા કે જેને માટે તેઓ પૂર્ણ લાયક હતા તે તેમને નહીં આપતાં તેમને પોતાની જગ્યા ઉપર રહેવા અથવા પ્રાન્તિક નોકરીમાં જોડાવાને જણાવવામાં આવ્યું હતું તેને માટે પણ વાંધો દર્શાવવામાં આવ્યો હતો. મી૦ મુદલીયારે જણાવ્યું હતું કે આપણે કાંઇ ખાસ ઉપકાર માગતા નથી પણ આપણા પૈસા સાટે આપણને સર્વથી સરસ અમલદારો મળે એટલુંજ ઇચ્છીએ છીએ. આપણે કંઇ સનંદી નોકરીની પરીક્ષાના અંગ્રેજ ઉમેદવારોને અહી ઘસરડવા માગતા નથી પણ જેમ તેમને પોતાના વતનમાં પરીક્ષા આપવા દેવામાં આવે છે તેમ આપણને પણ આપણા દેશમાં પરીક્ષા આપવા દેવામાં આવે એટલુંજ માગીએ છીએ. સાદી સમજ અને ઇન્સાફની આપણી આ માગણી સામે કોણ વાંધો ઉઠાવશે ? મી૦ ગોખલેએ તે પછી

**ઇ. સ, ૧૮૩૩ ના ઢંઢેરા વખતે આપવામાં આવેલાં વચનની યાદ** આપી જણાવ્યું કે તે વખતે ન્યાત જાતનો તફાવત નહીં રાખવાની કબૂલત આપ્યા ને પચ્ચાસ વર્ષ થયા છતાં હજી તેને અમલમાં મૂકવામાં નથી આવતું તે ઘણું દીલગીરી ભર્યું છે. સર લેપલ ગ્રી-ફને જણાવ્યું હતું કે નામદાર મહારાણીના ઢંઢેરામાં આપવામાં આવેલી કબુલતો વચનો નહોતાં પણ માત્ર લાગણીના જુસ્સામાં ઉચ્ચારેલા શબ્દોજ હતા જેને કદી પણ અમલમાં મૂકવાનો વિચાર આવ્યોજ નહોતો. આ સામે મી. અલીમહમદ ભીમજીએ જણાવ્યું કે જે કોઇ આવો વિચાર દર્શાવે તે દેશનો કટ્ટો શત્રુ હોવો જોઇએ કેમકે તે વિચાર નામદાર રાજ્ય કર્તા અને તેની સરકાર સામે દગાફટનો આરોપ મૂકવા સમાન છે.

**હથીઆરોની બંધીને લગતા કાયદા તથા જમીનની મહેસૂલની આંકણી કરવાની રૂઢી સામે વાંધો** દર્શાવનારા ઠરાવો પાછલી કોન્ગ્રેસોની પેઠે પાસ કરવામા આવ્યા હતા. જેને માટે શક લઇ જવાનું કંઇ પણ ધ્યાનપર લેવા જોગ કારણ ન હોય તેમને હથીઆર વાપરવા દેવાનો સરકારને આગ્રહ કરવામાં આવ્યો હતો. તથા જમીનની મહેસુલની આંકણી ચોકસ નિયમ મુજબ કરવામાં આવે તે માટે હમેશને માટેનું એક ધોરણ નક્કી કરવાને તે નામદારને અરજ કરવાનો ઠરાવ કરવામા આવ્યો હતો.

### શું અંગ્રેજ સરકાર બીજી સરકાર કરતાં ઓછું મહેસૂલ લે છે?

આગલાં રાજ્યોમાં જમીનની મહેસૂલ ઘણી વધારે હતી એમ જે જણાવતા હતા તેમને જવાબ આપતાં એક જમીનદારે કહ્યું કે જો કે તે વખતે મહેસૂલ ઘણું હતું પણ બીજા કરો એટલા તો ઓછા હતા કે તેથી તે વધારે પડતી મહેસૂલની અસર માલુમ પડતી નહોતી. વળી હાલમાં કેટલાક કાયદાઓને લીધે પણ ખેડૂતોને અંગ્રેજી રાજ્યમા નુકશાન ખમવું પડે છે કારણ કે હથીઆરો વિના પાકનો નાશ થાય છે, જંગલના કાયદાને લીધે લાકડાં હવે ખરીદવાં પડે છે, ભારે કરને લીધે મીઠું મોઘું મળે છે, અને ઢોરોને ચરવાને ખુલ્લી જગ્યા મળતી નથી.

### લૉર્ડ રૅના કાર્યભાર માટે બતાવેલો સંતોષ.

લૉર્ડ રૅના હોદ્દાની મુદત પૂરી થવાથી તેને હિંદુસ્તાન છોડી જવાનો વખત નજીક આવેલો હોવાથી તે તકનો લાભ લઇ તેના રાજ્યકાર્યભાર માટે સંતોષની લાગણી જાહેર કરનારો

ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો. સરકારી અમલદારોની સાથે હુમલા કરવાનુંજ કામ કૉન્ગ્રેસ તો લઈ બેઠી છે એવો તેના સામે જે આરોપ મૂકવામાં આવેલો તે આરોપ આવા ઠરાવથી ખોટો પડયો હતો.

## હિંદ તરફથી ઇંગ્લાંડમાં લડત ચલાવવાને ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ.

કૉન્ગ્રેસના પ્રતિનિધીઓ આ વર્ષે એકદમ વધી ગએલા હોવાથી તેની સંખ્યામાં હવેથી ઘટાડો કરવાની ભલામણ કરવામાં આવી હતી. તે પછી હિંદ તરફથી ઇંગ્લાંડમાં લડત ચલાવવાને પ્રખ્યાતી પામેલા અગીઆર ગૃહસ્થોની ચુંટણી કરવામાં આવી હતી.

## કાન્ગ્રેસ માટે નાણાં ભરવાની ઉલટ.

કૉન્ગ્રેસના જનરલ સેક્રેટરીએ પોતાને જોઇતાં નાણાં વખતસર નહીં મળવાની ફર્યાદ કરનારો એક પત્ર લાગતા વળગતા ઉપર મોકલી આપ્યો હતો તે પત્ર ખાનગી હોવા છતાં કેટલાંક એંગ્લો ઇંડિયન પત્રો વાળાએ છાપી કાઢયો હતો અને કૉન્ગ્રેસ નાદાર થઈ છે એવો તેની ઉપર આરોપ મૂક્યો હતો. આરોપ કેટલો ખોટો હતો તે માત્ર બોલીને નહીં પણ કરી બતાવીને ખોટો પાડયો હતો. રૂપિયા ૪૫૦૦૦ પીસ્તાળીશ હજારનીજ માત્ર જરૂર હતી પણ કૉન્ગ્રેસની મીટીંગ વખતે અરધા કલાકની અંદરજ રૂ. ૬૫૪૦૦ ભરવામાં આવ્યા હતા. કૉન્ગ્રેસમાં નાણાં ભરવાની પ્રજાની ઉલટનો આ એક પુરાવો હતો.

## મી० બ્રેડલોએ પોતાને આપવામાં આવેલા માનપત્રનો વાળેલો જવાબ

મી० બ્રેડલાને કૉન્ગ્રેસ બરખાસ્ત થયા પછી તૈયાર કરેલું માનપત્ર આપવામાં આવ્યું હતું તેના જવાબમાં તેણે ઉચ્ચારેલા કેટલાક શબ્દો હમેશ યાદગીરીમાં રહી જશે. **ખરી વફાદારીનો અર્થ** એ થાય છે કે પ્રજા નામદાર સરકારને બનતી મદદ આપીને તે નામદારને માટે બને તેટલું ઓછું કરવાનું રહેવા દે......તમો ઘણું મેળવવાની આશા રાખતા નહિ અને એકી વખતે પણ ઘણું મેળવવાની આશા રાખશો નહિ........સચ્ચાઈ પ્રકટી નીકળ્યા વિના રહેશે નહિ અને ગમે એવા બંદીખાના છતાં તે કચરાઇ જશે નહિ........હિંદુસ્તાનમાં પ્રજાકિય જેવું કંઈ નથી પણ જુદી જુદી ન્યાતો ત્યાં એકેકથી છુટી રીતે હયાતી ભોગવે છે એમ કહેવામાં આવે છે પણ મેં અહીં જોયું છે કે કેળવણીના વધારાના પરિણામે કૉન્ગ્રેસનું **આ મંડળ દેશમાં એક્યતા જાળવવાને ભાગ્યશાળી થયાવિના રહેશે નહિ.** પ્રજાના વિશ્વાસને તમો સંપૂર્ણ રીતે લાયક છો અને તેને માટે કાયદા બાંધવામાં ભાગ લેવાને પણ તમો લાયક છો......એમ કહેવામાં આવે છે કે ઘણા કૉન્ગ્રેસથી જુદા છે પણ હું તો કૉન્ગ્રેસના બચપણમાં પણ આટલા તેના સાથે જોડાયલા છે તેથીજ ઘણો આશ્ચર્ય પામું છું .....આપણા જેવા રાજ્યમાં સઘળાઓને સઘળી જાતનું છુટાપણું તથા સરખાપણું મેળવવાનો હક છે. અને હું ધારૂં છું કે તે હક મેળવવા માટે કૉન્ગ્રેસ જેવું આ મંડળ એક બીજું જેવું છે જે પૂરતા વખતમાં પોતાનું ફળ નીપજાવ્યા વિના રહેશે નહિ.

—:o:—

# પ્રકરણ છઠ્ઠું. કૉંગ્રેસની છઠ્ઠી બેઠક.

## કલકત્તામાં મળેલી છઠ્ઠી કૉન્ગ્રેસ.

કૉન્ગ્રેસની છઠ્ઠી બેઠક કલકત્તા ખાતે ઇ૦ સ૦ ૧૮૯૦માં મળી હતી. પાછલાં વર્ષોમાં તેની સામે કરવામાં આવેલા હુમલાઓનું પોકળ હવે જણાઇ આવ્યાથી તથા તેની સામે એ રીતના બખાળા પાડવાથી ઊલટો આડકતરી રીતે કૉન્ગ્રેસનેજ લાભ થતો હોવાથી હવે તેના વીરોધીઓએ પ્રથમની પેઠે જાહેર રીતે કૉન્ગ્રેસની સામે બોલવાનું છોડી દીધું હતું

કૉન્ગ્રેસ **હિંદુસ્તાનના વિચારવંત વર્ગનું પ્રતિનિધિ મંડળ** છે એમ આવકાર આપનારી કમીટીના પ્રમુખ **મી૦ મદનમોહન ઘોસે** જણાવ્યું હતું, જો કે હજી દેશમાં મોટો ભાગ આજ્ઞાન તથા રાજ્યદ્વારી બાબતોમાં ભાગ લેવાને અશક્ત છે તોપણ ઇતિહાસ આપણને શીખવે છે કે વિચારવંત અને કેળવાયલા વર્ગની ફરજ પોતાના થોડું ભણેલા દેશી ભાઇઓને ખરે રસ્તે દોરવામાં સમાયલી છે અને તેથી આપણે આપણે પોતાને માટેજ નહિ પણ જેઓ વિચાર કરી શકતા નથી તેમને માટે પણ વિચાર કરવો જોઇએ.

### શું પારસીઓ હિંદુસ્તાનના દેશી નથી ?

છઠ્ઠી કૉન્ગ્રેસનું પ્રમુખપદ મી૦ **ફીરોઝશાહ** મહેતાને આપવામાં આવ્યું હતું તે વખતે કેટલીક તરફથી એમ જણાવવામાં આવ્યું હતું કે પારસીઓ તો હિંદુસ્તાનમાં પરદેશી જેવા છે અને તેથી હિંદની રાજ્યદ્વારી બાબતોમાં તેમણે માથું મારવું જોઇતું નથી. તેના જવાબમાં મી૦ મહેતાએ કહ્યું હતું કે જો બાર સદીની મુદત ઍંગ્લો સેક્સનોને ઇંગ્લાંડના દેશીઓ ઠરાવવા માટે પૂરતી ગણાય, અને જો મહોમેદનોને તેથી પણ ઓછી મુદત હિંદના દેશીઓ ઠરાવવા માટે પૂરતી ધારવામાં આવે તો પારસીઓ કે જેઓ હિંદમાં તેર સદી કરતાં પણ વધારે વખતથી રહેલા છે તેમને દેશીઓમાં ગણાવાનો વધારે હક છે અને તે બીજી બાહાર્બંધ કોમોના જેટલોજ હક રાજ્યદ્વારી બાબતો વિષે તકરાર અને લડત ચલાવવાને ધરાવે છે, કારણ કે જેમાં તે કોમોનો લાભ છે તેમાંજ પારસી કોમોનો લાભ સમાએલો છે.

**પૂર્વ તરફના દેશો પ્રતિનિધ મંડળો ચલાવવાને અશક્ત છે અને તેની સમજ તે ધરાવતા નથી** એવો આરોપ લૉર્ડ સોલ્સબરીએ મી૦ બ્રડલૉના બીલ ઉપર પાર્લામેન્ટમાં ચાલેલી તકરાર વખતે મૂક્યો હતો. તેના જવાબમાં મી૦ મહેતાએ કહ્યું હતું કે ખરી રીતે મ્યુનીસીપાલીટીઓ વગેરે પ્રતિનીધી મંડળોને પૂર્વના દેશોમાંથીજ જન્મ મળ્યો છે અને સર હેનરી મેનના જણાવ્યા પ્રમાણે હિંદુસ્તાનમાં ગામડાંની પંચાયતનું જે ધોરણ હતું તેના જેવું પ્રતિનીધી મંડળ તો ત્યુતેનીક લોકો પણ ઉભું કરી શકયા નહોતા.

**મી૦ બ્રેડલૉના ધારા સભાના બંધારણ બાબતના ખરડાની હિમાયત** કરનારો ઠરાવ પહેલ વહેલો પાસ કરવામાં આવ્યો હતો અને તેમાં એવી આશા બતાવવામાં આવી હતી કે આમની સભામાં તેમજ ઉમરાવાની સભામાં તે પાસ કરવામાં આવે. લૉર્ડ ક્રોસે મી૦ બ્રેડલૉના ખરડા સામે એવી જાતનો સુધારો મુકયો હતો કે ધારા સભાના સઘળા પ્રતિનિધીઓને સરકારેજ નીમવા. આ સુધારો કેટલો નુકશાનકારક હતો તે જુદા જુદા ગૃહસ્થોએ બતાવી આપ્યું હતું. મહીશુરમાં પણ પ્રતિનીધીના ધોરણ ઉપર નીમાયલી એક સભા કેવી સારી રીતે કામ કરતી હતી તે પણ પૂરવાર કરવામાં આવ્યું હતું અને તે છતાં અંગ્રેજ સરકાર પ્રજાને હજી એ બાબતમાં પછાત રાખતી હતી તે માટે ખેદ દર્શાવવામાં આવ્યો હતો.

તે પછી એક સંયુક્ત ઠરાવમાં પાછલાં વર્ષોમાં પાસ કરવામાં આવેલા અગત્યના ઠરાવો ઉપર ફરીથી ભાર મૂકવામાં આવ્યો હતો.

**આમની સભામાં હિંદી બાબતો ઉપર વધારે ધ્યાન આપવામાં આવે એવી ગોઠવણ કરવાની અરજ** કરનારો ઠરાવ તે પછી પાસ કરવામાં આવ્યો હતો. કરોડો લોકોની વસ્તીના ગંભીર સવાલો ઉપર લગભગ ખાલી બેઠકો સન્મુખ પાર્લામેન્ટની બેઠકના છેવટના એક દિવસપર થોડાક વખતમાં તકરાર ચલાવવામાં આવે છે તે રૂઢી વિષે ફર્યાદ કરીને તકરાર કોઈ બીજા વધારે નજીકના દિવસ ઉપર કરવાની ગોઠવણ કરવાની અરજ કરવામાં આવી હતી. તે ઉપરાંત પાર્લામેન્ટમાં તકરાર ચલાવવાની રૂઢીમાં તે વખતે ચોકસ ફેરફારો કરવામાં આવ્યાથી હિંદી બાબતોને તદ્દન પડતી રહેવાનો સંભવ આવી પડ્યો હતો તેથી તે મુશ્કેલી પણ દૂર કરવાને પાર્લામેન્ટને ખાસ અરજ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો, જો કે આવી અરજ એકવાર રદ કરવામાં આવી હતી તો પણ તે ફરીથી કરવાની પ્રમુખને સત્તા આપવામાં આવી હતી.

**આબકારી ખાતાની ખામીઓના સંબંધમાં** કોન્ગ્રેસે ધ્યાન ખેંચ્યા કરવાથી કેટલાક જીલ્લામાં સુધારા કરવામાં આવ્યા હતા પણ તે પુરતા ન હોવાથી તેમાં હજી જોઇતા સુધારા કરવાની અરજ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો. મીઠા ઉપરનો કર ઘટાડવાની ભલામણ કરનારો ઠરાવ કરાથી પાછલા વર્ષોની પેઠે કરવામા આવ્યો હતો અને એકવાર ફરીથી જમીનનું મેહસૂલ વધારો કરવાની રીતીમાં ફેરફાર કરી હમેશને માટે એક ધોરણ નક્કી કરવાની ભલામણ કરવામા આવી હતી.

**સરકારી નોકરોએ કાન્ગ્રેસમાં કોઇ પણ કારણસર હાજર રહેવું નહિ એવો કાઢવામાં આવેલો સરક્યુલર—તેનું આવેલું સંતોષ કારક પરિણામ.**

સરકારી નોકરોએ કોઇ પણ કારણસર કાન્ગ્રેસની બેઠકો વખતે હાજરી આપવી નહિ એવી મતલબનો એક સરક્યુલર બહાર પાડ્યો છે એવી ખબર મળતાં નામદાર વાયસરાય પાસે તેના સંબંધમાં ખુલાસો માગવાની સત્તા પ્રમુખને આપવામાં આવી. કાન્ગ્રેસની કમીટી તરફથી કેટલાક ચઢતા અમલદારો ઉપર કોન્ગ્રેસમાં હાજર થવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું તે ઉપરથી આ સરક્યુલર કાઢવામા આવ્યો હોય એમ જણાય છે પણ પ્રમુખે વૉઇસરૉય પાસે તેના સંબંધમાં પછપરછ કરતાં તેણે જણાવ્યું હતું કે તે સરક્યુલરની મતલબ તો ફક્ત એવીજ હતી કે સરકારી અમલદારોએ પોતે કોન્ગ્રેસના ઠરાવોના સંબંધમાં ભાગ લેવો નહિ. ઉપરાંત એમ પણ જણાવવામાં આવ્યું હતું કે કૉન્ગ્રેસ **એક તદ્દન કાયદાસર ચલાવવામાં આવતું મંડળ છે** એમ સરકારની ખાત્રી થઇ છે અને ઇંગ્લાંડનાં **લિબરલ પક્ષની સાથે તેની સરખામણી કરી સકાશે.**

**જો બને તો કાંગ્રેસની બેઠક ઇંગ્લાંડમાં પણ કરવાનો ઠરાવ.**

આવતા વર્ષની બેઠક **નાગપુર** ખાતે ભરવાની નક્કી કર્યા પછી એમ પણ ઠરાવવામાં આવ્યું હતું કે જુદા જુદા ઠેકાણાની કૉન્ગ્રેસ કમીટીઓને રિપોર્ટ કરવાની અરજ કરવી કે ઇ. સ. ૧૮૯૨ ની સાલમાં ઇંગ્લાંડ ખાતે કૉન્ગ્રેસ ભરવાનું બની શકશે કે નહિ ! ઘણી અગત્યની બાબત છે કે આ ઠરાવની તરફેણમાં ઘણા જૂના વિચારના કેટલાક હિંદુઓએ પણ ભાષણો કર્યાં હતાં. આ સંસાર સુધારાનો એક દાખલો હતો અને તે સુધારો આડકતરી રીતે કૉન્ગ્રેસને લીધેજ થયો હતો કે જે મંડળથી ન્યાત જાતનો તફાવત તથા તેથી વારંવાર ઉભા થ-

...ાં ઝઘડાઓ હવે મોટે ભાગે બંધ પડ્યા હતા-સંસાર સુધારો કરવાની અગત્ય પહેલી છે અને તેથી તે માટે પ્રયત્ન કરવાને ચાલુ આગ્રહ થયા કરતો હતો જે આ વેળાએ ઉપલો ઠરાવ કરીને સંસાર સુધારાની હીલચાલને પણ કોન્ગ્રેસે મજબુત ટેકો આપ્યો હતો.

**એક સ્ત્રી પ્રતિનિધિએ પ્રમુખનો ઉપકાર માનવાની મૂકેલી દરખાસ્ત.**

આ વખતે એક વધારે જાણવા જેવો બનાવ એ હતો કે એક સ્ત્રી પ્રતિનિધિએ પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મૂકી હતી. જૂના વિચારવાળા પણ હવે પોતાની ભૂલ જોવા લાગ્યા હતા. જો કે આગલે વર્ષે સ્ત્રીઓને કંઇપણ ભાગ આપવામાં આવે તેની સામે તે થયા હતા છતાં આ વખતે તે બાબતમાં કંઇ પણ અવાજ ઉઠાવવામાં આવ્યો નહોતો અને પ્રમુખને પોતાને પણ તે ઘણું પસંદ પડયું હતું.

---

## પ્રકરણ સાતમું-કૉંગ્રેસની સાતમી બેઠક.

### નાગપુર ખાતે કોન્ગ્રેસની થએલી સાતમી બેઠક.

સાતમી કોન્ગ્રેસ નાગપુર ખાતે ઇ. સ. ૧૮૯૧ માં ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું અને તે જગા હિંદુસ્તાનના બરાબર મધ્ય ભાગમાં આવેલી હોવાથી દેશના સઘળા ભાગમાંથી પ્રતિનિધિઓની સારી સંખ્યા ભેગી થઇ હતી. પ્રમુખ તરીકે મદ્રાસવાળા ઑનરેબલ મી૦ **આનંદાચારલુની** નીમણુંક કરવામાં આવી હતી અને તેમણે ઘણું છટાદાર ભાષણમાં એક વિદ્વતા ભર્યું ભાષણ કર્યું હતું.

**ઇ૦ સ૦ ૧૮૯૨માં ઇંગ્લાંડમાં કોન્ગ્રેસ ભરવાનો માંડી વાળવામાં આવેલો વિચાર.**

કોન્ગ્રેસની પાછલી બેઠકમાં એવો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો કે જો બની શકે તો એક વખત ઈંગ્લાંડમાં કોન્ગ્રેસ ભરવાની યોજના જુદી જુદી કોન્ગ્રેસ કમીટીઓએ તૈયાર કરવી પણ ઈ. સ. ૧૮૯૨ માં પાર્લામેન્ટની ચુંટણી કરવાનો વખત આવી પહોંચેલો હોવાથી તેની ગરબડમાં ત્યાં કોન્ગ્રેસ ભરવાનું વાજબી નહિં હોવાથી તે યોજના તુર્ત વેળા મુલતવી રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, અને દર વર્ષે હિંદુસ્તાનમાં મળતી કોન્ગ્રેસની બેઠકો ચાલુ રાખવાનું નક્કી કરવામા આવ્યું હતું.

**હિંદી પ્રજાની ચાલુ ગરીબાઈના ઉપાયો દર્શાવનારો ઠરાવ** એકવાર ફરીથી ભાર મૂકીને પાસ કરવામાં આવ્યો હતો. ધારા સભાઓના બંધારણમાં ફેરફાર કરવાની અગત્ય દર્શાવી તે ફેરફાર મી. બ્રેડલોના ખરડા મુજબ જલદીથી કરવામાં આવે એવો આગ્રહ કરવાની દરખાસ્ત પાસ કરવામાં આવી હતી. તે પછી હિંદી પ્રજાની ચાલુ ગરીબાઇ અને હજારો લોકો તેથી દરવર્ષે ભૂખમરાથી મોતને શરણ થતાં હતાં તે તરફ ધ્યાન ખેંચી તેના થોડાક ઉપાય તરીકે દેશીઓને સરકારી નોકરીમાં વધારે હોદ્દા આપવાની, લશ્કરી વગેરે ખર્ચોમાં ઘટાડો કરવાની તથા જમીનની મહેસૂલ વસુલ કરવાની રીતીમાં સુધારો કરવાની ભલામણ કરવામાં આવી હતી. હિંદમાં કાયમ રાખવામાં આવતા લશ્કરની સંખ્યામાં ઘટાડો કરવાની સૂચના પણ કરવામાં આવી હતી. પરદેશથી ઘણા મોટા પગારે અમલદારોને નોકરી માટે બોલાવવામાં આવતા હતા તેને બદલે દેશીઓ કે જે ઓછા પગારે તેમના જેટલીજ ચાલાકીથી કામ કરવાને લાયક હોય તેમને નીમવાની ભલામણ કરવામાં આવી હતી; ઉપરાંત જમીનની મહેસુલ હમેશને માટે નક્કી કરેલા એક ધોરણ મુજબજ વસુલ કરવાની અગત્ય દર્શાવવામાં આવી હતી.

**પાછલાં વર્ષોમાં જુદી જુદી બાબતો વિષે પાસ કરવામાં આવેલા ઠરાવો ઉપર તે** પછી ફરીથી ભાર મૂકી તે એક પછી એક હાથ ધરવામાં આવ્યા હતા. લશ્કરી કેળવણી આપવા મા ટેની કૉલેજો સ્થાપવા, હિંદીઓને વૉલંટીયર ટુકડીઓમાં દાખલ કરવા, મીઠા ઉપરનો કર ઓછો કરવા, આવક ઉપરનો કર વર્ષે દહાડે ઓછામાં ઓછી એક હજાર રૂપિયાની આવક વાળાઓ પાસેથીજ વસૂલ કરવા, આબકારીના ધોરણમાં ફેરફાર કરવા, ન્યાય અને મહેસૂલી ખાતાં જુદાં પાડવા, પોલીસ ફોજમાંની ખામીઓ સુધારવા તથા કેળવણી પાછળ વધારે ખર્ચ કરવાની ભલામણ કરવા વગેરેને લગતા ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા.

## મુક્તિ ફોજના વડા જનરલ બુથે ભૂખે મરતાં ગરીબોને બચાવવાનો સૂચવેલો ઇલાજ.

મુક્તિફોજના વડા જનરલ બુથે કૉન્ગ્રેસને તાર મારફતે એવી ભલામણ કરી હતી કે હિંદના ભૂખે મરતા ગરીબોને કેટલેક દરજ્જે બચાવવાના એક ઉપાય તરીકે તેમને પોતાનાં ગામડાંમાંથી બહાર નીકળવાને સમજાવી દેશના ખાલી પડેલા ભાગોમાં વસાવવા બનતી તજવીજ કરવી. તેના સંબંધમાં કૉન્ગ્રેસે જનરલ બુથ ઉપર તાર મારફતે એવો જવાબ વાળવાનો ઠરાવ કર્યો હતો કે દેશમાં ભૂખે મરતા લોકોની એટલી મોટી સંખ્યા છે કે તેથી દેશની અંદર જ એકથી બીજા ભાગમાં તેમને મોકલવાથી તેમની સ્થીતિ સુધરી શકે તેમ નથી. જે કારણોથી એ સંકટ ઉભું થવા પામ્યું છે તે કારણોનેજ દૂર કરવાથી અને દેશના લોકોને નૈતિક જ્ઞાન વધારે પ્રમાણમાં આપવાથીજ તે સંકટ દૂર થઇ શકશે. પહેલો ઉપાય કરવાને સરકારને કૉન્ગ્રેસ પોતાના જુદા જુદા ઠરાવો મારફતે વારંવાર સૂચના કરે છે અને બીજો ઉપાય પ્રાન્તિક કમીટીઓ વગેરે કરવામાં રોકાએલાં છે; જેમાં તમારી મુક્તિફોજ પણ સામેલ છે તેથી કૉન્ગ્રેસ ખુશી થાય છે તથા તમારો ઉપકાર માને છે.

**જંગલોને લગતા કાયદાથી થતું નુકશાન** દૂર કરવા અને તે કાયદાથી ગરીબોને જે દુઃખ ખમવું પડે છે તે કેમ દૂર થઇ શકે તે વિષે તપાસ કરવાની સરકારને માન પૂર્વક અરજ કરવાનો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો.

## મી૦ બ્રેડલૉના મરણને માટે બતાવવામાં આવેલો ખેદ અને તેની સેવાની કરવામાં આવેલી બુજ.

મી૦ બ્રેડલૉએ હિંદને માટે જે વખાણવા લાયક સેવાઓ બજાવી હતી તે માટે હિંદમાં પ્રદર્શિત થએલી ઉપકારની લાગણી દર્શાવનારો તથા તેના કવખતે નીપજેલા મરણથી હિંદમાં સર્વ ઠેકાણે ફેલાઇ રહેલી દિલગીરીની નોંધ લઇ મર્હુમની વિધવા ઉપર કૉન્ગ્રેસના પ્રમુખ મારફતે એક દિલાસા પત્ર મોકલવાનો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો.

## મી૦ દાદાભાઇ નવરોજી માટે પ્રજાનો વિશ્વાસ.

ઇ. સ. ૧૮૯૨ માં નજીક આવેલી પાર્લામેન્ટની ચુંટણી માટે **મી૦ દાદાભાઇ નવરોજી** સેંટ્રલફીન્સબરીના પરગણા તરફથી ઉમેદવાર થયા હતા તે ચુંટણીમાં તેઓ ફતેહમંદ નીવડે એવી આશીષ દર્શાવનારો તથા હિંદની પ્રજા તેઓ પર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે એમ જાહેર કરનારો એક ખાસ ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો.

તે પછી આવતી કૉન્ગ્રેસ અલાહબાદ ખાતે ભરવાનો ઠરાવ કરી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.

---

# પ્રકરણ આઠમું–કૉંગ્રેસની આઠમી બેઠક.

## અલાહબાદ ખાતે કૉન્ગ્રેસની મળેલી આઠમી બેઠક.

ઇ. સ. ૧૮૯૨ માં કૉન્ગ્રેસની આઠમી બેઠક અલાહબાદ ખાતે ભેગી થઇ હતી. પ્રમુખ તરીકે મી. ડબલ્યુ. સી. બૅનરજીની બીજી વખત નીમણુંક કરવામાં આવી હતી. પહેલી કૉન્ગ્રેસ વખતે તેમણે ફક્ત ટૂંકુ ભાષણ કર્યું હતું પણ તેને બદલે આ વખતે તેમણે એક સુભાષિત તથા જુદી જુદી બાબતો વિષે ઘણા દૂર અંદેશી વિચારો દર્શાવનારા ભાષણમાં વાળી આપ્યો હતો. તે પછી

**ધારા સભાના બંધારણને લગતા પાર્લામેન્ટમાં પાસ કરવામાં આવેલા કાયદા બાબત** એક ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. વફાદાર પ્રજા તરીકે તે કાયદો કબુલ રાખવા છતાં કૉન્ગ્રેસે તેની સામે એવો વાંધો લીધો હતો કે તેથી પ્રજાને પોતાના પ્રતિનીધીઓ મોકલી આપવાની ખરેખરી સગવડ આપવામાં આવી નહોતી. મી. ગ્લેડસ્ટને તેના સંબંધમાં હિંદના લોકોને પૂરતો ઇન્સાફ આપવાની કબુલત આપી હતી અને તેથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કૉન્ગ્રેસ આશા રાખે છે કે મી. ગ્લેડસ્ટને ધારા સભાના બંધારણને લગતા કાયદાની બાબતમાં આમની સભામાં જે કબુલત આપી છે તેના ધોરણ પ્રમાણે તે કાયદાને અમલમાં મૂકવાની કલમો ઘડવામાં આવશે. ઉપરાંત પ્રજાને તે કલમો ઉપર તકરાર ચલાવવાને બની આવે તે માટે તે કલમો વિષે છેવટનો ઠરાવ કરવા અગાઉ તે જાહેરમાં મૂકવાની ભલામણ પણ કરવામાં આવી હતી.

**હિંદી સરકારે સરકારી નોકરીના સંબંધમાં નીમેલા કમિશનના રિપોર્ટ બાબત બહાર પાડેલા ઠરાવની** બાબતમાં એક અગત્યની દરખાસ્ત પાસ કરવામાં આવી હતી. કમીશનની ચોકસ ભલામણો દેશીઓને માટે ખાસ લાભ કરનારી હતી તે ઉપર અમલ નહીં કરવા માટે આ દરખાસ્તમાં ખેદ બતાવવામાં આવ્યો હતો. ચોકસ હોદ્દાઓ ઉપર માત્ર દેશીઓનીજ નીમણુંક કરવાની ભલામણ કમીશને કરી હતી તે રદ કરવામાં આવી હતી. પ્રાન્તિક સનંદી નોકરીને માટે ૧૦૮ હોદ્દાઓજ ખુલ્લા રાખવાની તેણે ભલામણ કરી હતી તેને બદલે ફક્ત ૯૩ હોદ્દાઓજ ખુલ્લા રાખ્યા હતા, પ્રાન્તિક નોકરીના હોદ્દામાં જજોનો ત્રીજો ભાગ સમાવવાની કમીશનની ભલામણને બદલે માત્ર પાંચમોજ ભાગ તેમાં સમાવવામાં આવ્યો હતો, અને તે ઉપરાંત બીજી પણ કેટલીક અગત્યની સૂચનાઓ કમીશને કરવા છતાં તે ફેરવી નાંખવામાં આવી હતી અથવા તો રદ કરવામાં આવી હતી, તે સામે વાંધો લેવામાં આવ્યો હતો તથા સનંદી નોકરીની પરીક્ષા હિંદુસ્તાનમાં પણ લેવામાં ન આવે ત્યાં સુધી હિંદીઓને પૂરેપૂરો ઇન્સાફ મળશે નહિ એમ જણાવવામાં આવ્યું હતું. આ બાબત બહુ અગત્યની હોવાથી **પાર્લામેન્ટને એક અરજી કરવાનો ઠરાવ** કરવામાં આવ્યો હતો. તે અરજીમાં એમ બતાવવામાં આવ્યું હતું કે કમીશનની નીમણુંક સરકારી નોકરીના સંબંધમાં દેશીઓને પૂરતો ઇન્સાફ આપવા માટેની યોજના તરીકે કરવામાં આવી હતી પણ તેણે કરેલા કામથી દેશમાં અસંતોષની લાગણી ફેલાઈ છે કારણ કે દેશીઓને માટે રાખવામાં આવેલા ઇલાયદા હોદ્દાની સંખ્યામાં તેણે ઘટાડો સૂચવ્યો હતો. ઉપરાંત કમીશન સન્મુખ જૂબાની આપનારાઓએ મોટે ભાગે હિંદુસ્તાનમાં પણ સનંદી નોકરીની પરીક્ષા લેવાની તરફેણમાં મત આપ્યા છતાં કમીશને તેથી ઉલટી ભલામણ કરી છે તે માટે દેશમાં નિરાશાની લાગણી પ્રકટી નીકળી છે એમ જણાવવામાં આવ્યું હતું. વળી કમીશનના રિપોર્ટના સંબંધમાં હિંદી સરકારે બહાર પાડેલા રિપો-

ટેથી વધારે નુકશાન થાય એવો અભિપ્રાય પ્રજા ધરાવતી હોવાથી કૉન્ગ્રેસે આમની સભાને અરજ કરી હતી કે સઘળી પર્યાદો ઉપર વિચાર કરી ઇ. સ. ૧૮૭ માં સરકારી નોકરી બાબત પાસ કરવામાં આવેલા કાયદા પ્રમાણે વર્તવાને હિંદી સરકારને હુકમ કરવો.

**પંજાબમાં પણ એક ધારાસભા સ્થાપવાની ભલામણ** વર્ષો વર્ષ કૉન્ગ્રેસ કરતી આવી હતી પણ તે છતાં જુદા જુદા ઠેકાણાની ધારાસભાઓમાં સુધારા કરવાને લગતો ખરડો પાસ કરવામાં આવ્યો હતો તો પણ તે નવી ધારાસભા સ્થાપવામાં આવી નહોતી; કૉન્ગ્રેસે તેથી તે સ્થાપવાની ભલામણ કરવાનો ઠરાવ કર્યો હતો.

**ચલણને લગતા ધોરણમાં ફેરફાર કરવા સામે વાંધો** દર્શાવનારો ઠરાવ તે પછી પાસ કરવામાં આવ્યો હતો. ચલણને લગતી રાજનીતિમાં ફેરફાર કર્યાથી હિંદના લોકને નુકશાન થયા વિના રહે નહિ એમ હોવાથી તેવો કંઇ ફેરફાર કરવાને બીજા દેશો તરફથી ફરજ પાડવામાં આવે નહિ ત્યાં સુધી તેમ નહિ કરવાને કૉન્ગ્રેસે સરકારને આગ્રહ કર્યો હતો. બ્રુશેલ્સ ખાતે તેના સંબંધમાં વિચાર કરવાને એક કૉનફરન્સ ભેગું થયું હતું તેનો રિપોર્ટ બહાર પડતા સુધી કંઈ પણ પગલાં નહિ ભરવા તથા પાર્લામેન્ટ તરફથી એક કમીટી નીમવામાં આવી હતી તે જે સૂચના કરે તે પર પ્રજાને ટીકા કરવાનો પૂરતો વખત આપવાની અરજ કરવામાં આવી હતી.

### ઉંચી કેળવણી માટે મદદ આપવાનું બંધ કરવા સામે વાંધો.

દેશમાં ઉંચી કેળવણી માટે વધારે ઓછી મદદ આપવામાં આવતી હતી તે બંધ કરવા સામે મજબૂત વાંધો દર્શાવનારો ઠરાવ કરવામાં આવ્યો હતો. કેળવણીને મદદ આપવાની મોટી અગત્ય બતાવી હુન્નર ઉદ્યોગની કેળવણી આપવા માટે એક યોજના ઘડી કાઢવાને એક કમીશન નીમવાની ભલામણ કરવામાં આવી હતી.

**લશ્કરી ખર્ચમાં ઇંગ્લાંડ પાસેથી ભાગ માગવાની જરૂર** ઉપર કૉન્ગ્રેસે તે પછી ધ્યાન ખેંચ્યુ હતું. આખા રાજ્યના લાભ માટે જુદી જુદી લડાઇઓ હિંદી લશ્કરને લડવી પડતી હતી તેથી ઇન્સાફની રીતે તેના ખર્ચમાં ઇંગ્લાંડની તીજોરીમાંથી ભાગ આપવાની કૉન્ગ્રેસે માગણી કરી હતી.

**જ્યુરી મારફતે તપાસ કરવાનો હક કેટલેક ઠેકાણેથી લઇ લેવા સામે મજબુત વાંધો** બતાવનારી એક દરખાસ્ત તે પછી પાસ કરવામાં આવી હતી. બેંગાલ તથા આસામની સરકારે ઘણા ભાગોમાંથી તે હક લઇ લીધો હતો તે કામને પાછા હઠવા જેવું તથા દેશના લાભને નુકશાન પહોંચાડનારૂં ગણી કૉન્ગ્રેસે તે હુકમ પાછો ખેંચી લેવાની ભલામણ કરી હતી અને જ્યાં જ્યુરી મારફતે તપાસ ચલાવવાનું ધોરણ નહોતું ત્યાં પણ તે દાખલ કરવાની ભલામણ કરી હતી.

**અનીતિ સામે ઉપાયો લેવાને બદલે** ઉલટું તે બાબતમાં કેટલાક ખાસ નિયમો બાંધવાની ભૂલ હિંદી સરકારે કરી હતી તેની સામે કૉન્ગ્રેસે પાછલી બેઠકોમાં વારંવાર ધ્યાન ખેંચ્યું હતું તે પ્રમાણે આમની સભામાં તે બાબત ઉપર તકરાર નીકળતાં તેણે તે સંબંધમાં અગત્યનાં પગલાં ભરવાનો ઠરાવ કરવાની શરૂઆત કરી હતી તે માટે તેનો ઉપકાર માની તેવો ઠરાવ જલદીથીજ કરવાની કૉન્ગ્રેસે ભલામણ કરી હતી.

પાર્લામેન્ટમાં મી૦ દાદાભાઈ નવરોજીની થએલી ચુંટણી માટે ખુશાલી દર્શાવનારી, તેઓની ચુંટણી કરનારાઓનો ઉપકાર માનવાની તથા તેમની ઉપર પ્રજાનો સંપૂર્ણ વિશ્વાસ છે અને પાર્લામેન્ટમાં તેમને હિંદુસ્તાનના પ્રતિનીધી તરીકે ગણે છે એમ જાહેર કરનારી એક દરખાસ્ત કૉન્ગ્રેસે ઘણીજ ઉલટથી પાસ કરી હતી.

તે પછી પાછલાં વર્ષોમાં જુદી જુદી બાબતો વિષે કરવામાં આવેલા ઠરાવો ફરીથી પાસ કરવામાં આવ્યા હતા. અને ઇંડિયા પત્ર ચાલુ કરવા માટે સંતોષ દેખાડનારો અને તે માટે તથા બીજી રીતે બ્રિટીશ કોન્ગ્રેસ કમીટીએ લીધેલી મહેનત માટે તેનો ઉપકાર માનવાની દરખાસ્ત પાસ કરવામાં આવી હતી અને તે પછી આવતી કોન્ગ્રેસ લાહોર ખાતે ભરવાનું ઠરાવી આઠમી કૉન્ગ્રેસ બરખાસ્ત કરવામાં આવી હતી.

---

## પ્રકરણ નવમું.- કૉંગ્રેસની નવમી બેઠક.

### લાહોરમાં મળેલી નવમી કોન્ગ્રેસ.

ઇ. સ. ૧૮૯૩ માં લાહોર ખાતે નવમી કોન્ગ્રેસ ભરવામાં આવી હતી. લાહોર ખાતે કોન્ગ્રેસની બેઠક પહેલ વહેલીજ હોવાથી હિંદુસ્તાનના તે ખુણામાં ભારે ઉત્સાહ પ્રકટી નીકળ્યો હતો. કૉન્ગ્રેસનું પ્રમુખ પદ **ઑનરેબલ મી. દાદાભાઈ નવરોજી** કે જેઓ તે વખતે પાર્લામેન્ટમાં દાખલ થઇ ચૂકયા હતા તેમને આપવામાં આવ્યું હતું.

### આનરેબલ મી. દાદાભાઇ નવરોજીને મળેલું અસાધારણ માન.

ઑનરેબલ મી. દાદાભાઇ ( હિંદના દાદા ) કોન્ગ્રેસના પ્રમુખ તરીકે બીરાજવાને ઇંગ્લાંડથી ખાસ અત્રે પધાર્યા હતા. લાહોર જતા પહેલાં હિંદુસ્તાનનાં જુદાં જુદાં શેહેરોમાં તેઓ પધાર્યા હતા. જ્યાં જ્યાં તેઓ પધારતા ત્યાં ત્યાં તેમને માટે માનપત્રો વગેરે તૈયારજ હતાં એટલુંજ નહિ પણ રેલ્વે સ્ટેશનો ઉપર તેમની ગાડીને થોભાવીને લોકોનાં ટોળાં તેમને માન આપવાને ભેગાં થતાં હતાં. લાહોરમાં તો **તેમની ગાડીને વાલંટીયરો પોતેજ ખેંચી લઇ ગયા** હતા.

**આનરેબલ મી. દાદાભાઇનું ભાષણ** ઘણું અગત્યનું હતું. જુદી જુદી બાબતો પર તેમણે ઘણી સ્પષ્ટ રીતે પોતાના વિચારો દર્શાવ્યા હતા. સેંટ્રલ ફીન્સબરીના જે પરગણા તરફથી તેઓ પાર્લામેન્ટમાં બિરાજમાન થયા હતા ત્યાંના લોકો તરફનો દિલસોજીનો સંદેશો તેમણે વાંચ્યો હતો તથા પાર્લામેન્ટમાં જે અંગ્રેજ ગૃહસ્થો હિંદુસ્તાનના ભલા માટે ખાસ મહેનત લેતા હતા તેઓનો તેમણે આભાર માન્યો હતો પણ એટલું પૂરતું ન હોવાથી હિંદી બાબતો ઉપર પાર્લામેન્ટમાં પૂરતી રીતે વાદ વિવાદ ચાલી શકે તેને માટે અગત્યતા પગલા તરીકે **હિંદુસ્તાનને પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનીધીઓ મોકલવાનો હક** મેળવવાની કેટલી જરૂર છે તે તેમણે બતાવ્યું હતું. હિંદની ગરીબાઇ વિષે તેમણે ખાસ વિવેચન કર્યું હતું. લૉર્ડ ક્રોમરે એવી ગણત્રી કરી હતી કે હિંદી પ્રજાની સરા-

સરી વાર્ષિક પેદાશ રૂ ૨૭ જેટલી હતી ત્યારે મી. દાદાભાઇએ તે રૂ ૨૦ જેટલીજ આંકી હતી અને તેમણે જણાવ્યું હતું કે કદાચ તે રકમ રૂ ૨૭ જેટલી પણ હોય તો પણ દેશમાં ચાલુ રહેલા રાજ્યકાર્યભારના ભારે ખર્ચ તરફ જોતાં તેનું ભવિષ્ય કેવું ભય નીપજાવનારૂં છે ? તે સહેલથી સમજી શકાશે.

**હિંદની મદદ વડે રૂશિયા જેવાં અરધા ડઝન રાજ્યોને હઠાવી શકાશે** એમ તે પછી તેમણે ભાર મૂકીને જણાવ્યું હતું પણ તેવો દિવસ લાવવા માટે બ્રિટને હિંદની સઘળી હાજતો પૂરી પાડવાની જરૂર છે તથા હિંદમાં આબાદાની ચાલુ થવી જોઇએ છીએ. જો દેશમાં ઉદ્યોગ હુન્નર વગેરે પૂરતી રીતે ખીલવવામાં આવે અને પ્રજાનો ચાહ સરકાર જીતી લે તો બ્રિટનને તો માત્ર એક પગ હલાવવાનીજ વિલંબ રહેશે અને તુર્તજ લાખો ને કરોડો લોકો પોતાના ઘરોનું રક્ષણ કરવાને દુટી પડશે.

**ચલણને લગતી રાજનીતિ વિષે** બોલતાં મી. દાદાભાઇએ જણાવ્યું હતું કે તેના સંબંધમાં આપઅખત્યારીથી ગમે તેવી રીતે ગોઠવણ કરવામાં આવે તો પણ તેથી પરદેશ મોકલવાની રકમમાં ઘટાડો તો થશેજ નહિ ? કારણ કે તે રકમ તો સોનાના શિક્કા પ્રમાણે અંકાય છે તેથી તે સોનાના ભાવ પ્રમાણેજ મોકલવી પડશે. નવી રાજનીતિથી વેપારને મોટું નુકશાન થવાનો સંભવ છે એમ તેમણે જણાવ્યું હતું. અંતે અંગ્રેજ સરકાર તરફ વફાદારી બતાવવાનો આગ્રહ કરીને તેજ સરકાર તરફથી સઘળી હાજતો મેળવી શકાશે તથા દેશને માટે લડનારાની મહેનત કદી પણ નિષ્ફળ જશે નહિ એમ જણાવી તેમણે પોતાનું ભાષણ પૂરૂં કર્યું હતું.

### ધારા સભાઓને લગતો પાછો લાવવામાં આવેલો સવાલ.

ધારા સભાઓનું નવું બંધારણ થયા છતાં તેમાં કેટલીક એવી ગંભીર ખામીઓ રહી ગઈ હતી કે જેથી પ્રતિનીધીઓનું ધોરણ તેમાં દાખલ કરવામાં આવ્યું જ નથી એમ લાગતું હતું; તે ખામીઓ દૂર કરવાની અરજ કરનારો અને પંજાબને માટે પણ એક ધારા સભા ઉભી કરવાની અરજ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**લશ્કરી ડૉક્ટરોની નોકરીથી સનંદી ડૉક્ટરોની નોકરી છુટી કરવાની ભલામણ** કરનારો ઠરાવ તે પછી મહુમ ડૉક્ટર બાહાદુરજીએ એક ઘણા લંબાણ અને અસરકારક ભાષણ પછી મૂક્યો હતો. સઘળા સુધરેલા દેશોના ધોરણ પ્રમાણે હિંદુસ્તાનની લશ્કરી ડૉકટરી નોકરીથી સનંદી ડૉકટરી નોકરી છુટી પાડવાની તેમણે જરૂર બતાવી હતી અને ખાસ કરીને બાહોશ હિંદીઓને પણ તે રીતે ડૉકટરી નોકરીના ચડતા હોદ્દા મેળવવાની તક મળે એવી ગોઠવણ કરવાની કેટલી જરૂર છે તે તેમણે પૂરવાર કર્યું હતું. આ ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

**સનંદી નોકરીની પરીક્ષા ઇંગ્લાંડ સાથે હિંદુસ્તાનમાં પણ લેવાનો** ઠરાવ પાર્લામેન્ટે મી. હર્બર્ટ રૌબર્ટ્સ અને મી. દાદાભાઇની મહેનતના પરિણામે પાસ કર્યો હતો તે ઠરાવ કરવા માટે આમની સભાનો ઉપકાર માની તેને જલદીથી અમલમાં મૂકવામાં આવે એવી અરજ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો.

### મહેસુલ વસુલ કરવાનું હમેશનું ધોરણ બદલવાની તજવીજ સામે પોકાર.

જમીન મહેસૂલના સંબંધમાં કૉન્ગ્રેસે પાછલી બેઠકોમાં એવો ઠરાવ કર્યો હતો કે કાયમને માટે એક ધોરણ નક્કી કરી તે પ્રમાણે હિંદુસ્તાનના સઘળા ભાગોમાંથી મહેસૂલ વસૂલ કરવું

પણ આ માગણી સ્વીકારવાને બદલે બેંગાલ તથા બિહાર પ્રાન્તોમાં જ્યાં તેવું કાયમનું ધોરણ હતું ત્યાં ફેરફાર કરવાની તજવીજ કરવામાં આવી હતી. આથી ખેડુતો અને જમીનદારો વચ્ચે જબરો ગભરાટ ફેલાયો હતો તે ઉપર ધ્યાન ખેંચી ત્રીશ વર્ષ અગાઉ હિંદી સરકારે જે વચન આપ્યું હતું તે પ્રમાણે દેશમાં સઘળે ઠેકાણે મહેસૂલની આંકણીના સંબંધમાં એક નક્કી ધોરણ બાંધવાની ભલામણ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**ઉંચી કેળવણીને વધારે મદદ આપવાની માગણી** કરનારો એક ઠરાવ તે પછી પાસ કરવામાં આવ્યો હતો. આ ઠરાવમાં મનની કેળવણી સાથે તનની કેળવણી આપવાની જરૂર વિષે ધ્યાન ખેંચવામાં આવ્યું હતું તથા કેળવણી માટે વધતો ખર્ચ કરવાની સરકારને ભલામણ કરવામાં આવી હતી, તેમજ હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી ચાલુ કરવા માટે ખાસ અરજ કરવામાં આવી હતી અને ગરીબ વિદ્યાર્થીઓ પાસેથી લેવામાં આવતી ફીમાં ઘટાડો કરવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો.

### ન્યાયની અદાલતોમાં આપવામાં આવેલા ચૂકાદાપર ટીકા કરવા સામે વાંધો.

હિંદી પ્રધાને એક પત્ર મારફતે એવો નિયમ સ્વીકારવાની તજવીજ કરી હતી કે જો સરકારના કાર્યભારી ખાતાને જણાય કે ન્યાયની અદાલતોમાં અપાએલા કોઇ ચૂકાદામાં ભૂલ કરવામાં આવી છે તો તે સામે ટીકા કરવી. આથી પ્રજાના ન્યાયની અદાલતો માટેના વિશ્વાસમાં ઘટાડો થવાની બીક હતી તે ઉપર ધ્યાન ખેંચી ઉપલા પત્રમાં સમાએલા નિયમની સામે વાંધો દર્શાવનારો ઠરાવ કૉન્ગ્રેસે પાસ કર્યો હતો.

**ટંકશાળો બંધ રાખવાથી ઉદ્યોગને નુકશાન** પહોંચવાનો મજબૂત સંભવ હતો અને તે બાબતમાં ભરવામાં આવેલું પગલું ઘણું ઉતાવળું હતું એમ દર્શાવનારો એક ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો; મીલોને તથા બીજા ધંધાદારીઓને તેથી પુષ્કળ નુકશાન ખમવું પડવાનો સંભવ હતો અને આ પગલાંથી એક જાતનો પ્રજાપર આડકતરો કર નાંખવામાં આવ્યો હતો એમ સાબીત કરવામાં આવ્યું હતું.

**હુંડીના ભાવથી અંગ્રેજો તથા યૂરેઝીઅનોને થતા નુકશાનનો બદલો વાળી આપવાનો ઠરાવ** નામદાર સરકારે કર્યો હતો. અંગ્રેજો તથા યૂરેઝીઅનો આ દેશમાંની પોતાની નોકરીની મુદત પૂરી કર્યા પછી ઇંગ્લાંડ વગેરે દેશોમાં પેન્સનપર વિદાય થતા હતા તેમનો પગાર રૂપિયા પ્રમાણે ગણવામાં આવતો હતો, રૂપિયાનો ભાવ ઓછો થવાથી તેમને નુકશાન થતું હતું, તે નુકશાનનો બદલો વાળી આપવાની ગોઠવણ હિંદી તીજોરીને ભોગે કરવામાં આવી હતી. આ ગોઠવણ ખુલ્લી રીતે ઇન્સાફથી ઉલટી હતી તેથી હિંદને દર વર્ષે એક કરોડથી વધારે રૂપીઆની ખોટ જવાનો સંભવ હોવાથી તે સામે વાંધો દર્શાવનારો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**ફરજીયાત મજૂરી બંધ પાડવાની અગત્ય.** દર્શાવી તે સામે એક ખાસ કાયદો બાંધવાની અરજ કરનારો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. હિંદુસ્તાનના ઘણા ગરીબ લોકોને હજી પણ ફરજીયાત મજૂરી કરવી પડતી હતી જેની સાથે રહેલી હાડમારીઓથી તેઓ મુક્ત નહોતા. તે હાલતમાંથી તે ગરીબ મજૂરોને છોડાવવાના અગત્યના પગલા તરીકે તેની સામે એક કાયદો બાંધવાનીજ અગત્ય છે એમ પૂરતી રીતે પૂરવાર કરવામાં આવ્યું હતું.

એ ઉપરાંત પાછલાં વર્ષોમાં હાથ ધરવામાં આવતી જુદી જુદી બાબતો વિષે ફરીથી ઠરાવો કર્યા બાદ આવતી કૉન્ગ્રેસ મદ્રાસ ખાતે મળવાનો ઠરાવ કરી નવમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઈ હતી.

## પ્રકરણ દશમું. કૉંગ્રેસની દશમી બેઠક.

### દશમી કૉન્ગ્રેસની મદ્રાસ ખાતે થએલી બેઠક.

ઈ. સ. ૧૮૯૪ માં કૉન્ગ્રેસની દશમી બેઠક મી૦ એલ્ફ્રેડ વેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. પાછલી કૉન્ગ્રેસોની પેઠે આ કૉન્ગ્રેસને પણ સંપૂર્ણ ફતેહ મળી હતી. મી૦ વેબે હિંદી બાબતોનો પૂરતો અભ્યાસ કરેલો નહિ હોવાથી તેણે એક ટુંકા ભાષણમાંજ થોડીક અગત્યની બાબતો વિષે ઈશારો કર્યો હતો.

ત્યાર પછી ફરીથી સઘળા અગત્યના સવાલો બાબત ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા. દેશમાં વધતા જતા લશ્કરી અને સનંદી ખર્ચો, દેશની અને ખેડુતોની ગરીબાઇ, ચલણને લગતી રાજનીતિ, ડૉકટરી નોકરીને લગતો સવાલ, અને ધારા સભાઓને લગતા સવાલ વગેરે ઉપર ખાસ ધ્યાન ખેંચી જુદા જુદા ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા.

એ ઉપરાંત કૉન્ગ્રેસનું કેટલુંક શિરસ્તાનું કામકાજ પાર પાડી આવતી કૉન્ગ્રેસ પુનામાં મળવાનો ઠરાવ કરી દશમી કૉન્ગ્રેસ બરખાસ્ત કરવામાં આવી હતી.

## પ્રકરણ અગીઆરમું. કૉંગ્રેસની અગિયારમી બેઠક.

### પુનામાં મળેલી અગીઆરમી કૉન્ગ્રેસ.

ઈ. સ. ૧૮૯૫ માં ઑનરેબલ મી૦ સુરેંદ્રનાથ બૅનરજીના પ્રમુખપદ નીચે પુનામાં અગીઆરમી કૉન્ગ્રેસ ભેગી થઇ હતી. પ્રમુખે એક છટાદાર લંબાણ અને દલીલોથી ભરપૂર ભાષણમાં જુદી જુદી અગત્યની બાબતો વિષે વિવેચન કર્યું હતું અને કોઇ પણ કારણથી નિરાશ ન થતાં આપણી અંગ્રેજ સરકારના ઇન્સાફીપણા ઉપર ભરોસો રાખવાને પોતાના શ્રોતાઓને આગ્રહ કર્યો હતો તે પછી કૉન્ગ્રેસના બંધારણ માટે ચોકસ ખરડા રૂપી નિયમો ઘડી કાઢવામાં આવ્યા હતા તે જુદી જુદી પ્રાન્તિક કમીટીઓ ઉપર તેઓના વિચારને માટે મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. પાછલા વર્ષોની પેઠે આ વર્ષે પણ ન્યાય અને કાર્યભારી ખાતાં છુટાં પાડવાની, સનંદી નોકરીને લગતી પરીક્ષા હિંદુસ્તાનમાં પણ લેવાની, લશ્કરી અને

સનંદી ડોક્ટરી નોકરીને લગતી, જમીન મહેસુલની આંકણીના ધોરણની, જંગલોને લગતા કાયદાની અને કેળવણી માટે વધારે મદદ માગવા વગેરેને લગતી બીજી ઘણી બાબતો વિષે ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા; તે ઉપરાંત બીજા કેટલાક નવા ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા.

**હિંદુસ્તાનના ખર્ચની બાબતમાં નીમવામાં આવેલું કમીશન** કોઇપણ જાતનું સંતોષકારક પરીણામ લાવશે નહિ એવો શક હોવાથી કોન્ગ્રેસે એવો ઠરાવ પાસ કર્યો હતો કે તેની તપાસ ખુલ્લે બારણે ચલાવવી. અમલદાર વર્ગ તથા અંગ્લોઈંડીયનો ઉપરાંત બીજા બાહોશ ગ્રહસ્થોની જુબાની લેવી અને જુદા જુદા ખર્ચો કેવી રાજ્યનીતિને અનુસરીને કરવામાં આવે છે તેની પણ તપાસ કરવી.

**લશ્કરી વગેરે ખર્ચોમાં કાપકુપ કરવાનો** મજબુત આગ્રહ કરનારો ઠરાવ પણ કરવામાં આવ્યો હતો. દેશની જે તંગી ભરેલી સ્થીતિ ચાલુ રહી હતી તેના ઉપાય તરીકે લશ્કરી ખર્ચમાં કાપકૂપ કરવા, ઇંગ્લાંડમાં મોકલવામાં આવતી નાણાંની રકમમાં ઘટાડો કરવા અને રાજ્ય કાર્યભારના ખર્ચમાં પણ થોડોક બચાવ કરવાની હિમાયત કરવામાં આવી હતી. ઇંગ્લાંડના અનુભવીઓએ પણ એમ જણાવ્યું હતું કે દેશની કંગાલ સ્થીતિનું ખરૂં કારણ રૂપીના ભાવમાં થએલા ફેરફારનું નહિ પણ વધ્યા જતા લશ્કરી ખર્ચોનું છે તે બાબત કોન્ગ્રેસે પોતાનો સંતોષ જાહેર કર્યો હતો તથા એ અનુભવીઓએ આપેલા અભિપ્રાયને ધ્યાનમાં રાખીને હિંદી સરકાર આગળ ચાલશે એવી આશા બતાવી હતી.

**દેશી રાજ્યો માંહેલા છાપાઓનાં મોંઢે ડુચો મારવાની રાજ્યનીતિ** જેવો એક ઠરાવ હિંદી સરકારે ઇ. સ. ૧૮૯૧ માં બહાર પાડ્યો હતો તેની સામે વાંધો દર્શાવનારા ઠરાવમાં કોન્ગ્રેસે તે પગલાને આપખુદ, નુકશાન કારક, પ્રજાના છુટાપણા ઉપર અંકુશ મૂકનારૂં અને મજબુત રાજ્યનીતિથી ઉલટું ઠરાવી તે ઠરાવ એકદમ રદ કરવાની ભલામણ કરી હતી.

**સરહદ તરફ આગળ વધવાની રાજ્યનીતિ** માટે કરાર નીકળતાં તેના સંબંધમાં કોન્ગ્રેસે એવો અભિપ્રાય જણાવ્યો હતો કે તે ચઢાઇઓ આખી શેહેનશાહતના લાભની હોવાથી તેના ખર્ચમાં ઇંગ્લાંડની તીજોરીમાંથી ફાળો મેળવવો. હિંદી સરકારને લગતો કાયદો બાંધવામાં આવ્યો ત્યારે એ ચઢાઇઓ વિષે વિચાર કરવામાં આવ્યો નહોતો તે જોતાં કાયદા મુજબ નહિ વર્તતાં એ ચઢાઇઓના ખર્ચમાં ઇંગ્લાંડની તીજોરીમાંથી ઘણી મોટી રકમ મેળવવી જોઇએ એમ દર્શાવનારો ઠરાવ કરવામાં આવ્યો હતો; કારણ કે જો તેમ ન કરવામાં આવે તો હિંદની નાણાં સંબંધી સ્થીતિમાં ગંભીર ઉથલપાથલ થવાનો સંભવ છે.

**જ્યુરી મારફતે તપાસ ચલાવવાની બાબતમાં ધારા સભામાં આણેલા કાયદાના ખરડાની** તપાસ હાથ ધરવામાં આવી હતી. આ કાયદાના ખરડાથી જ્યુરી મારફતે તપાસ ચલાવવાની સગવડ ઘણે દરજ્જે લઇ લેવામાં આવે એમ હતું અને તેથી કોન્ગ્રેસે એવી અરજ કરી હતી કે એ ખરડો એકદમ પડતો મુકવો. આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. જાણવાને અગત્યનું થઇ પડશે કે મી૦ ડબલ્યુ૦ સી૦ બોનરજીએ આ ઠરાવ મૂકતાં જે વજનદાર દલીલો રજુ કરી હતી તેની અસરને પરિણામે ખરડામાં સમાવવામાં આવેલી સઘળી નુકસાનકારક કલમો તે ખરડા ઉપર વડી ધારાસભામાં તકરાર ચાલતાં કાઢી નાંખવામાં આવી હતી.

**દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓની હાડમારીઓ** વિષે પણ કૉન્ગ્રેસનું ધ્યાન ખેંચાયું હતું. જે જે વખતે બ્રિટનોને પોતાને કંઈ સંકટ વેઠવું પડતું હતું. તે તે વખતે અંગ્રેજ સરકાર તેમને તેમાંથી છોડાવવાને હમેશાં બહાર પડતી હતી, તેજ પ્રમાણે હિંદીઓને પણ બ્રિટીશ રૈયતની માફક તેમને ખમવી પડતી હાડમારીઓમાંથી મુક્ત કરવાને ઘટતાં પગલાં ભરવાની ખાસ અરજ કૉન્ગ્રેસે બ્રિટીશ તથા હિંદી સરકારને કરી હતી.

**ત્રીજા વર્ગના રેલ્વેના મુસાફરોને પડતી અડચણો** દૂર કરવાના ઉપાય ઝડપથી લેવાનો કૉન્ગ્રેસે સરકારને આગ્રહ કર્યો હતો. ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફથી રેલ્વેને ઘણી મોટી આવક થાય છે તે ધ્યાનમાં લેતાં તેમને ખમવી પડતી હાડમારીઓ કે જે સરકારે પણ કબૂલ રાખી છે તે દૂર કરવાની ગોઠવણ બનતી ઉતાવળે કરવાને કૉન્ગ્રેસની અરજ હતી.

### અંગ્રેજી સૂતરાઉ કાપડપરની જકાત નહિ કાઢી નાંખવાની ભલામણ.

ઈંગ્લાંડના કારખાનાવાળાઓએ પોતાના તરફથી બનાવવામાં આવતા કાપડપર હિંદમાં જે જકાત લેવામાં આવતી હતી તે સામે વાંધો લઇ તે કાઢી નાંખવાની અરજ કરી હતી. જે માટે કૉન્ગ્રેસે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે તે વાંધો નાપાયાદાર છે તેથી તેણે સરકારને આગ્રહ કર્યો હતો કે એ બાબતમાં આગલી રાજ્યનીતિને તેણે વળગી રહેવું; કારણ કે તેથી કંઇ વેપારના છુટાપણાના નિયમનો ભંગ થતો નહોતો. જણાવવાની જરૂર નથી કે દેશી ઉદ્યોગ તથા હુન્નરને સજીવન કરી ઉત્તેજન આપવા આ કરની ખાસ જરૂર છે.

એ ઉપરાંત બીજા કેટલાક પરચુરણ ઠરાવો પાસ કરી આવતી કૉન્ગ્રેસ કલકત્તામાં ભરવાનો ઠરાવ કરી અગીઆરમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.

---

## પ્રકરણ બારમું. કૉંગ્રેસની બારમી બેઠક.

:(o):

### બારમી કૉન્ગ્રેસની કલકત્તામાં થએલી બેઠક.

:(o):

ઇ. સ. ૧૮૯૬ માં બારમી કૉન્ગ્રેસ મુર્હુમ ઑનરેબલ મી० સયાનીના પ્રમુખ પદ નીચે કલકત્તામાં મળી હતી. મી० સયાનીએ પ્રમુખ તરીકે કરેલું ભાષણ ખરેખર વાંચવા લાયક છે. મક્કમ, સાદી, સમજફેર ન થાય એવી દલીલોથી મધ્યમપણામાં વિદ્વતાના એક અસરકારક દાખલા તરીકે તે ભાષણને ગણી શકાશે. કૉંગ્રેસની છેલ્લી બેઠકો વખતે કરવામાં આવેલા કામકાજ વગેરેના ઇતિહાસનો તેમાં જે સમાવેશ કરવામાં આવ્યો છે તે ખાસ અગત્ય ધરાવે છે. એ સર્વેથી પણ વધારે અગત્યની બાબત તો તેમાં સમાવવામાં આવેલો **મહોમેદનો તરફથી કૉન્ગ્રેસથી છૂટા રહેવાનાં આપવામાં આવતાં કારણોનો જવાબ** છે. મુસલમાનો કૉન્ગ્રેસમાં શા માટે જોડાતા નથી તેનાં જુદે જુદે વખતે આપવામાં આવતાં ધાર્મિક, સંસારીક, અને કેળવણી વગેરેને લગતાં જુદાં જુદાં સત્તર કારણો લંબાણથી રજુ કરીને તે દરેક કારણને જુદું જુદું હાથ ધરી મી० સયાનીએ તેનું ખંડન કર્યું હતું. મહોમેદનોને કૉન્ગ્રેસથી અલગ રહેવામાં ફાયદો જણાવી જે ગૃહસ્થો કૉન્ગ્રેસ સામે ઉશ્કેરવાની તજવીજ કરે છે તેમને મી०

સયાનીનું ભાષણ વાંચવાની અમે ખાસ ભલામણ કરીયે છીએ. શ્રી૦ સયાનીએ પોતાના જ્ઞાતિ બંધુઓને પોતાના ભાષણમાં જે સલાહ આપી છે તે ઉપર અમે તેમનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

ઉપરાંત જુદા જુદા રાજ્યદ્વારી સવાલો બાબત વિવેચન કરી નામદાર મહારાણીની નજીક આવેલી ડાયમંડ જ્યુબિલી માટે પોતાની ખુશાલી જાહેર કરી તેમણે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

**નામદાર મહારાણીની ડાયમંડ જ્યુબિલી માટે ખુશાલી** દર્શાવનારો ઠરાવ સર્વથી પહેલો પાસ કરવામાં આવ્યો હતો. પછી કૉંગ્રેસે પાછલાં વર્ષોમાં કરેલા જુદા જુદા ઠરાવો ફરીથી પાસ કરવામાં આવ્યા હતા, જેમાં ન્યાય અને મહેસૂલી ખાતાં છુટાં પાડવાના, 'સરકારી નોકરીમાં હિંદીઓને વધારે પ્રમાણમાં નિમવાના, દેશની ગરીબાઇના, જમીન મહેસુલની આંકણીના, દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં સંકટોના અને લસ્કરી તથા સનંદી ડૉકટરી નોકરીમાં ફેરફાર કરવા વગેરેના સવાલો સમાવવામાં આવ્યા હતા.

## જુદા જુદા પ્રાંતો માટે વધારે ફાજલ પુરાંત રહેવા દેવાની માગણી.

નાણાં સંબંધી બાબતમાં હિંદી સરકારે એવી ગોઠવણ કરી હતી કે અગાઉથી ગણત્રી કરેલાં ખર્ચો માટેનાંજ નાણાં પ્રાન્તિક સરકારોની ફાજલ પુરાંતમાં રાખી બાકીનાં નાણાં હિંદી સરકારની તિજોરીમાં મોકલી દેવાં. આ ગોઠવણથી એમ બનતું હતું કે પાછળથી નીકળતા ખર્ચો તથા વખતને અનુસરતા બીજા સુધારા માટે નાણાંની તંગી પડતી, અને હમેશાં પ્રાન્તિક તીજોરીઓનું તળીઉંજ દેખાતું હતું. આ ખામી દૂર કરવાને કૉંગ્રેસે એવી ભલામણ કરનારો ઠરાવ પાસ કર્યો હતો કે પ્રાન્તિક તિજોરીઓમાં પણ થોડીક સિલક રહેવા દેવી.

**દેશીઓને પ્રાન્તિક સનંદી નોકરીમાંજ દાખલ કરવાની** ગોઠવણ હિંદી પ્રધાને એક ઠરાવ મારફતે કરી હતી. જે ઠરાવથી એવી અસર થવા સંભવ હતો કે હિંદીઓને કેળવણી ખાતામાં ચઢતા હોદ્દાપર નીમવામાં આવે—તેમને ફક્ત પ્રાન્તિક સનંદી નોકરીના અમલદારો તરીકેજ ગણી તેમને ચઢતામાં ચઢતા હોદ્દાપરથી બાતલ રાખવા. આ સામે વાંધો દર્શાવનારો ઠરાવ કૉંગ્રેસે કર્યો હતો.

**દેશમાં વારંવાર પડતા દુકાળનું ખરૂં કારણ** તો દેશમાંથી દર વર્ષે પુષ્કળ નાણાં ઘસડાઈ જવાનું અને દેશમાં વધતા જતા લસ્કરી તથા સનંદી ખર્ચોને લીધે કરોમાં અને જમીન મહેસૂલ વગેરેમાં કરવામાં આવતા ચાલુ વધારાનું છે એમ જણાવી કૉંગ્રેસે તે સ્થીતિમાં સુધારો કરવાની અરજ કરી હતી. દુકાળના સંકટમાંથી ગરીબોને છોડાવવાને ઝડપથી દુકાળનું ફંડ પાછું ખોલવાની કૉંગ્રેસે અરજ કરી હતી તથા ખાનગી સખાવત મારફતે હિંદુસ્તાનમાં આવતાં નાણાં અટકાવી લૉર્ડ લીટનના વખતમાં કરવામાં આવેલી ગંભીર ભૂલ ફરીથી કરવામાં ન આવે એમ નામદાર સરકારને કૉંગ્રેસે આગ્રહ કર્યો હતો. આ ઠરાવની બીજી અને ત્રીજી કલમમાં આવેલી સૂચનાઓ નામદાર સકારે તરત ઉપાડી લીધી હતી.

**યુનિવર્સીટીઓમાં સુધારો કરવાનો સવાલ** તે પછી હાથ ધરવામાં આવ્યો હતો. કૉંગ્રેસે એવી મતલબની ભલામણ કરી હતી કે યુનિવર્સિટીઓને શીખવવાનું પણ કામ સોંપવામાં આવે એવી કાંઈ સારી યોજના નક્કી કરવી. તે પછી,

નામદાર ગવર્નરની કાર્યભારી સભામાં એક ત્રીજો અમલદાર નીમવાની ભલામણ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો. નામદાર ગવર્નરને પોતાનો એક વધુ મત આપવાનું બની શકે અને સનંદી નોકરીમાંના અમલદારોનાજ હાથમાં સઘળી સત્તા ન આવે તે માટે એક ત્રીજો અમલદાર નીમવાનું આવશ્યક હતું તેથી કૉન્ગ્રેસે એવો ઠરાવ કર્યો હતો કે બને તો દરેક પ્રાંતના લશ્કરના વડાને ત્રીજી જગા આપવી. બીજા કેટલાક વધુ ઠરાવો કરી તથા ખાસ કરીને હિંદમાં થતા ખર્ચોની બાબતમાં નીમવામાં આવેલા કમિશન સન્મુખ જુબાની આપવાને મી૦ વાચ્છાની નીમણુંક કરવામાં આવી હતી તે માટે ખુશાલી દર્શાવનારો ઠરાવ કરી આવતી કૉન્ગ્રેસ ઉમરાવતીમાં ભરવાનું જાહેર કરી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.

---

## પ્રકરણ તેરમું. કૉંગ્રેસની તેરમી બેઠક.

---

### તેરમી કૉન્ગ્રેસની ઉમરાવતી ખાતે થએલી બેઠક.

ઇ. સ. ૧૮૯૭માં ઑનરેબલ મી. શંકર નેયરના પ્રમુખપણા નીચે તેરમી કૉન્ગ્રેસ ઉમરાવતી ખાતે મળી હતી. દુકાળ તથા મરકીની આફતો આ વર્ષમાં આખા દેશપર આવી પડી હતી અને તેથી મર્હુમ નામદાર મહારાણીની ડાયમંડ જ્યુબિલીની ધામધુમ પણ જોઇએ તેવી થઇ શકી નહોતી પણ એ વર્ષમાં જે બહુ દિલગીરી ભરેલો બનાવ બન્યો હતો અને જેની અસરથી દેશીઓના સંબંધમાં ભૂલ ભરેલો વિચાર બાંધીને હિંદી સરકારે અને તેમાં ખાસ કરીને મુંબાઈ સરકારે જે ઉતાવળાં પગલાં ભર્યાં હતાં તે ખાસ નોંધ લેવા યોગ્ય છે. નામદાર મહારાણીની જ્યુબિલીની ખુશાલીમાં પુના ખાતે ભરવામાં આવેલા દરબાર પછી ત્યાંના બે મોટા અંગ્રેજ અમલદારોનાં ખુન થયાં હતાં એ વાત સર્વના ધ્યાનમાંજ હશે તે ખુનો કરનાર એકદમ નહીં પકડાયાથી એ ખુનો એક પ્રપંચનું પરિણામ હતું એમ માની લઇ કેટલાંક બહુ ઉતાવળાં પગલાં નામદાર મુંબાઇની સરકારે ભર્યાં હતાં અને દેશી વર્તમાન પત્રો ફીતુરી છે એવા ખ્યાલથીજ કેટલાંક દેશી પત્રો સામે ફીતુરનો આરોપ મૂકી તેની તપાસ ચલાવી કેટલાક અધિપતિઓને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા તથા તેમને નાની મોટી સજા પણ કરવામાં આવી હતી. તેમાં તે વખતના ઑનરેબલ મી૦ બાળ ગંગાધર તિલકને તેમના કેસરી પત્રમાં આવેલાં કેટલાંક લખાણના સંબંધમાં કરવામાં આવેલી સજા વિષે સર્વ કોઈ માહીતગારજ છે. મુંબાઇ સરકાર એટલુંજ કરીને બેસી ન રહેતાં કોઇ પણ આરોપ મૂકયા વિના અને કોઇ પણ કારણ બતાવ્યા વિના નાતુ ભાઇઓને કેદખાનામાં નાંખવાનો હૂકમ તેણે એક જૂના પૂરાણા કાયદાની રૂઇએ આપ્યો હતો. અને તે પ્રમાણે તેમને લાંબા વખત સુધી કેદખાનામાં રાખી મૂકવારૂપ જીત નામદાર સરકારે કરી હતી તે ઉપરાંત,

ફીતુરને લગતો કાયદો વધારે મજબૂત કરવાનું પગલું તેણે ભર્યું હતું તથા હિંદી ધારા સભામાં તે બાબતનો એક ખરડો પણ લાવવામાં આવ્યો હતો અને પ્રજા મતની વિરૂદ્ધ જઇને તે ખરડો ઇ. સ. ૧૮૯૮ માં પાસ કરવામાં આવ્યો હતો. કૉન્ગ્રેસની આ બેઠકમાં સઘળા બનાવો ઉપર વાદવિવાદ ચલાવવાની દેખીતી જરૂર સ્વીકારવામાં આવી હતી અને આ સઘળી બાબતોના સંબંધમાં યોગ્ય ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા. એ ઉપરાંત દુકાળની રાજનીતિ

વિષે પણ ઠરાવો કરવામાં આવ્યા હતા તથા બીજા અગત્યના ઠરાવો ફરીથી પાસ કરી આવતી કૉન્ગ્રેસ મદ્રાસ ખાતે ભરવાનું ઠરાવી તેરમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.

સંકટોથી ભરપૂર, આફતોની અધવચમાં અને દેશમાં ઘણા મોટા પ્રમાણમાં જડ ઘાલીને ફીતુર બેઠું છે એવો ખ્યાલ સરકારી અમલદારોનો મોટો ભાગ ધરાવતો હતો છતાં કૉન્ગ્રેસે પોતાનું કામ બહુ શાન્તતાથી સંતોષકારક રીતે પાર પાડ્યું હતું અને સઘળા ઠરાવો પૂરતી ગંભીરાઇ, નરમાશ, તથા મધ્યમપણાનો નિયમ સાચવી રાખીને કરવામાં આવ્યા હતા અને જે ખોટો ખ્યાલ અમલદાર વર્ગમાં પેસી ગયો હતો તે દૂર કરવાની સંપૂર્ણ તજવીજ કરવામાં આવી હતી; તે ઉપરાંત વળી દેશીઓના હક લઈ લેવાની અને વર્તમાન પત્રોના છુટાપણા ઉપર અંકુશ મૂકવાની જુદી જુદી રીતે જે તજવીજ કરવામાં આવી હતી તે સામે વાંધો દર્શાવનારો ઠરાવ પાસ કરતાં કૉન્ગ્રેસે બતાવેલી હિમ્મત ઘણીજ સ્તુતિપાત્ર હતી એમ હરકોઇ કહી શકશે ? એક આવા અસાધારણ વર્ષમાં પણ કૉન્ગ્રેસે મેળવેલી ફતેહ માટે આપણે તેને મુબારકબાદી જ આપીશું.

## પ્રકરણ ચૌદમું. કૉંગ્રેસની ચૌદમી બેઠક.

### મદ્રાસ ખાતે ભેગી થએલી ચૌદમી કૉંગ્રેસ.

ઇ. સ. ૧૮૯૮ માં મદ્રાસમાં મી૦ આનંદ મોહન બોઝના પ્રમુખપણા નીચે ચૌદમી કૉન્ગ્રેસ મળી હતી. પાછલા વર્ષમાં દેશમાં જે ખોટો ગભરાટ કરવામાં આવ્યો હતો તે ધીમે ધીમે નરમ પડ્યો હતો. દેશીઓ ઉપર મૂકવામાં આવેલો ફીતુરનો આરોપ કેટલે દરેજ્જે નાપાયાદાર હતો તે સમજી શકાય એવું હતું. લૉર્ડ એલ્જીનના અમલ પૂરો થયો હતો અને હિંદના સંબંધમાં કેવી દિલસોજી ધરાવે છે તે જાહેર કરી મોટી મોટી આશા આપનાર વૉયસરોય તરીકે લૉર્ડ કર્ઝનની હિંદુસ્તાનમાં પધરામણી થઈ હતી તેવા વખતમાં આ ચૌદમી કૉન્ગ્રેસ મળી હતી.

#### પ્રમુખનું અગત્યનું ભાષણ.

પ્રમુખે પોતાના ભાષણની શરૂઆતમાં મી૦ ગ્લેડસ્ટનના મરણ માટે ઇસારો કરી પોતાની નમુનેદાર કારકીર્દિ દરમ્યાન તેણે આપેલા શિક્ષણનો લાભ સઘળા રાજ્યદ્વારીઓ લે એવી આશા બતાવી હતી. કૉન્ગ્રેસ ભરવાને વખતે જ લૉર્ડ કર્ઝન હિંદુસ્તાનમાં આવી પહોંચ્યો હતો; તેને પ્રમુખે કૉન્ગ્રેસની વતી આવકાર આપ્યો હતો તથા તે નામદારે ઇગ્લાંડમાંના પોતાના ભાષણોથી જે આશા તૃપ્ત કરી હતી તે પાર પાડવા માટે દેશમાં સુધારા વધારા માટે પગલાંભરે, કેળવણીમાં વધારો કરે અને ઉદ્યોગ હુન્નરની ખીલવણીને ઉત્તેજન આપે એમ ઇચ્છયું હતું. તે પછી લૉર્ડ એલ્જીનના અમલમાં પાછળ હઠવા સરખી રાજનીતિના દાખલાઓ આપી રૂરકીની કૉલેજમાંથી એશિયાટીકોને કાઢી મુકવાના હુકમ સામે, તપાસ વિના નાતુ ભાઇઓને બંધીખાનામાં નાંખવા સામે, ફીતુરને લગતા નવા કાયદા સામે, તથા કલકત્તાની મ્યુનિસિપાલિટિનો સ્વરાજ્યનો હક લઇ લેવા સામે તેમણે વાંધો ઉઠાવ્યો હતો તથા સરહદ તરફની ચઢાઇઓ માટે ઇગ્લાંડની તીજોરીમાંથી ફાળો નહીં આપવાના હિંદી સરકારના પગલાને વખોડી કાઢયું હતું. ધારાસભાઓના બંધારણને ફરીથી સુધારવાની જરૂર વિષે પણ તેમણે વિવેચન કર્યું હતું તથા પાર્લામેન્ટમાં પણ તેવી ગોઠવણની જરૂરીયાત તેમણે પૂરવાર કરી આપી હતી. ત્યાર પછી

ફીતુરને લગતા નવા કાયદા સામે વાંધો દર્શાવનારો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. આ ઠરાવ માટેની દરખાસ્ત મૂકતાં ઑનરેબલ મી૦ મુદલીયારે જણાવ્યું હતું કે આ કાયદાની અસર શું થશે ? લોકોનો પ્યાર અને તેમની દિલસોજી સરકાર તરફ ખેંચવાને બદલે જે શહેનશાહત લોકો ઉપર વિશ્વાસ રાખવાથી તથા તેમની સાથે ભલમનસાઇથી વર્તવાથી મજબૂત થયું હતું તેમાં શક અને અણવિશ્વાસની લાગણી ઉત્પન્ન કરવામાં આવી છે.

નામદાર લૉર્ડ કર્ઝનને આવકાર આપવાનો, તેના અમલમાં પ્રજાના ભલા માટે ઘણાં સારાં તથા સુધારો વધારો કરનારાં પગલાં ભરવામાં આવશે એવી આશા દર્શાવનારો, અને તે નામદારે હિંદને માટે ઉચ્ચારેલા દિલસોજી ભર્યા શબ્દો માટે તેનો ઉપકાર માનનારો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો તથા એ ઠરાવ તેની ઉપર તાર મારફતે રવાના કરવાની સત્તા પ્રમુખને આપવામાં આવી હતી.

તે પછી જમીન મહેસૂલના સંબંધમાં, સરહદ તરફ આગળ વધવાની રાજનીતિના સંબંધમાં, ન્યાય અને મહેસૂલી ખાતાં છૂટાં પાડવાના સંબંધમાં, ડૉકટરી નોકરીની ગોઠવણમાં ફેરફાર કરવાના સંબંધમાં, દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને ભોગવવી પડતી હાડમારીઓના સંબંધમાં, ચલણને લગતી રાજ્યનીતિના સંબંધમાં, નામદાર ગવરનરની કાર્યભારી કૌંસીલમાં એક વધારાનો સભાસદ નીમવાના સંબંધમાં, ઈંગ્લાંડ સાથે હિંદમાં સઘળા સનદી હોદ્દા માટેની હરીફાઇની પરીક્ષા લેવાના સંબંધમાં, વર્તમાનપત્રોના છૂટાપણા ઉપર મૂકવામાં આવેલા અંકુશના સંબંધમાં, હુન્નર ઉદ્યોગને લગતી કેળવણીના સંબંધમાં, કૉન્ગ્રેસના બંધારણની બાબતમાં તેમજ બીજી અગત્યની બાબતોના સંબંધમાં ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા; જેમાં એક એવો ઠરાવ હતો કે જ્યાં સુધી દેશી રાજ્યના કાર્યભારમાં ગંભીર ખામીઓ છે એવું અંગ્રેજ સરકાર તથા દેશી રાજાઓએ પસંદ કરેલી એક કોર્ટ સન્મુખ સંપૂર્ણ રીતે પુરવાર થાય નહિ અથવા તો તે દેશી રાજાની ચાલચલગત વિરૂદ્ધ સંતોષકારક પૂરાવો મળે નહિ ત્યાં સુધી તેને પોતાની ગાદીપરથી ઉઠાડી મૂકવો નહિ. તે પછી,

મરકીનો ખર્ચ હિંદી તિજોરીમાંથી આપવાની ભલામણ કરનારો ઠરાવ કરવામાં આવ્યો હતો કારણકે તેમાં આખી હિંદી પ્રજાનો લાભ સમાયેલો હતો તથા સ્થાનિક મંડળો એ ખર્ચ કરી કરીને પાયમાલ થઇ ગયાં હતાં.

**પંજાબની ધારા સભા અને બીરારને માટે કાયદા ઘડવામાં ફેરફાર કરવાની સૂચના.**

પંજાબમાં અંતે એક ધારા સભા નીમવામાં આવી હતી પણ તે છતાં ત્યાંના સભાસદોને સવાલ પૂછવાનો હક આપવામાં આવ્યો નહોતો તે હક તેમને મળે તેવી ભલામણ કરવામાં આવી હતી. વળી બીરાર પ્રાંત બ્રિટિશ હિંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગની પેઠે નામદાર ગવર્નર જનરલની હકુમત નીચે હતો તો પણ તેને માટેના કાયદાઓ તે નામદારની ધારા સભામાં ઘડવાને બદલે ફક્ત કાર્યભારી કૌંસીલમાં ઘડવામાં આવતા હતા તેથી ઘણી વખતે પ્રજાને નુકશાનકારક થઈ પડે એવાં પગલાં ભરવામાં આવતાં હોવાથી તે કાયદા ધારા સભામાંજ ઘડવાની માગણી કરવામાં આવી હતી કે જેથી હિંદી પ્રતિનીધીઓને દેશીઓની રીતભાતના તેમના જ્ઞાનને લીધે કોઈ ખરડાની ખામી બતાવવાનું બની આવે.

**પ્રજાના છૂટાપણા ઉપર અંકુશ મૂકવા જેવા કાયદા.**

બંગાળામાં ઇ સ. ૧૮૧૮માં, મદ્રાસમાં ઇ. સ. ૧૮૧૯માં, અને મુંબાઇમાં ઈ. સ. ૧૮૨૭

ઓ પ્રજાના છુટાપણા ઉપર અંકુશ મૂકવા જેવા કાયદા પાસ કરવામાં આવ્યા હતા પણ તે બ્રિટિશ રાજ્યનીતિના નિયમોથી ઉલટા તથા સઘળી સુધરેલી સરકારોની ઇન્સાફી વલણની વિરૂદ્ધ જાય એવા હોવાથી તથા પ્રજાના છુટાપણાપર સખ્ત તરાપ મારવા જેવા હોવાથી તે કાયદા એકદમ રદ કરવાની કૉન્ગ્રેસે ભલામણ કરી હતી.

### સ્થાનિક સ્વરાજ્યોના હક લઇ લેવા સામે વાંધો.

બંગાળાની ધારા સભામાં કલકત્તાની મ્યુનસિપાલિટિનો સ્થાનિક સ્વરાજ્યનો હક લઇ લેનારો એક ખરડો લાવવામાં આવ્યો હતો, એજ ઠરાવના બીજા ભાગમાં મુંબાઇના શેહેર સુધારાના ટ્રસ્ટના કાયદામાં પ્રજાના પ્રતિનિધિઓને પૂરતા પ્રમાણમાં દાખલ કરવાની ગોઠવણ નહિ રાખવા માટે દિલગીરી બતાવવામાં આવી હતી તથા ટ્રસ્ટના કાર્યભારમાંની કેટલીક ખામીઓ વિષે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. એ ઉપરાંત બીજા કેટલાક પરચુરણ ઠરાવો પાસ કર્યા પછી આવતી કૉન્ગ્રેસ લખનૌ ખાતે ભરવાનો ઠરાવ કરી ચૌદમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી

---

## પ્રકરણ પંદરમું.—કૉંગ્રેસની પંદરમી બેઠક.

---

### પંદરમી કૉન્ગ્રેસની લખનૌ ખાતે થએલી બેઠક.

---

ઇ. સ. ૧૮૯૯ માં મી૦ રોમેશચંદ્ર દત્તના પ્રમુખપણા નીચે લખનૌમાં કૉન્ગ્રેસની પંદરમી બેઠક મળી હતી. લખનૌ તરફના ભાગમાં કૉન્ગ્રેસની વિરૂદ્ધની લાગણી હજી ચાલુજ હોવા છતાં કૉન્ગ્રેસને ત્યાંની આવકાર આપનારી કમિટીની તારીફ લાયક મહેનતના પરિણામે સંપૂર્ણ ફતેહ મળી હતી. મી૦ દત્તે પોતાના ભાષણમાં હાથ ધરેલી મુખ્ય બાબત હિંદની ગરીબાઇને લગતી હતી અને તેનાં તેમણે ઘણાંક કારણો તથા તેના કેટલાંક ઉપાયો પણ સૂચવ્યા હતા. અમલદાર વર્ગના એક તરફી મત ઉપર આધાર બાંધીને બેસી રહેવામાં સરકાર મોટી ભૂલ કરે છે એમ તેમણે જણાવ્યું હતું. તે પછી ફીતુરને લગતા નવા કાયદા વિષે બોલતાં કેળવણીના ફેલાવાથી ફીતુરનો ફેલાવો થાય છે એવા અભિપ્રાયને તેમણે કેવળ ભૂલના પરિણામ તરીકે ગણ્યો હતો. કલકત્તા મ્યુનસપાલિટિમાંથી સ્થાનિક સ્વરાજ્યનો હક મોટે ભાગે લઇ લેનારા નવા કાયદાના ખરડા વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે નામદાર ગવર્નર વગેરેની કાર્યભારી સભામાં દેશી ગૃહસ્થો બિરાજતા નહિ હોવાથી ઘણી વખતે સઘળી ખરી બીનાઓ અંધારામાં રહી જાય છે અને તેથી એવા ખરડા અમલમાં મૂકવામાં આવે છે. માટે તેમણે સૂચવ્યું હતું કે નામદાર વૉયસરોયની તેમજ સઘળી ઇલાકેદાર અને પ્રાન્તિક કાર્યભારી સભાઓમાં એક એક દેશી ગૃહસ્થની નીમણુંક કરવી જોઇએ. ખેડૂતોની ચાલુ ગરીબાઇના સંબંધમાં બોલતાં મહેસૂલની આંકણી ઘણી ભારે છે એમ તેમણે જણાવ્યું હતું; એમ કહેવામાં આવે છે કે મુગલ રાજાઓના વખતમાં તે મહેસૂલ આથી પણ વધારે લેવામાં આવતું હતું તેના જવાબમાં મી. દત્તે કહ્યું કે એમ કહીને બેશી રહેવામાં કંઇ સાર નથી પણ જે જોવાનું છે તે એજ છે કે જો અંગ્રેજી ધોરણ વધારે લાભકારક હોય તો હિંદી ખેડૂતોની હાલત સુધરવી જોઇએ તેમ તે સુધરી છે કે નહિ? એ વગેરે બીજી કેટલીક અગત્યની બાબતો પર વિવેચન કરી મી. દત્તે પોતાનું વિદ્વતા ભરેલું ભાષણ સમાપ્ત કર્યું હતું.

## પાસ કરવામાં આવેલા અગત્યના ઠરાવો.

તે પછી પાછલાં વર્ષોની પેઠે ન્યાય અને મહેસૂલી ખાતાં છુટાં પાડવાના સંબંધમાં, ગોરા લશ્કર માટે આવતા વધારાના ખર્ચમાં, બ્રિટિશ તીજોરીમાંથી ફાળો માગવાના સંબંધમાં, ચલણને લગતી રાજ્યનીતિના સંબંધમાં, સનંદી અને લશ્કરી ડૉક્ટરી નોકરીનાં ખાતાં જુદાં પાડવાના સંબંધમાં, કલકત્તાની મ્યુનિસિપાલિટીને લગતા કાયદાના ખરડાના સંબંધમાં, આબકારી ખાતામાં સુધારો કરવાની બાબતમાં, નામદાર ગવર્નરોની કાર્યભારી સભાઓમાં દેશીઓમાંથી એક વધારાનો સભાસદ નીમવાની ભલામણ કરવાના સંબંધમાં, સરકારી ખર્ચોમાં કાપકુપ કરી હુન્નર ઉદ્યોગ સજીવન કરવા માટે ઘટતાં પગલાં ભરી તથા જમીન મહેસૂલમાં મધ્યમ પણાનું ધોરણ દાખલ કરી દેશની સામાન્ય ગરીબાઈમાં ઘટાડો કરવાની ભલામણ કરવાની બાબતમાં, હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી આપવાનાં ખાતાં ઉઘાડવાની ભલામણના સંબંધમાં, મરકીનો ખર્ચ હિંદી સરકારની તીજોરીમાંથી આપવાની ભલામણના સંબંધમાં અને બીજી કેટલીક અગત્યની બાબતોના સંબંધમાં, જુદા જુદા ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા.

**મી૦ જમશેદજી તાતાની અસલ શોધ-ખોળ માટેની યુનિવર્સિટી નીમવાની યોજના** સત્વર અમલમાં મૂકવામાં આવે એવી ભલામણ કરનારો તથા મી૦ તાતાની આ મહાભારત સાર્વજનિક સખાવત માટે તેમનો ઉપકાર માનનારો ઠરાવ કૉન્ગ્રેસે પાસ કર્યો હતો.

**પરદેશી તારને કૉપીરાઈટનો હક આપવાનો ધારાનો ખરડો** જે તે વખતે નામદાર વૉયસરાયની ધારા સભામાં મૂકવામાં આવનાર હતો તે બહુ નુકશાનકારક છે એમ જણાવી કૉન્ગ્રેસે તેને અમલમાં નહિ મૂકવાની ભલામણ કરી હતી. આ કાયદાના ખરડાથી જે ધણી પરદેશી તાર મંગાવે તેના શિવાય બીજા વર્તમાનપત્રોવાળાથી છત્રીશ કલાકની મુદ્દત સુધી તે છાપી શકાય નહિ. પ્રજાને સઘળી અગત્યની ખબરો જાણવાનું આવશ્યક હોવાથી એવી ગોઠવણથી તેને ઘણી અગવડ ખમવી પડે તેથી કૉન્ગ્રેસે ઉપર પ્રમાણે ભલામણ કરી હતી; આ ઠરાવથી નામદાર વૉયસરોયની ધારા સભામાં તે કાયદાનો ખરડો પાસ થવા પામ્યો નહોતો તે વાંચનારાઓની જાણ બહાર નહિજ હોય. આ બાબતમાં એવી રીતે પ્રજાની તથા કૉન્ગ્રેસની ફતેહ થઇ છે.

## પંજાબના ખેડૂતોના ચોકસ હક લઇ લેવા સામે વાંધો દર્શાવનારો ઠરાવ.

જમીનને લગતો એક નવો કાયદો પાસ કરીને ખેડૂતોને પોતાની જમીન વેચવા અથવા ગીરો મૂકવા સામે ચોકસ અંકુશ મૂકવામાં આવ્યા હતા. જેથી તેમને નાણાં વગેરે મેળવવાની દેખીતી રીતે ઘણી મુશ્કેલી પડતી હતી અને પોતાની ગરજને વખતે તેઓ તદ્દન નિરાધાર થઈ પડતા હતા તેથી ઉપલા કાયદા સામે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. મુંબાઇમાં પણ એજ પ્રમાણે ઇ. સ. ૧૯૦૧ ની સાલમાં પ્રજા મતની ખુલ્લી રીતે તદ્દન વિરૂદ્ધ જઇને એ કાયદો બાંધવામાં આવ્યો છે તે અમારા વાંચનારાઓની જાણમાંજ હશે. તે વખતે ધારા સભામાંના પ્રજા તરફના પાંચ સભાસદો પ્રજા મતથી તદ્દન વિરૂદ્ધ જઇ કામ લેવાતું હોવાથી ધારા સભા છોડીને આવ્યા હતા તે બીના પણ જાણીતીજ છે. **નિશાળો અને કૉલેજોના શિક્ષકોને રાજદ્વારી બાબતોથી અલગ રહેવાનો એક હૂકમ** બહાર પાડવામાં આવ્યો હતો. તે પ્રમાણે સરકાર તરફથી મદદ મેળવનારાં કેળવણી ખાતાંના સઘળા શિક્ષકોને કેળવણી ખાતાના વડાની પરવાનગી શિવાય રાજ્યદ્વારી બાબતો વિષે વાદવિવાદ

ચલાવનારાં મંડળોમાં જોડાવા સામે બંધી કરવામાં આવી હતી. બ્રિટિશ રૈયતના હક સામે જનારા તરીકે આ હુકમને ગણાવી કૉન્ગ્રેસે તેની સામે વાંધો દર્શાવ્યો હતો અને મુંબાઇની તથા મદ્રાસની સરકારને તે પાછો ખેંચી લેવાની ભલામણ કરી હતી. આ ઉપરાંત બીજા પરચુરણ ઠરાવો પાસ કરીને આવતી કૉન્ગ્રેસ **લાહોરમાં** ભરવાનો ઠરાવ કરી પંદરમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.

## પ્રકરણ સોળમું–કૉન્ગ્રેસની સોળમી બેઠક.

### લાહોર ખાતે કૉન્ગ્રેસની કરવામાં આવેલી સોળમી બેઠક.

ઇ. સ. ૧૯૦૦ના વર્ષમાં સોળમી વખતની લાહોરમાં મળેલી કૉન્ગ્રેસ બે કારણો માટે ખાસ અગત્ય ધરાવે છે. પહેલું તો એ કે આ વખતે કોન્ગ્રેસ એક મંડપમાં મળવાને બદલે પ્રજાના સઘળા વર્ગો તરફથી ખુશીથી ભરવામાં આવેલાં નાણાં ખર્ચીને કૉન્ગ્રેસના કામકાજ માટે એક ખાસ મકાન બાંધવામાં આવ્યું હતું અને તેને હિંદના મર્હુમ મહાન હિતસ્વી મી૰ બ્રેડલૉને અર્પણ કરી તેને બ્રેડલૉ હૉલ તરીકે ઓળખવામાં આવ્યું હતું. બીજી૰ અગત્યની તથા નોંધી રાખવા જોગ બાબત કૉન્ગ્રેસના આ વર્ષના પ્રમુખના સંબંધમાં છે. ઑનરેબલ મી૰ ચંદાવરકરને કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા પછી પણ કૉન્ગ્રેસની બેઠક મળતા અગાઉ મી૰ ચંદાવરકરને મુંબાઇની હાઇકોર્ટના જજ્જ તરીકે નામદાર સરકારે પસંદ કર્યા હતા. કૉન્ગ્રેસની હીલચાલ સામે ટીકા કરનારાઓને આથી એક મજબુત ફટકો પડયો હતો અને મી૰ ચંદાવરકર તા. કૉન્ગ્રેસના પ્રમુખપદ પરથી ઉતરીને હાઇકોર્ટના ન્યાયાસનપર તુર્તજ બિરાજ્યા હતા. મી૰ ચંદાવરકરે પોતાના ભાષણમાં વારંવાર દુકાળની પડતી આફતોના સંબંધમાં તથા ખેડુતોની ચાલુ રહેલી ગરીબાઇની બાબતમાં વિવેચન કરી પંજાબના ખેડુતોને જમીનને લગતા નવા કાયદાથી કેટલું મોટું નુકશાન થવાનો સંભવ છે તે સમજાવ્યું હતું. તેજ નિયમ ઉપર દેશના બીજા ભાગોમાં પણ કાયદો બાંધવાના વિચાર સામે સખ્ત વાંધો દર્શાવનારી ટીકા તેમણે કરી હતી. ખેડુતોની સ્થીતિમાં સુધારો કરવા માટે તેમણે વધારે દિલસોજ માગણી કરી હતી. તથા હુન્નર ઉદ્યોગને સજીવન કરવાનાં અગત્યમાં પગલાં ઉતાવળે ભરવાની અગત્ય દર્શાવી હતી.

હિંદીઓને લૉર્ડ કર્ઝને બહુ બોલાની આપેલી ઉપમાના સંબંધમાં તેમણે ટીકા કરતાં જણાવ્યું કે દરેક દેશમાં કંઇ પણ અગત્યનાં કામ કરતા પહેલાં તે માટે લંબાણથી તકરાર ચલાવવામાં આવેજ છે તે જોતાં હિંદીઓ પોતાને માટે કંઇ તકરાર અને વાદવિવાદ ચલાવે તો તે ગેરવાજબી કરતા નથી; એટલે લૉર્ડ કર્ઝને આપણને આપેલી બહુ બોલાની ઉપમા તે ગેરવાજબીજ ગણાશે એમ તેમણે જણાવ્યું હતું;વળી છેવટે રાજ્ય કાર્યભારના ખર્ચમાં કાપકૂપ કરવાની અગત્ય વિષે વિવેચન કરી તથા દેશીઓને પોતાના વિચારો છુટથી જણાવવાની બની શકે તેટલી સવળી તક આપવાની ભલામણ કરી મી૰ ચંદાવરકરે પોતાનું ભાષણ પૂરૂં કર્યું હતું.

## પાસ કરવામાં આવેલા અગત્યના ઠરાવો.

ત્યાર પછી કૉન્ગ્રેસના બંધારણમાં જરૂરના સુધારા કરવાના સંબંધમાં, દેશીઓની ચઢતા લશ્કરી હોદ્દાપર નીમણૂંક કરવાની ભલામણ કરવાના સંબંધમાં, ન્યાય અને મહેસૂલી ખાતાં છુટાં પાડવાના સંબંધમાં, સનંદી નોકરીમાં દેશીઓને મોટા પ્રમાણમાં હોદ્દા આપવાના સંબંધમાં, મી૦ તાતાની યુનિવર્સિટિને લગતી યોજના જલદીથી અમલમાં મૂકવાની ભલામણના સંબંધમાં, બીહારને માટે કાયદા બાંધવાની રૂઢીમાં ફેરફાર કરવાની ભલામણ કરવાના સંબંધમાં, કૈફી પીણાઓના સંબંધમાં અગત્યના અટકાવ નાંખવાની ભલામણ કરવાના સંબંધમાં, દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં સંકટો દૂર કરવાની અરજના સંબંધમાં અને બીજી અગત્યની બાબતોના સંબંધમાં, ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા.

**હિંદની ગરીબાઈના સંબંધમાં, તપાસ કરવાને એક કમિશન** નીમી તે ગરીબાઇનાં કારણો શોધી કાઢી અગત્યના અને વ્યવહારૂ ઉપાયો અમલમાં મૂકી વર્ષો વર્ષ ઓછો પાક ઉતરવાથી ઢોરો વગેરેનો નાશ થઇ માણસો પણ ભૂખમરાથી મરણ પામી દેશને જે ચાલુ ખોટ જતી હતી તે અટકાવવાની ભલામણ કરનારો ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો.

**યુનિવર્સિટિના ગ્રેડ્યુએટોને ફેલોઝની ચુંટણી કરવાનો હક** થોડાક વખત સુધી આપવામાં આવ્યો હતો તે એવું જણાવીને લઇ લેવામાં આવ્યો હતો કે ફેલોઝની સંખ્યા એકદમ વધી પડવાથી સાધારણ રીતે સેનેટનુ કામ કરવા અડચણ પડે છે. આવી રીતે ગ્રેડ્યુએટોનો લઈ લેવામાં આવેલો હક તેમને પાછો આપવાને તથા પંજાબની યુનિવર્સિટિને પણ એ હક આપવાની કૉન્ગ્રેસે ભલામણ કરી હતી.

## પાદશાહી કમિશને કરેલી ભલામણ પ્રમાણે હિંદમાંથી લેવામાં આવેલાં વધારાનાં નાણાં મજરે આપવાની માગણી.

હિંદમાં થતા ખર્ચના સંબંધમાં નીમવામાં આવેલા પાદશાહી કમિશને સંપૂર્ણ તપાસ કર્યા પછી હિંદુસ્તાન પાસેથી દરવર્ષે ૨,૫૭,૦૦૦ પૌન્ડની રકમ હિંદુસ્તાન પાસેથી વધારે લેવામાં આવતી હતી એમ ઠરાવ્યું હતું; તેના સંબંધમાં કૉન્ગ્રેસે એવી માગણી કરનારો ઠરાવ કર્યો હતો કે ગયાં કેટલાંક વર્ષો થયાં એ વધારાની રકમ લેવામાં આવતી હોવાથી તે રકમ હિંદને જરૂર પડે તે વખતે મજરે આપવી.

**નામદાર વૉયસરૉય પાસે એક ડેપ્યુટેશન** મોકલી તેને થોડીક અગત્યની બાબતો ઝડપથી ઉપાડી લેવાની માગણી કરવાનો ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો. આ બાબત એક અરજી તૈયાર કરવામાં આવી હતી તેમાં ન્યાય અને મહેસૂલી ખાતાં જુદાં પાડવાનો સવાલ જલદીથી હાથ ધરવાની અગત્ય દર્શાવવામાં આવી હતી, દેશના ખેડુતોની વધતી જતી ગરીબાઈનાં કારણ તથા દેશમાં વારંવાર પડતા દુકાળો સામે તેઓ ટકી શકત નથી તેનું કારણ શું છે અને તેના શા ઉપાય લેવા તે શોધી કહાડવા માટે તપાસ કરવાને જેમ બને તેમ જલદીથી એક સ્વતંત્ર કમિશન નીમવાની માગણી કરવામાં આવી હતી.

એ ઉપરાંત કૉલસા વગેરેની ખાણોના સંબંધમાં પાસ કરવામાં આવેલા કાયદાથી જેમને ખમવું પડે તેમને તેમાંથી પાંચ વર્ષ સુધી સજા કરવાનું મુક્ત રાખવા અને ખેડૂતોને માટે બેંકો ઉભી કરવાના સવાલ માટે નીમવામાં આવેલી કમીટિમાં દેશી સભાસદોને પણ નીમવાની ભલામણ કરવામાં આવી હતી.

ઈન્સાફનું ઉલ્લંઘન થાય એવા ફેંસલા રંગુનમાં ગોરાના કેસોમાં આપવામાં આવ્યા હતા તેના સંબંધમાં લૉર્ડ કર્ઝને વચ્ચે પડી દેશમાં શાંતિ ફેલાય તથા ઇન્સાફ વધારે અદલ રીતે કરવામાં આવે એવાં પગલાં ભર્યાં હતાં તે માટે તે નામદારનો ઉપકાર માનવાનો ઠરાવ પણ કૉન્ગ્રેસે કર્યો હતો. આ શિવાય બીજા કેટલાક પરચુરણ ઠરાવો કરી આવતી કૉન્ગ્રેસ કલકત્તામાં મળવાનું ઠરાવી સોળમી કૉન્ગ્રેસ બરખાસ્ત કરી હતી.

(:o:)

## પ્રકરણ સત્તરમું. કૉંગ્રેસની સત્તરમી બેઠક.

### કલકત્તા ખાતે મળેલી સત્તરમી કૉન્ગ્રેસ તથા તે સાથે ભરવામાં આવેલું હુન્નર ઉદ્યોગને લગતું પ્રદર્શન.

ઇ. સ. ૧૯૦૧માં કલકત્તામાં કૉન્ગ્રેસની સત્તરમી બેઠક ભરવામાં આવી હતી. કેટલેક ઠેકાણેથી થતી રહેલી સૂચનાઓને માન આપી ચાલુ સાલથી કૉન્ગ્રેસે આ પ્રજાકિય મેળાવડા સાથે હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન ભરવાનો પણ ઠરાવ કર્યો હતો. આ યોજના પહેલી વખતની હોવા છતાં પ્રદર્શનને માટે જેટલી આશા રાખી શકીએ તેટલી તેને ફતેહ મળી હતી, અને દેશીઓ કોઇપણ અગત્યનું કામ પોતાની સ્વતંત્ર મહેનતને પરિણામે પાર પાડવાને અશક્ત છે એવું જે જણાવતા રહ્યા છે તેમને કૉન્ગ્રેસ સાથે ભરવામાં આવતાં પ્રદર્શનોને મળતી રહેલી ફતેહથી મજબૂત ફટકો પડ્યો છે. પ્રદર્શનમાં કોઇ પણ જાતના રાજદ્વારી અથવા તકરારી સવાલો સમાયલા નહિ હોવાથી તથા તેની અગત્યતા માટે કોઇને પણ શક ન હોવાથી એક બીજો લાભ એ થયો છે કે નામદાર સરકારે પોતાના અમલદારોને પણ પ્રદર્શનની યોજનાને વધારે ફતેહમંદ બનાવવાના હુકમ આપવાનું ચાલુ કર્યું છે તેથી કૉન્ગ્રેસનો એક અગત્યનો હેતુ પાર પડ્યો છે. કૉન્ગ્રેસનો એ હેતુ પ્રજાના આગેવાનો તથા સરકારી અમલદારોને એક બીજા વચ્ચે ઘાડા સંબંધમાં લાવવાનો છે અને પ્રદર્શનને માટે કૉન્ગ્રેસના એટલે પ્રજાના આગેવાનોની સાથે રહી સરકારી અમલદારોએ મહેનત કરવાથી તે હેતુ પાર પડ્યો છે. કૉન્ગ્રેસનું પ્રદર્શન કૉન્ગ્રેસ ભેગી થવા અગાઉ થોડા દિવસ પહેલાં ખુલ્લું મુકવામાં આવ્યું હતું. કૉન્ગ્રેસનું પ્રમુખપદ આ સાલે મી૦ દિનશાહ એદલજી વાચ્છાને આપવામાં આવ્યું હતું.

### મી૦ વાચ્છાનું અગત્યનું ભાષણ.

પ્રમુખ તરીકેનું મી૦ વાચ્છાનું ભાષણ હિંદુસ્તાનના હાલમાં ચર્ચાતા સઘળા અગત્યના સવાલોની બાબતમાં અજવાળું નાંખે એવું છે; અને તેની ખરી ખુબી તો તે ભાષણ તેની અસલ ઇબારતમાં વાંચવાથીજ થઇ શકે છે. દુકાળને લગતી બાબતો, હિંદની નાણાં સંબંધી હાલત, લશ્કરી ખર્ચો, રેલ્વે તથા નહેરોનાં બાંધકામના સવાલો, અને જમીન મહેસુલને લગતી બાબતના સંબંધમાં મી૦ વાચ્છાએ એક અનુભવીને છાજતા ભાષણમાં દાખલા દલીલો તથા નહીં તોડી શકાય એવી તકરારોથી ભરપૂર વિવેચન કર્યું હતું. તે પછી,

**નામદાર મહારાણીના મરણ માટે દિલગીરી** દર્શાવનારો ઠરાવ કૉન્ગ્રેસે પાસ કર્યો હતો અને તેમાં આખી શહેનશાહતને ગયેલી ખોટ વિષે ઇશારો કરી તે નામદારે પોતે હિંદના લોકો માટે હમેશાં જે દિલસોજી જાહેર કરી હતી તેની યાદ ઉપકારની લાગણી સાથે કૉન્ગ્રેસે કરી હતી; તેમાં ખાસ કરીને ઇ. સ. ૧૮૫૮ના ઢંઢેરામાં હિંદીઓને આપવામાં આવેલા હક

અને હિંદી પ્રજા માટે તે નામદાર જે ચાલુ કાળજી ધરાવતાં હતાં તે માટે તે નામદારનું નામ હમેશ સુધી હિંદમાં અમર રહી જશે એવો અભિપ્રાય કૉન્ગ્રેસે દર્શાવ્યો હતો. બાદ,

**નામદાર શહેનશાહ ઍડવર્ડ તરફ વફાદારી** દર્શાવનારો ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો અને આશા રાખી હતી કે તે નામદારના અમલ દરમ્યાન દેશમાં છૂટા પણાના નિયમ ઉપર વધુ યોજનાઓ તૈયાર કરવામાં આવશે, લોકોને વધુ હક બક્ષવામાં આવશે, તથા તે નામદારનાં મર્હુમ માતુશ્રીએ આપેલાં ગંભીર વચનોને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવામાં આવશે.

**મર્હુમ ઑનરેબલ મી૦ રાનાડેના મર્ણ** માટે આખા હિંદુસ્તાનને ગએલી ખોટ વિષે પણ કૉન્ગ્રેસે એક ઠરાવ પાસ કર્યો હતો. તે પછી જુદા જુદા અગત્યના ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા. તે ઠરાવો દેશની વધતી જતી ગરીબાઈના સંબંધમાં, જમીનની મહેસુલની આંકણી કરવાની રૂઢીમાં સુધારો કરવાની સૂચના કરવાના સંબંધમાં, ખેડૂતો માટે બેંકો સ્થાપવાના સંબંધમાં, આવક પરના કરના સંબંધમાં, દેશમાંથી નાણાં ઘસડાઇ જતાં અટકાવવાના સંબંધમાં, ન્યાય અને મેહેસુલી ખાતાં છૂટાં પાડવાના સંબંધમાં, દક્ષિણ આફ્રિકાના હિંદીઓને રક્ષણ આપવાના સંબંધમાં, દુકાળનાં કારણો શું છે તે શોધી કહાડવા માટે નીમવામાં આવેલા ફૅમીન યુનિયન નામના મંડળને ટેકો આપવાના સંબંધમાં, સરકારી નોકરીમાં દેશીઓને વધું હોદ્દા આપી નામદાર મહારાણીના ઢંઢેરામાં આપવામાં, આવેલાં વચનોને અમલમાં મૂકવાની ભલામણ કરવાના સંબંધમાં. ગોરા લશ્કર માટે કરવામાં આવતા ખર્ચમાં ઇંગ્લાંડ પાસેથી ભાગ મેળવવાના સંબંધમાં, ડૉકટરી નોકરીમાં જરૂરના ફેરફાર કરવાની ભલામણ કરવાના સંબંધમાં, ઇ૦ સ૦ ૧૮૯૩ની ચલણને લગતી રાજનીતિથી થતાં નુકશાનના સંબંધમાં, અને બીજી કેટલીક અગત્યની બાબતોના સંબંધમાં હતા. એ ઉપરાંત કૉન્ગ્રેસને લગતી બ્રિટિશ કમીટિને જોઇતી મદદ આપવાને વધારે યોગ્ય પગલાં ભરવાની ગોઠવણ પણ કરવામાં આવી હતી; અને વિશેષ કરીને ઇંડિયા પત્રને ચાલુ રાખવાની ખાસ ગોઠવણ કરવામાં આવી હતી.

**પ્રિવિ કૌન્સીલમાં બાહોશ દેશી જડ્જોની નિમણુંક** કરવાની ભલામણ કરવાનો ઠરાવ પાસ કર્યો હતો હિંદની એ ચઢતામાં ચઢતી અદાલતમાં હિંદુસ્તાનમાંથી જતા કેસોની અપીલ સાંભળવામાં આવે છે તેથી દેશી રીતભાતોથી માહિતગાર બાહોશ દેશી જડ્જોની પણ તેમાં નિમણુંક કરવાની જરૂર જણાવી કૉન્ગ્રેસે તે માટે ભલામણ કરી હતી.

**પોલીસ કમિશનની નિમણુંક** માટે નામદાર લૉર્ડ કર્ઝનની સરકારે જે વચન આપ્યું હતું તે માટે ખુશાલી દર્શાવી તેમાં દેશીઓને પણ નીમવાની ભલામણ કરવામાં આવી હતી અને કૉન્ગ્રેસે એવો અભિપ્રાય આપ્યો હતો કે પોલીસ ફોજના ચહડતા હોદ્દાઓ ઉપર દેશીઓની પણ નીમણુંક કરવી. ઉતરતા હોદ્દાના અમલદારોના પગારમાં વધારો કરવો અને પોલીસ ફોજમાં દાખલ થવા માટે ઇંગ્લાંડમાં લેવામાં આવતી હરીફાઇની પરીક્ષાઓમાં દેશી ઉમેદવારોને પણ દાખલ કરવાની ગોઠવણ કરવી.

**દેશી રાજાઓના કુંવરો માટે નીમવામાં આવેલી કેડેટકૉરને** માટે ખુશાલી જણાવી કૉન્ગ્રેસે ઉમેદ બતાવી હતી કે થોડાજ વખતમાં દેશમાં લશ્કરી કૉલેજો ઉભી કરીને લશ્કરી ચઢતા હોદ્દાઓ માટે હિંદીઓને શિક્ષણ આપવામાં આવશે.

**યુનિવર્સિટી કમિશનની નીમણુંક** કરવામાં આવે ત્યારે તેમાં **દેશીઓના પ્રતિનીધી**-ઓનું પ્રમાણ પણ પૂરતી રીતે સાચવવામાં આવે એવી સૂચના કરનારો અને તે કમીશન સઘળા પ્રકારની કેળવણી ઉપર વિચાર ચલાવે એવી સૂચના કરનારો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. ત્યારપછી **આસામના ચાહના બગીચાના મજૂરોનો પગાર વધારવાની જરૂર** ઉપર કૉન્ગ્રેસે સરકારનું ધ્યાન ખેંચનારો ઠરાવ કર્યો હતો અને તે પ્રમાણે **જલદીથી** અમલ કરવામાં આવે એવી સૂચના કરી હતી; તથા આ બગીચાઓમાંના મજૂરોને જોરજૂલમથી પણ કામ કરવાની ફરજ પાડવાને લગનો કાયદો કાઢી નાંખવાને સરકારે આપેલું વચન સત્વર પાળવામાં આવશે એવી ઉમેદ દર્શાવી હતી. તે પછી બીજા કેટલાક પરચુરણ ઠરાવો કરી આવતી કૉન્ગ્રેસ **અમદાવાદ**માં ભરવાનું ઠરાવી સત્તરમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઈ હતી.

## પ્રકરણ અરાડમું. કોંગ્રેસની અરાડમી બેઠક.

### કૉન્ગ્રેસની અમદાવાદમાં મળેલી અરાડમી બેઠક. *

ઇ. સ. ૧૯૦૨ માં અમદાવાદ ખાતે અરાડમી કૉન્ગ્રેસ ભેગી થઇ હતી. પાછલા વર્ષમાં કરવામાં આવેલી ગોઠવણ પ્રમાણે ત્યાં પણ હુન્નર ઉદ્યોગને લગતું પ્રદર્શન ભરવામાં આવ્યુ હતું. પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કૉન્ગ્રેસ મળવાના થોડા દિવસ અગાઉ **નામદાર મહારાજા ગાયકવાડે** કરી હતી અને તે વખતે તેઓએ દેશની સામાન્ય સ્થિતિ અને તેની કેટલીક જરૂરની હાજતો વિષે એક લંબાણ ભાષણ કર્યું હતું. કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે **ઑનરેબલ મી. સુરેંદ્રનાથ બૅનરજી**ની નીમણુંક કરવામાં આવી હતી. અમદાવાદમાં પ્રમુખને ગુજરાતીઓ તરફથી અસાધારણ ભારે આવકાર આપવામાં આવ્યો હતો.

### કોરોનેશન કૉન્ગ્રેસ.

ઑનરેબલ મી. ફીરોજશાહ મહેતાએ આ કૉન્ગ્રેસને કોરોનેશન કૉન્ગ્રેસ તરીકે ઓળખાવી હતી કારણ કે જ્યારે એક બાજુએ કૉન્ગ્રેસનો મેળાવડો ભરવામાં આવતો હતો ત્યારે બીજી બાજુએ દિલ્લીમાં નામદાર શહેનશાહનો રાજ્યાભિષેક જાહેર કરવા માટેના દરબારની ધમાલ ચાલતી હતી. આ કોરોનેશન કૉન્ગ્રેસ પણ તેના આગેવાનોની અથાગ મહેનતના પરિણામે સંપૂર્ણ રીતે ફતેહમંદ નીવડી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં જુદા જુદા સવાલો ઉપર વિવેચન કર્યું હતું પણ તેમાં તેઓએ **યુનીવર્સિટી કમિશનની ભલામણો**ના સંબંધમાં જે વિવેચન કર્યું હતું તે ખરેખરજ વાંચવા લાયક છે. પહેલેથી તે છેલ્લે સુધીનો ટુંક ઇતિહાસ આપીને તે કમિશનના બંધારણની ખામી બતાવી અગાઉ નીમવામાં આવેલાં બીજાં એવાં કમિશ-

* આ અરાડમી કૅાંગ્રેસનો સંપૂર્ણ હેવાલ અમારા તરફથી તૈયાર થઇ છપાય છે તે થોડા જ વખતમાં પ્રસિદ્ધ થશે એટલે તે અમારા કદરદાન કૅાંગ્રેસ હિતેચ્છુ સહ્ ગૃહસ્થોને પહોંચાડીશું.

Bhatt.

ન સાથે તેની સરખામણી કરી છેવટે તેની એકેએક મોટી અગત્ય ધરાવનારી ભલામણોને એક પછી એક હાથ ધરી તે કમિશન કેવું નિષ્ફળ નીવડયું હતું તથા તેની ભલામણો કેવી નુકશાનકારક હતી તે તેમણે બતાવી આપ્યું હતું.

## દિલ્લી દરબાર.

દિલ્લી દરબાર વિષે બોલતાં તેઓએ પોતાની દિલગીરી જાહેર કરી હતી, તેમણે જણાવ્યું હતું કે દેશમાં જ્યારે દુકાળ અને મરકીના સંકટોની અસર હજી દૂર થએલી નથી તે વખતે એક આવા મોટા અને ખર્ચાળું પાયાપર દરબાર ભરવાનું લૉર્ડ કર્ઝનની સરકારે માથે લીધું છે. દિલ્લી જેવા સ્થળમાં દરબાર ભરવામાં પણ ગંભીર ચૂક કરવામાં આવી છે; આ બાબતમાં તેમણે ઘણુંજ અસરકારક અને સંપૂર્ણ દાખલા દલીલો સાથે સાબીત કર્યું હતું. એ ઉપરાંત બીજા અગત્યના સવાલો વિષે વિવેચન કરી ધિરજ અને ખંતીલાપણું સાચવી રાખવાની ભલામણ કરી કૉન્ગ્રેસે પાછલાં વર્ષોમાં જેમ દેશ લાભના તદ્દન વ્યવહારૂ સવાલો ઉપાડી લીધા હતા તેમાં તેણે જે ફતેહ મેળવી છે તે ચાલુજ રહેશે એવી ઉમેદ બતાવી અંગ્રેજી ઇન્સાફ ઉપર આધાર રાખવાની સલાહ આપી તેઓએ પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું. તે પછી જુદી જુદી અગત્યની ની બાબતો વિષે ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા તેમાં ખાસ કરીને,

"યુનિવર્સિટી કમિશનની ભલામણોને વખોડી કાઢનારો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. જુદા જુદા બોલનારાઓએ તે ભલામણોમાં સમાએલા ગેરલાભો વિષે લંબાણથી વિવેચન કર્યું હતું અને ઑનરેબલ મી૦ ગુરૂદાસ બૅનરજીએ પોતાની સાથેના કમિશનના બીજા સભાસદોથી જુદા પડી ખાસ મિનિટ કરવાની જે હિમ્મત બતાવી હતી તેનાં તે સઘળા બોલનારાઓએ વખાણ કર્યાં હતાં. આ ઉપરાંત બીજા કેટલાક અગત્યના સવાલો વિષે ઠરાવો કર્યા પછી આવતી કૉન્ગ્રેસ મદ્રાસમાં મળવાનું ઠરાવી આ અરાઢમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઈ હતી.

—(:૦:)—

# પ્રકરણ ઓગણિશમું. કૉન્ગ્રેસની ઓગણીશમી બેઠક.*

## કૉન્ગ્રેસની મદ્રાસ ખાતે મળેલી ઓગણીશમી બેઠક.

. સ. ૧૯૦૩માં કૉન્ગ્રેસની ઓગણીશમી બેઠક **મી૦ લાલમોહન ઘોષના** પ્રમુખપણા નીચે મદ્રાસમાં મળી હતી. મી૦ ઘોષની પાછલી જાહેર જીંદગી એટલી તો ચળકતી હતી કે તેઓ જેમ હિંદીઓને તેમજ ઇંગ્લાંડની પ્રજાને પણ જાણીતા થએલા હતા અને પાર્લામેન્ટમાં દાખલ થતાં તેઓ સહેજમાંજ અટકી ગયા હતા. આજે ઘણાં વર્ષે ફરીથી તેમણે જાહેરમાં દે-

* આ ઓગણિશમી કૉંગ્રેસનો સંપૂર્ણ હેવાલ પણ અમારા તરફથી છપાય છે તે તૈયાર થવાની તૈયારીમાં છે. થોડા વખતમાં તે હેવાલ પણ અમારા કદરદાન કૉંગ્રેસ હિતેચ્છુ મિત્રોને પહોંચાડવામાં આવશે.

Bhatt

ભાગ લીધો હતો તેથી કૉન્ગ્રેસને માટે ઘણો ઉત્સાહ દેખાડવામાં આવ્યો હતો. હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન પણ આ વર્ષે ખોલવામાં આવ્યું હતું અને તે નામદાર મહીશુરના મહારાજાએ ખુલ્લું મૂક્યું હતું.

## પ્રમુખ મી૦ ઘોષનું ભાષણ.

મી૦ ઘોષનું ભાષણ જેમ વાકચાતુર્યની તેમ દલીલોની બાબતમાં એક નમુના સરખું ગણી શકાશે. તેમણે હિંદને લગતા જુદા જુદા સવાલો ઉપર લંબાણથી વિવેચન કર્યું હતું. દિલ્લી દરબાર માટે કરવામાં આવેલા ભારે ખર્ચને તેમણે વખોડી કાઢયો હતો તથા એ દરબારમાં રાજાઓ વગેરેને આડકતરી રીતે થએલા અપમાન વિષે પોતાનો સખત અણગમો જાહેર કર્યો હતો; યુનિવર્સિટિઓ અને સરકારી છુપી ખબરોને લગતા કાયદા પ્રજામતની ઉપરાંત થઈ બાંધવાથી કેવા અનર્થ થવા પામશે તે તેમણે દેખાડી આપ્યું હતું. વેપારના છુટાપણા સામે મી૦ ચેમ્બરલેને ચલાવવા માંડેલી લડતનું ખોટાપણું તેમણે ઉઘાડું પાડી આપ્યું હતું. ટિબેટ અને ઇરાનના સંબંધની હિંદી સરકારની રાજનીતિ સામે તેમણે વિવેચન કર્યું હતું અને છેલ્લાં કેટલાંક વર્ષોમાં બાંધવામાં આવેલા કેટલાક કાયદાઓથી રૂશિયન રાજનીતિ જેવું ધોરણ દેશમાં અમલમાં મૂકવા જેવું થાય છે એવો અભિપ્રાય તેમણે દર્શાવ્યો હતો; ઇન્સાફી વલણથી દેશનો કાર્યભાર ચલાવવાની તેમણે મજબુત ભલામણ પોતાના ભાષણમાં કરી હતી અને હજી પણ ગોરા અને કાળા આદમીઓ વચ્ચે કેટલેક ઠેકાણે અને કેટલીક બાબતોમાં ફેર રાખવામાં આવે છે તે માટે તેમણે બળાપો કર્યો હતો.

## પાસ કરવામાં આવેલા જુદા જુદા ઠરાવો.

તે પછી સરકારી નોકરીમાં દેશીઓને મોટા પ્રમાણમાં હોદ્દા આપવાની ભલામણ કરવાના સંબંધમાં, જમીનની વધતી જતી મહેસુલના સંબંધમાં, દક્ષિણ આફ્રિકા વગેરે બહારના ભાગોમાં હિંદીઓને ખમવી પડતી હાડમારીઓના સંબંધમાં, લશ્કરી ખર્ચમાં કાપકૂપ કરવાના સંબંધમાં, દેશમાંના ગોરા લશ્કરમાં વધારો કરવાની યોજના સામે, નાપસંદગી બતાવવાના સંબંધમાં, અને બીજી કેટલીક અગત્યની બાબતોના સંબંધમાં, જુદા જુદા ઠરાવો કૉન્ગ્રેસે પાસ કર્યા હતા.

**મીઠા ઉપરના કરમાં ઘટાડો કરવા માટે અને ઇન્કમટેક્સના ધોરણમાં જોઈતો ફેરફાર કરવા માટે સરકારનો ઉપકાર** માનનારો ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો. કેટલીક તરફથી કૉન્ગ્રેસ સામે એવી તકરાર કરવામાં આવે છે કે તે મંડળ કોઇ પણ જાતનું ભલું કરવામાં આવે છે તો પણ તેની કદર જાણી શકતું નથી અને કોઇ પણ બક્ષીસ માટે નામદાર સરકારનો ઉપકાર માનતું નથી; આ તકરાર કેવી નાપાયાદાર છે તેનો આ જીવતો જાગતો દાખલો છે. ગયેજ વર્ષે,

**નાણાં ધીરવા માટે ઉભી કરવામાં આવેલી મંડળીઓ** માટે એક ઉપયોગી ધારાનો ખરડો નામદાર વૉયસરોયની ધારા સભામાં લાવવામાં આવ્યો હતો તે માટે પણ નામદાર સરકારનો ઉપકાર માની તે ખરડો જલદીથી અમલમાં મૂકવાની ભલામણ કરનારો ઠરાવ પાસ કર્યો હતો.

**બેંગાલના વિભાગ પાડવાની યોજના સામે વાંધો** દર્શાવનારો ઠરાવ પણ પાસ કરવામાં આવ્યો હતો. એક કુટુંબીમાં પોતાના બીજા કુટુંબીઓથી છૂટું પડતાં જે લાગણી પ્રદર્શિત થાય છે, તેવીજ લાગણી બંગાળામાં તે પ્રાંતના ભાગ પાડી ત્યાંના એક ભાગને આસામ સાથે જોડી નાંખવાની યોજના બહાર પાડવામાં આવી ત્યારથી મજબૂતાઇ સાથે ઉભરાઇ નીકળી હતી;

એવીજ યોજના મદ્રાસ ઇલાકાના સંબંધમાં પણ તૈયાર કરવામાં આવી હતી. તે સામે પણ પ્રજા પોકાર તેટલાજ પ્રમાણમાં ઉઠયો હતો. આ બંને યોજના સામે તેટલા માટે નાપસંદગી દર્શાવનારો તથા તે યોજનાઓ રદ કરવાની ભલામણ કરનારો ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો.

**મદ્રાસની મ્યુનિસિપાલિટિનો સ્થાનિક સ્વરાજ્યનો હક લઈ લેવાની રાજનીતિ** સામે વાંધો દર્શાવી માજી વૉયસરોય લૉર્ડ રિપને જે હક બક્ષ્યો હતો તેમાં જે ઘટાડો કરવાનો ઇરાદો મદ્રાસની સરકાર રાખતી હતી તે સામે વાંધો દર્શાવનારો ઠરાવ કૉન્ગ્રેસે કર્યો હતો અને મદ્રાસ શેહેરના કર ભરનારાઓ માટે ઓછામાં ઓછા ચોવીશ પ્રતિનિધીઓ નીમવામાં નીમણુંક કરવાનો હક જુદો રહેવા દેવાની ભલામણ તેમણે કરી હતી.

**યુનિવર્સિટિઓને લગતા ધારાના ખરડા સામે વાંધો**—યુનિવર્સિટી કમીશનના રિપોર્ટ સામે કૉન્ગ્રેસે પાછલી બેઠકમાં લંબાણુ ઠરાવ કર્યો હતો પણ તે છતાં તે કમિશને કરેલી ઘણી ખરી ભલામણો પ્રમાણે કાયદાનો એક ખરડો ધારા સભામાં આણ્યો હતો તે સામે સખ્ત નાપસંદગી જાહેર કરી કૉન્ગ્રેસે તેમાં કેટલાક અગત્યના ફેરફારો કરવાની સૂચના કરી હતી. કૉન્ગ્રેસ કંઇ સારા પાયા ઉપર કરવામાં આવેલા સુધારાની સામે થવા માગતી નથી પણ યુનિવર્સિટીઓને લગતો બાંધવા ધારેલો કાયદાનો ખરડો બહુ નુકશાનકારક છે તેથીજ તે સામે તે વાંધો ઉઠાવે છે એમ જાહેર કરવામાં આવ્યું હતું.

**સરકારી છૂપી ખબરોને લગતા કાયદાના ખરડા સામે વાંધો** દર્શાવનારો ઠરાવ પણ પાસ કરવામાં આવ્યો હતો. તે કાયદા સામે કૉન્ગ્રેસે પોતાની સખ્ત નાપસંદગી જાહેર કરી હતી. તેને તદ્દન કવખતનો, પ્રજા લાભને નુકશાનકારક, પ્રજાના છૂટાપણાની સામે જવાની વલણ ધરાવનારો, અને પાછળ હટવા સરખી રાજનીતિને અનુસરતો ગણ્યો હતો. કૉન્ગ્રેસે તેટલા માટે એવી ભલામણ કરી હતી કે તે કાયદાની કલમો ફક્ત દરિયાખાતાના અને જમીનના લશ્કરની હીલચાલોને લગતી છુપી ખબરોનેજ લાગુ પાડવી અને બીજી રાજદ્વારી ખબરોને તે કાયદાની જપ્તીમાંથી મુક્ત કરવી.

એ ઉપરાંત મી. કેન, લોર્ડ સ્ટેનલી અને રામનાડના નામદાર રાજાના મર્ણ માટે દીલગીરી દર્શાવનારા ઠરાવો કરવામાં આવ્યા હતા. મી. દાદાભાઇ નવરોજી, મી. ડબલ્યુ, સી. બોનરજી, સર હેન્રી કોટન, અને સર જોન જાર્ડીન પાર્લામેન્ટમાં દાખલ થાય એવી ઇચ્છા દર્શાવનારો એક ઠરાવ કરવામાં આવ્યો હતો. આ શિવાય બીજા કેટલાક પરચુરણ ઠરાવો પાસ કરી આવતી કૉન્ગ્રેસ મુંબાઈમાં ભરવાનું ઠરાવી ઓગણીશમી કૉન્ગ્રેસ બરખાસ્ત થઈ હતી.

કૉન્ગ્રેસ હજી તો બચપણમાં છે પણ ઉપરના ઇતિહાસ ઉપરથી જોવામાં આવશે કે આટલા ટૂંકા વખતમાં પણ તેણે જે કરી બતાવ્યું છે અને જે થોડીઘણી પણ ફતેહ મેળવી છે તેને માટે ખરેખર મગરૂર થવા જેવું છે. આપણે ઇચ્છીશું કે ઉત્તરોત્તર તેની ઉમ્મરના વધારા સાથે તેની કીર્તિનો પણ વધારો થાય અને આપણા દેશની યોગ્ય માગણીઓ કરી તેમાં તે યશસ્વી નીવડે. અસ્તુ ?

આમિન ! આમિન ! આમિન !

—→—

( સમાપ્ત. )

# ધિ ઇંડિયન નેશનલ કૉન્ગ્રેસનું કામકાજ.

## ભાગ ચોથો.

## વીશમા વર્ષનો સંપૂર્ણ હેવાલ.

ॐ तत्सत्.

शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्ण शुभांगम् ॥
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यान गम्यम् ।
वंदे विष्णुं भव भयहरं सर्व लोकैक नाथम् ॥ १ ॥

**ભાવાર્થ:**—શાંત આકાર વાળા, શેષનાગ ઉપર શયન કરનારા, જેની નાભીમાં કમળ છે એવા, દેવતાઓના ઇશ્વર, વિશ્વના આધાર, આકાશની પેઠે નિરાકાર, મેઘ જેવા શ્યામ રંગવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવાં નેત્રવાળા, યોગીઓએ ધ્યાન વડે જાણવા યોગ્ય, સંસારના ભયનો નાશ કરનારા, સર્વ લોકના અધિપતિ એવા શ્રી વિષ્ણુને વંદન કરૂં છું.

———

ॐ तत्सत्

# ધિ ઇંન્ડિયન નેશનલ કૉન્ગ્રેસનો વીશમા વર્ષનો સંપૂર્ણ હેવાલ.

## મુંબાઈમાં મળેલી વીશમી કૉન્ગ્રેસનું કામકાજ.

### પ્રકરણ પહેલું.

### ( ૧ ) મંડપનો બહારનો અને અંદરનો દેખાવ.

મુંબાઇમાં એલ્ફિન્સ્ટન કૉલેજની સામે આવેલા વિશાળ મેદાનમાં બાંધવામાં આવેલા કૉંગ્રેસના ભવ્ય મંડપે ઇ૦ સ૦ ૧૯૦૪ ના નાતાલના દિવસોમાં રળિયામણો અને આકર્ષક દેખાવ કરી મૂક્યો હતો. એ બાજુઓ ઉપર ત્રણ ત્રણ કમાનોવાળો મુખ્ય દરવાજો સર્કલની ટ્રામવેના રસ્તા તરફ આવેલો હતો, પીળા તથા લીલા રંગના કપડાંથી તેના સ્થંભો તથા આગળના ભાગોને શણગારવામાં આવ્યા હતા. મુખ્ય દરવાજા ઉપર “ **ભલે પધારો** ” ના સુંદર આવકારદાયક શબ્દો તથા ધિ ઈંડિયન નેશનલ કૉન્ગ્રેસનું નામ અંગ્રેજીમાં મોટે અક્ષરે લખેલું હતું. કૉંગ્રેસના મંડપના એ દરવાજામાં ઉભા રહી જોનાર પ્રેક્ષકને એક બાજુએ મોટા મોટા પથ્થરનાં મકાનો નજરે પડતાં હતાં, બીજી બાજુએ ચિકાર ભરાઇને આવતી પરંતુ મેદાનમાં આવીને થોભતાંજ ખાલી થઇ જતી ટ્રામવેનો ઘોરી રસ્તો, અને મોટા વિશાળ ગાડી ઘોડાથી ભરાઈ જતો રાજમાર્ગ, જાણે માણસો, પોલીસ અમલદારો અને વૉલંટિયરોથી માણસોનું ગીચ નિવાસસ્થાન બન્યો હતો. એક બાજુએ હિંદના શહેનશાહનું ઘોડેસ્વારીવાળું બાવલું નજરે પડતું હતું. કૉંગ્રેસનો આ સુશોભિત અને આકર્શક મંડપ મેશર્સ ઇબ્રાહિમ પીરમહમદની કંપનીવાળા મેશર્સ પીરમહમદ દોસ્તમહમદ અને શેરિફજી દિનશાહે ખા૦ બા૦ મરઝબાનની દેખરેખ નીચે તૈયાર કીધો હતો. આખા હિંદમાં આવો ગંજાવર મંડપ આ મુંબાઇમાંજ પ્રથમ રચવામાં આવ્યો હતો. મંડપની અંદરના ભાગમાં ચૌદસો ડેલીગેટો અને દશ હજાર શ્રોતાઓ મળી લગભગ બાર હજાર માણસોનો સમૂહ મળ્યો હતો, એટલાબધા માણસોને માટે બાંધેલા એ સગવડ ભર્યા મંડપમાં હવા અજવાળાને માટે પૂરતી સંભાળ રાખવામાં આવેલી જણાતી હતી. મંડપની, અંદરની બાજુએ રંગબેરંગી કપડાંથી શણગારેલા સ્થંભોની હારની વચ્ચે લાલ બનાતથી આચ્છાદિત કરેલી વેદી તરફ મુખ્ય માર્ગ જતો હતો. આ વેદીનાં લાલ બનાતથી ઢંકાએલાં વિશાળ પગથીઆંની બંને તરફ ગોળ નાના નાના જરૂખા બનાવેલા હતા અને તેના કઠેરાને કીરમજી, લાલ તથા પીળા રંગનાં વસ્ત્રોથી મઢી લીધેલા હતા. વેદી ઉપર વચ્ચો વચ્ચ થોડાક લાલ બનાતથી મઢેલો વેદીથી સહેજ ઉંચો ભાગ આવેલો હતો. પગથીની બંને બાજુના સ્થંભોપર સર વેડરબર્ન અને સર કૉટનના ફોટોગ્રાફ મૂકેલા હતા. સન્મુખ એક વિશાળ ટેબલ સુંદર ઉત્તમ હિંદી બનાવટની ચાદરથી આચ્છાદિત કરેલું હતું. આ ટેબલની પાછળ ત્રણ મોટી સુંદર આશમાની રંગની મુખમલથી મઢેલી ખુર-

શીઓ મૂકી હતી. આ મુખ્ય ત્રણ ખુરશીઓ આ પ્રસંગે વિલાયતથી ખાસ પધારેલા હિંદહિતેચ્છુઓ—હિંદના સાચા મિત્રો—હિંદની દુઃખી પ્રજા પ્રત્યે દિલસોજી ધરાવનારાઓ પૈકી ત્રણ ઈંગ્લાંડના મુખ્ય પુત્રો અને એક પુત્રિ માટે હતી. એ ત્રણ ખુરશીની આસપાસની ખુરશીઓ હિંદમાંના મુખ્ય મુખ્ય સ્વદેશસેવકો કહેવડાવવામાં માન સમજી ભારતભૂમિને તથા ભારતી પ્રજાને માટે ભાર વહન કરનારા માતૃવત્સલ ભારતી પુત્રોને માટે હતી. તેમની પાછળ મુંબાઇમાંની આવકાર આપનારી ( રિસેપશન ) કમિટીના સભ્ય સદ્‌ગૃહસ્થો માટેની બેઠકો હતી. તેની ડાબી બાજુએ કૉંગ્રેન્સના પરોણાઓ માટેના બેઠકો હતી, જમણી બાજુએ દોરડાંની અંદર ડેલીગેટરૂપ બિરાજતી ભવિષ્યના ભારતપુત્રોને જન્મ આપનારી ભામિનીઓને માટેની સભ્ય બેઠકો અને તેમની પાછળ પ્રેક્ષક મહિલાઓ તથા રાજગીત અને મંગળાચરણથી આવકાર દેનારી ભારતલલનાઓને માટે સ્થાન રાખવામાં આવ્યું હતું. મંડપમાં દાખલ થતાંજ જમણી બાજુએ બેંગાલના, મુંબાઇના અને મધ્ય પ્રાંતોના પ્રતિનિધિઓ, ડાબી તરફ મદ્રાસ, પંજાબ, સીંધ અને સંયુક્ત પ્રાંતોના પ્રતિનિધિઓ અને તે પ્રતિનિધિઓની પાછળ પ્રેક્ષકોને બેસવાની વ્યવસ્થા રાખી હતી.

મુંબાઈમાં ભરાએલી આ કૉંગ્રેસને કૉંગ્રેસના આગેવાનોએ કરેલી સુવ્યવસ્થા તથા પ્રજાજનના ઉમંગ અને અસાધારણ પ્રેમથી તેને વધારે ફત્તેહમંદ બનાવવાને તમામ વર્ગના લોકો જાણે હરિફાઈ કરતા હોય એમ જણાતું હતું. કૉંગ્રેસનું કામકાજ શરૂ કરવાનો વખત એક વાગ્યાનો છે એવું સઘળાઓને અગાઉથી જણાવવામાં આવ્યું હતું તેમજ ડેલીગેટોં વગેરેને પોતાની બેઠકપર ગોઠવાઈ જવાનો વખત સાડાબારનો મુકરર કરવામાં આવ્યો હતો છતાં, દશ વાગતાથી કૉંગ્રેસના મંડપ આગળ લોકોનાં ટોળાંની ધમાલ મચી રહી હતી; અગિયાર વાગતાની અંદર જવાથી પોતે પહેલા ગણાવાની આશા રાખનાર પોતાની ધારણામાં ઠગાએલા જણાતા હતા, કેમકે અગિઆર વાગે તો કૉંગ્રેસના મંડપની આજુબાજુએ લોકોનાં ગંજાવર ટોળાં કીડીઓની માફક ઉભરાઇ ગએલાં તેમની નજરે પડતાં હતાં! ટીકીટ ઓફિસ ઉપર અસાધારણ ધમાલ પડી હતી. એક વાગે કૉંગ્રેસના કામકાજની શરૂઆત થતા સુધી આ ધમાલ ચાલુ રહી હતી. આટલી ભારે ધમાલ અને ગાડી ઘોડાની હારો છતાં પોલિસ બંદોબસ્ત ઘણો વખાણવા લાયક જણાતો હતો, પોલીસે રાખેલા બંદોબસ્ત અને સગવડથી સર્વને સંતોષ ઉપજતો હતો.

મંડપમાં દાખલ થનારાઓને વૉલંટિયરો સભ્યતાથી માર્ગ બતાવી તેમની બેઠકો સૂધી લઇ જતા હતા અને તેથી કંઇપણ હરકત વિના વિવિધ જાતના પોશાક, ભાષા અને રિતભાત વાળા ડેલીગેટો તથા શ્રોતાઓ પોતાની બેઠકો પર સંતોષકારક રીતે ગોઠવાઇ જતા હતાઃ સ્ત્રી ડેલીગેટો અને પ્રેક્ષકો માટે પણ પૂરતી સભ્યતાથી તેમની બેઠકો વૉલંટિયરો બતાવતા હતા અને તે બેઠકો લેતાં ઉત્તમ વ્યવસ્થા અને આવકારથી તેઓના ચહેરા ખુશનુમય જણાતા હતા. હાજર રહેલી સ્ત્રીઓમાં સર્વ જાતની સ્ત્રીઓ નજરે પડતી હતી. પારસી સ્ત્રીઓની સર્વેથી વધારે સંખ્યા હતી, ગુજરાતી, દક્ષિણી તથા બીજી હિંદુ સ્ત્રીઓ, જનાનામાં રહેનારી સ્ત્રીઓ અને યુરોપિયન લેડીઓ પણ સારી સંખ્યામાં દ્રષ્ટિએ પડતી હતી.

સ્ત્રીઓની સામેની અને પ્રમુખ સ્થાનની બીજી બાજુએ બિરાજેલા કૉન્ગ્રેસના માનવંતા પરોણાઓમાં હાયકોર્ટના નામદાર બંને દેશી જજજો, કારપોરેશનના પ્રમુખ, મુંબાઇની ધારાસભાના સરકારે નીમેલા સભાસદો, ધારાસભાના કેટલાક આગેવાનો વગેરે દ્રષ્ટિએ પડતા હતા. વેદીના વચલા ભાગપર આવકાર આપનારી કમિટીના સ્વદેશભક્ત સભાસદો પોતાના અધિકારનાં ચિન્હો–બિલ્લા સાથે બિરાજ્યા હતા, જ્યારે તેમની લાઇનમાં કૉન્ગ્રેસના માનવંતા પરોણા

**સરવિલ્યમ વેડરબર્ન અને મિસ વેડરબર્ન**, આમની સભાનો જાણીતો સભાસદ મી૦ સેમ્યુઅલ સ્મિથ અને પ્રમુખની બેઠકની બાજુએ ફરતા ગોઠવાએલા આગલી કોંગ્રેસોના પ્રમુખ સાહેબો પ્રેક્ષકોની નજર પોતાના તરફ ખેંચતા હતા. મંડપની વેદીની સામે આવેલા ભાગ તરફ નજર ફેંકતાં ઉઘાડા માથામાં બેંગાલીઓ, કસબી અને સફેદ પાઘડીઓ અને ફેંટા બાંધેલા મદ્રાસીઓ કસબીદારની પાઘડીથી બિરાજેલા સિંધીઓ, રંગબેરંગી પાઘડીઓવાળા દક્ષિણીઓ, વિવિધ જાતના ફેંટાઓથી શોભતા પંજાબીઓ, નાની મોટી તેમજ બેઠી પાઘડીઓવાળા સુરતી, અમદાવાદી, ગુજરાતી અને કાઠીઆવાડીઓ, કસબી તરકીશ ફેંટાવાળા એસલામીઓ, ફેંટા, ટોપી અને પાઘડીઓવાળા પારસીઓ, ચાંચની પાઘડીઓવાળા કચ્છી ભાટીઆઓ વગેરે હિંદની તમામ જાતો અને સઘળી વરણોના પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો મંડપમાં નજરે પડતા હતા.

---

## ( ૨ ) વર્તમાન પત્રોના પ્રતિનિધિઓ માટે કરેલી ગોઠવણ.

કૉન્ગ્રેસનો હેવાલ પોતાનાં વર્તમાન પત્રોમાં લેવાની દરેક દેશી વર્તમાન પત્રોવાળા ઉલટ ધરાવતા હોવાથી તેમનો તથા તેમના પ્રતિનિધિઓનો સમૂહ ઘણો મોટો હોય છે. વળી તેઓને માટે સઘળું સાંભળીને નોંધ લઇ શકાય તેટલી વક્તાની નજીક અને સગવડ ભરેલી બેઠકો રાખવી જરૂરની હોય છે. જે સભાઓમાં તેવી વ્યવસ્થા નથી હોતી ત્યાં વર્તમાન પત્રોના પ્રતિનિધિઓને પૂર્ણ નોંધ મેળવવામાં વધારે મુસ્કેલી વેઠવી પડે છે. મુંબાઇની કૉન્ગ્રેસમાં વર્તમાનપત્રોના પ્રાતનિધિઓ માટે ઉત્તમ ગોઠવણ રાખવામાં આવેલી દૃષ્ટિએ પડતી હતી, મુંબાઇના અને બાહારના આગેવાન અંગ્રેજી તેમજ દેશી વર્તમાન પત્રોના પ્રતિનીધીઓ માટે તેમનાં નામ સાથેનાં કાર્ડ લટકાવી મુંબાઇના દરેક વર્તમાનપત્ર માટે બબે અને બહારનાં પત્રો માટે એક એક બેઠક રીઝર્વ કરી રાખી હતી. સ્થાનિક વર્તમાનપત્રોમાં બંને લાઇનોમાં સર્વથી પહેલી જગા અત્રેનાં પ્રાતઃકાલમાં પ્રકટ થતાં વર્તમાનપત્રોને આપવામાં આવી હતી પરંતુ વર્તમાનપત્રોવાળાની અરજ ધ્યાનમાં લઇ તેમની બેઠકોમાં તેમની માગણી મુજબ વ્યવસ્થા કરી આપવામાં આવ્યાથી તેમને પૂર્ણ સંતોષ મળયો હતો,

## ( ૩ ) પ્રમુખ તથા કોંગ્રેસભકતોને આવકાર.

કોંગ્રેસનું કામકાજ શરૂ થતા પહેલાં આમની સભાનો જાણીતો સભાસદ **મી. સેમ્યુઅલ સ્મિથ** પોતાની બેઠક પર આવી બિરાજ્યો તે વખતે શ્રોતાઓએ તેને તાલીઓના અવાજથી વધાવી લીધો હતો અને તેવોજ આવકાર **ઑનરેબલ સર ફીરોજશાહ મહેતા**પર શ્રોતાઓની નજર પડતાં તેમને પણ આપવામાં આવ્યો હતો. બરાબર બપોરના એક વાગતાં કોંગ્રેસના **પ્રમુખસર હેનરી કૉટન**, તેના પરોણા **સર વિલ્યમ અને મીસ વિલ્યમ વેડરબર્ન,** ઓ. સર ફીરોજશાહ મહેતા, કૉંગ્રેસના જનરલ સેક્રેટરીઓ મેસર્સ દીનશાહ એદલજી વાચ્છા અને ગોપાળ કૃષ્ણ ગોખલે તથા આવકાર આપનારી કમિટીના સભાસદો વચ્ચે આવી પહોંચતાં સઘળા ડેલીગેટો તથા શ્રોતાઓએ ઉભા થઇ તેમને તાલીના અવાજે તથા હુરરેના પોકારો કરી વધાવી લીધા હતા તથા બંને લાઇનોમાં ગોઠવાએલા વોલંટિયરોએ યુનિવર્સિટીના કોનવોકેશન વખતે થાય છે તેમ સરઘસના આકારમાં ગોઠવાઈ તેમને માન આપ્યું હતું.

### (૪) ભારત ભૂમિનું જયકીર્તન.

કૉન્ગ્રેસના કામકાજની શરૂઆત કરતા પહેલાં ભારતભૂમિનું જયકીર્તન વાજીંત્રોના સુસ્વર વચ્ચે હિંદી મહિલાઓએ કર્યું હતું. આ મહિલાઓમાં પારસી સાથે ગુજરાતી અને બીજી હિંદુ મહિલાઓએ પણ ભાગ લીધો હતો. ગાયનની ગોઠવણ ઑ૦ પ્રો૦ બા૦ દારાશા રતનજી ચીજગર, મી૦ રમણભાઇ મહિપતરામ નિલકંઠ, મી૦ કૃષ્ણરાવ ભોળાનાથ, તથા મી૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ કરી હતી. પ્રથમનું ગાયન બેંગાલાનાં પ્રખ્યાત મહિલારત્ન મીસ ઘોસલનું બનાવેલું છે જ્યારે બીજું ઑ૦ પ્રો૦ બા૦ ચીજગરનું છે. બરાબર એક વાગે કોમળ કંઠવાળી, હિંદની નાજુક પણ તિવ્ર સહનશક્તિવાળી, સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જ થએલી, લલાટપર મંગલ ચિન્હ ધારણ કરતારી પારસી, ગુજરાતી ( મિસિસ વિદ્યાગવરી રમણભાઈ બી. એ. તથ મિસિસ. શારદા સુમંત મહેતા બી. એ. ) અને સરસ્વતિ દેવીની ઉપાસક વિદુષી બેંગાલી બહેનોએ કલકત્તાથી પધારેલી મીસ ઘોસલની સરદારી નીચે ભારત ભૂમિનો જયઘોષ આરંભ્યો હતો.

### ( પહેલી બેઠક વખતે )

[ તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૯૦૪. ]

## પ્રારમ્ભ—ભારતભુમિનુ જયકીર્તન.

### ( રાગ ખમાચ. )

મળી સર્વ ભારત સંતાન, એક તાનમનપ્રાણ,
[૨] ગાઓ ભારતનાં યશોગાન;
ભારતભુમિ તુલ્ય નહીં કોઈ સ્થાન,
[૨] નહિ અદ્રી હિમાદ્રિ સમાન;
ફલવતી વસુમતી, સ્રોતસ્વતી પુણ્યવતી,
[૨] શતખંડ રત્નનું નિધાન;

CHORUS {
થાઓ ભારતનો જય !
જયા ભારતના જય !
ગાઓ ભારતનો જય !
શું ભય ? શું ભય !
ગાઓ ભારતનો જય, ૧.
}

વીરયોની, આ ભુમિ વીરની જનની,
[૨] વ્યાપી રહી અજ્ઞાન રજની,
સુગભીર એ તિમિર કદિ નહિ રહે ચિર,
(૨) દેખા દેશે દીપ્ત દિનમણી.
CHORUS. ૨

રાજભુમિ, કર્ણાટક, કુર્ગ, મધ્યપ્રાન્ત,
(૨) માલવ, સિન્ધ, પંચનદી ધામ;
બંગ, મદ્ર, ગુર્જરાષ્ટ્ર, મહારાષ્ટ્ર સૈરાષ્ટ્ર
[૨] બ્રહ્મદેશ, ને રાજપુત્રસ્થાન. ૩
CHORUS.

હીન્દુ, જૈન, સિખ, બૌદ્ધ, ખ્રીસ્તિ, મુસલમાન,
[૨] પારસીક, યાહુદી, ને બ્રાહ્મ;
ભારતના સહુ પુત્ર, થઈ પરસ્પર મિત્ર,
[૨] ધરી ચિત્ત ગણના સમાન. ૪
CHORUS.

હિન્દભુમિ દુઃખ દુખી, દારિદ્રય વિસ્તાર,
[૨] સંપતીર્થ* કરી વારંવાર;
ઉઠી ઉઠી રે ઉત્સાહે, માગી માગી પ્રભુસાહે,
[૨] ધરી હસ્ત કરો રે ઉદ્ધાર.
CHORUS. ૫

કેમ ડરો ભીરૂ ! કરો સાહસ આશ્રય,
" यतो धर्मस्ततो जय: "
છિન્નભિન્ન હીનબલ ઐક્યથી પામશું બલ;
[૨] માતામુખ ઉજ્જવલ કર્યેથી શું ભય ?
CHORUS. ૬

* કૉન્ગ્રેસ.

( બીજી બેઠક વખતે )

( તા૦ ૨૭ મી ડીસેંબર ૧૯૦૪. )

## ભારતભુમિનું જયકીર્તન.

### બીહાગ—ગીત.

શુભ નેમ કોન્ગ્રેસની શુભ જન, સહુ હર્ષે પ્રગટ કરો શુભ આ દન;
બહુ સમ્પ સજી રાજભક્તિ કાજ, બતાવો સકળ હિન્દ પ્રેમ સજ્જન—શુભ.
રસલીન કસ-હિન્દ યંત્રહીણુ થઇ, દેશ ફરી આબાદજ કરવા,
બ્રિટિશ મદદથી હિન્દ ખીલવવા, આ હામ, હામ, હામ, જોડો શ્રેષ્ઠ પ્રકારે,
જેથી બહુ ચલકે, વળી મલકે, ખલકે, એડવર્ડ રાજન.—શુભ.

( ત્રીજી બેઠક વખતે. )

( તા૦ ૨૮ મી ડિસેંમબર ૧૯૦૪ ).

## પ્રારમ્ભમાં ભારતભુમિનું જયકીર્તન.

રાગ કલ્યાણ. પદ. તાલ દાદરો. ( અંગ્રેજી તર્ઝ. )

સુવીર કોન્ગ્રેસના, ડેલીગેટો સહુ દેશના,
કરો દિલ હિન્દવાશીનાં, ઉલ્હાસપુર ખુશાલીનાં. સુવીર૦
કોન્ગ્રેસનો પિતા છે હ્યુમ, સભાના પ્રેસિડન્ટ કૉટન,
બદરૂદીન વેડરબર્ન, બન્યા રહો સદા સોહન. સુવીર૦
રોમેશ, મેહેતા, દાદાભાઇ, અજોધ્યારામ, મદન મોહન,
રાનડે, વાચ્છા, ગોખલે, આયર, બેનરજી, લાલમોહન. સુવીર૦
પરના દુઃખ ભંજનો, સુવીર બાહાદુરો જનો,
સ્વદેશ સેવના કરો, હિમ્મતે પગ સદા ધરો. સુવીર૦
સ્વદેશી અભિમાનીઓ, તાકીદે જન્મ પામીઓ.
હિંદ આબાદી થવાઆ, પ્રભુ પાસે એ ગાઇઓ. સુવીર૦
ધન્ય ! ઘડી પળ ધન્ય ! સુદિન, આજે ઉમંગ છે હિંદને મન,
રાજ, દેશ, ભક્તિથી તન, ખીલ્યા રહો સદા સુમન. સુવીર૦

## ( ૫ ) ડેલીગેટોને આવકાર આપતાં આવકાર આપનારી કમિટીના પ્રમુખ ઑનરેબલ સર ફીરોજશાહ મહેતાએ કરેલું ભાષણ.

આનરેબલ સર ફીરોજશાહ મેહેતાએ ડેલીગેટોને આવકાર આપતાં જણાવ્યું હતું કે:—

**હિંદના ખેરખાહ દોસ્તો! વીસમી નેશનલ કોંગ્રસના મારા બાંધવ ડેલીગેટો !**

( અ ) આજથી પંદર વર્ષની વાતપર આજ પ્લાટફોર્મ પર આવકાર આપનારી કમિટીના પ્રમુખ તરીકે જે માન મને મળ્યું હતું તેવીજ રીતે દિલોજાની ભર્યો આવકાર હિંદી પ્રજાકિય કૉંગ્રેસની વીશમી બેઠકના તમો ડેલીગેટ બંધુઓને આપવાને હું આજે ફરીથી અત્રે

ઉભો રહેલો છું તે ખરેખર હું મારા સારા નશીબની એક નિશાની સમજું છું, પરંતુ એ કરતાં પણ સૌથી મને વધારે ભાગ્યશાળી ગણું છું તે બીના એ છે કે જેમ ગઇ વખતે તેમ આ વખતે પણ એક એવા ગૃહસ્થની હાજરીનો આપણને લાભ મળ્યો છે કે જેના કરતાં વધારે વફાદાર, વધારે વફાદારી બતાવનાર, વધારે આત્મભોગ આપનાર, વધારે પ્રમાણિક અને વધારે ચુસ્ત ખેરખાહ દોસ્ત હિંદે આગળ કદિ મેળવ્યો નથી. કહેવાની કંઇ જરૂર નથી કે તે ગૃહસ્થ તે મારા જમણા હાથ તરફ બિરાજેલા **સર વિલ્યમ વેડરબર્ન** (તાલીઓ) છે; સર વિલ્યમ વેડરબર્નનું નામ હિંદમાં એક ઘરગથું શબ્દ જેવું થઇ પડયું છે અને તે હમેશાં ભારે માન અને વહાલની લાગણી સાથેજ ઉચ્ચારવામાં આવે છે. ઉદાર દિલના અને ઉદાર વૃત્તિના સીધા અંગ્રેજ બચ્ચાઓનો તે એક ઉત્તમ નમુનો છે. હિંદી અંગ્રેજો અને સનંદી અમલદારોમાંથી મળી આવતા તેના જેવા ગૃહસ્થોની હયાતી, ઉમંગ અને ખંતને લીધેજ આપણી આશાઓ અને નેમો નાસીપાસીના ખંડકો સાથે અથડાઇ ગુમ થતી બચી જાય છે તથા બ્રિટિશ હકુમત પ્રત્યેની આપણી વફાદારી અને વહાલ સચવાઇ રહી મજબુતી પામે છે. કહેવત છે કે વરસાદ વરસે નહિ અને વરસે ત્યારે આભનું આભ તુટી પડે. સૃષ્ટિની યોજના વિષેના આપણા અજાણપણાને લીધે એ કહેવત સમજાવવા માટે એજ કહેવામાં આવે છે કે ઇશ્વરની મહેરબાની અને રહેમનજર બલકે પક્ષપાતીને એ લીલા લહેર આભારી છે. તે ગમે તેમ હોય પણ એવી લીલા લહેર મારા ભાગ્યમાં લખાએલી હું જોઉં છું, કેમકે મારા પ્રમુખપણા દરમ્યાન આગળની માફકજ આ વખતે પણ ઉપર જણાવ્યા તેવા વર્ગને લગતા એક સીધા અંગ્રેજ ગૃહસ્થને પ્રમુખ તરીકે મેળવવાને આપણે ભાગ્યશાળી થએલા છીએ. તે ગૃહસ્થ તે એક હિંદીઅંગ્રેજ અને સનંદી નોકરીને લગતો અમલદાર છે કે જેણે આજે કે કાલે નહિ પણ સનંદી નોકરીના છેલ્લામાં છેલ્લા પગથીઆ ઉપર પહોંચવા દરમ્યાન મક્કમપણે અને એક સરખી રીતે પૂરેપૂરૂં સ્વીકાર્યું છે કે નીખાલસ, પ્રમાણિકપણા અને દિલસોજીની રાજનીતિને મજબુતીથી અને વફાદારીથી વળગી રહીનેજ પોતાના દેશને તથા જે નોકરી–મહાન નોકરીપર છે તેની તે સર્વોત્તમ સેવા બજાવી શકશે; પરંતુ આપણે હાલ તે બાબત જવા દો કેમકે તેને લગતી સંપૂર્ણ હકીકત જાણવાની તમને હમણાંજ તક મળશે; માત્ર વિલંબ એટલોજ છે કે હું તમારી બિરજની થોડો વધારે વખત કસોટી કરૂં છું અને તેને માટે હું થાકી જઇ મારૂં બોલવું પુરૂં કરૂં એટલીજ વાર છે. આગળ વધતા પહેલાં આપણી સમક્ષ એક ગૃહસ્થની હાજરી માટે તમને મારે ખાસ મુબારકબાદી આપ્યા વિના ચાલતું નથી. તે ગૃહસ્થ તે પાર્લામેંટની સભાનો એક જૂનો અને માનવંત સભાસદ છે તથા ઘણાં વરસો સુધી કંઇ પણ બહારનો ડોળ કે ભપકો માર્યા વિના ગુપચુપપણે પણ ખરા અંતઃકરણથી જોબ આપે એવી રીતે આ દેશના ભલા માટે તે હમેશાં પોતાનો અવાજ કરતો રહ્યો છે. આ ગૃહસ્થ તે આપણો મિત્ર **મી૦ સેમ્યુઅલ સ્મીથ છે.** (તાલીઓ.) મુબારકબાદી લેવાના આટલા બધા સંજોગો છતાં પણ મારી મગરૂરી ફેંવાઇ જાય છે કે આપણે ગમે એવું ઇચ્છીએ તો પણ તે પાર પાડવું એ ઇશ્વરના હાથમાં છે. એક વખતે કોંગ્રેસના સર્વથી જૂના સુકાનીઓ પૈકી ત્રણના માયાળુ તેજસ્વી ચહેરા જોવાના ઉત્સાહે આપણા અંતઃકરણમાં ઘર કીધું હતું. પરંતુ મી૦ દાદાભાઇ નવરોજી (હર્ષની તાલીઓ) કે જેઓ પોતાની ફરજને કદી ભુલતા નથી તેમને તે ફરજે અત્રે આપણી વચ્ચે બિરાજતા અટકાવ્યા છે; જ્યારે આ મહાન્ મંડલના માનવંત અને મહેરબાન સ્થાપક અને પિતા **મી. હુમ** અને મને કહેવાની રજા આપો તો તેના કોંગ્રેસના વડા પુત્ર મી૦ ડબ્લ્યુ૦ સી૦ બોનરજીને અત્રે નિહાળવાની તક તેમની લથડતી અને નાદુરસ્ત તબિય-

તેને લીધે આપણા હાથમાંથી ગઇ છે, પરંતુ ગૃહસ્થો ! આપણે તેમને કહીશું કે આ મેળાવડામાંથી તેઓ જો કે ગેરહાજર છે છતાં તેમનાં નામો અને કામોની પ્રીતિ, માન, અને આભારની લાગણી આપણા હૃદયમાં ઉંડાં કોતરાએલાં છે તે હમેશાં કાયમ રહેશે.

( **આ** ) **નામદાર સરકારની મદદ**—ગૃહસ્થો ! અમારા આ મુંબાઇ ઇલ્લાકા માટે એમ કહેવાય છે કે દેશના બીજા ભાગો કરતાં અમારા આ ઇલાકાને ચઢતો ગણવાની ન ટળી શકે એવી ટેવ અમને પડી ગઇ છે એમ અમારે માટે કહેવામાં આવે છે તે વિષે હું જણાવવા માગુ છું તે ઉપરથી એમ ન ધારશો કે હું તેવી વડાઇ લેવા માગુ છું. ગૃહસ્થો ! તમે જાણો છો કે આગલાં વરસોમાં જુદાં જુદાં સ્થળોએ કોંગ્રેસને માટે લાયક જગા મેળવવાના સંબંધમાં સીધી અને આડકતરી વિરૂદ્ધતાને લીધે આપણે ઘણું ખમવું પડયું છે પરંતુ જણાવતાં મને આનંદ થાય છે કે સર વિલ્યમ હંટરે લોર્ડ રેના અમલ વિષેના પોતાના પુસ્તકમાં આ ઇલાકાના યુરોપિયનો અને હિંદીઓ વચ્ચેના એખલાસની ખાસીયત વિષે જે વર્ણન આપ્યું છે તે ચાલુ સમયમાં અમને આપવામાં આવેલી મદદથી સંપૂર્ણ રીતે ખરવાર થયું છે. આપણાં સંખ્યા બંધ કામો માટે મુંબાઇમાંથી જોઇએ તેવી સરસમાં સરસ જગાઓ આપણે માટે ફાજલ પાડીને આપણને મદદ આપવામાં આવી છે; એ કામમાં અમલદાર વર્ગના તેમજ અમલદાર વર્ગની બહારનાઓએ મોટી ઉદારતા બતાવી અમને ઘણી ઉદાર મદદ કીધી છે. વિલ્યમ સર હંટરે પોતાના પુસ્તકમાં ટીકા કરી છે કે " કોમ કોમો વચ્ચેની હરિફાઇ બીજા પ્રાંતોના જેટલીજ અહીં પણ તિક્ષણ છે તોપણ સામાન્ય લાભો, અરસપરસની મહોબતને ખાતર તે તિક્ષણ ધારને એવો તો સફાઇથી ઘાટ આપે છે કે મુબાઇનું જાહેર પ્રજામત અને મુંબાઇનાં વર્તમાન પત્ર અણીપર આવી ચડેલાં રાજદ્વારી મામલા વખતે પણ સંયમપણું સાચવી શકે છે." અમને હાલમાં આપવામાં આવેલી ઉદાર મદદથી તેની એ ટીકા તદ્દન વાજબી ઠરે છે, " પાયોનિયર " પત્રે માત્ર થોડા દિવસ પહેલાં કરેલા એક લખાણમાં એવો મત દર્શાવ્યો હતો કે જે સરકારે મહેરબાનીની રીતે " ઑવલ "નું મેદાન અમારા હાથમાં મૂકયું હતું તે સરકારને નઠારી તરીકે જણાવી અમે વગોવવા મંડી જાયું; પરંતુ ગૃહસ્થો ! હું તમને ખાતરીથી જણાવું છું કે મુંબાઈમાં અમો એવી ઝનુની ભાષા કદિ વાપરતા નથી; અમને જ્યારે સરકાર વિરૂદ્ધ ટીકા કરવી પડે છે ( અને "પાયોનિયર" પોતે પણ કબુલ કરશે કે ટીકાની જરૂર ન હોય તેટલી તે સંપૂર્ણ નથી.) ત્યારે અમે માત્ર તેને ભૂલાવામાં પડી ખોટે માર્ગે દોરવાઇ ગએલીજ જણાવીએ છીએ.

( **ઇ** ) **નાણાંની બરબાદી કરવાનો આરોપ**—ગૃહસ્થો ! આ વરસે કોંગ્રેસની જગા માટે સર્વથા સરસ અને સુખકારી ભરેલી ઉત્તમ જગા મેળવવા માટે સંતોષ સાથે મુબારકબાદી લેવા છતાં મંડપ અને તમો ગૃહસ્થોના ઉતારાની બાબત ઉપર આવતાં મને કેટલેક અંશે ધ્રુજારો છુટયા વિના રહેતો નથી. આપણા કેટલાક ખુલ્લા અંતઃકરણના મિત્રો ( મને કહેવાની રજા આપો તો આપણા ટીકાકારો ! ) કે જેઓ આપણા મિત્રો હોવાને લીધે વધારે અસરકારક રીતે આપણી ખબર લેવાને પોતાને શક્તિવાન્ માને છે તેઓ જણાવે છે કે,—થોડા વખતને આંતરે ઉભરાતા આવેશમાં આપણે આપણી સઘળી મહેનત બરબાદન કરીએ છીએ; તેઓ જણાવે છે કે આ કાંગ્રેસ માત્ર ફોકટ ભભકો મારવા તથા આચાર વિનાના સુભાષિતપણાના તમાશાથી સઘળાને છક કરી નાખવા દર વર્ષે ભેગી મળે છે. ( હસાહસ. ) અને આપણે આંખઆડા કાન કરી એટલે જાણી બુઝીને સંગીત તથા ઉપયોગી કામોમાં વાપરી

શકાય એવાં પ્રજાનાં નાણાં આ થોડા વખતના તમાશા પાછળ વ્યર્થ ગુમાવી દઇએ છીએ! ગૃહસ્થો! આ તેમની તકરાર મહેસુલી અમલદારો બિચારા ખેડુતોના સંબંધમાં જે જાતની તકરાર આગળ કરે છે તેને મળતી છે એમ મને લાગે છે; મહેસુલી અમલદારો પણ ખેડુતોની કરજદાર સ્થિતિના સંબંધમાં ખુલાસો કરતાં એમ સમજાવે છે કે લગ્ન અને મરણ પ્રસંગે જે અસાધારણ—લખલૂટ—ખર્ચ કરવામાં તે મચ્યા રહે છે તેને તેમની કરજદારી આભારી છે!! પણ ગૃહસ્થો! ખરી હકીકત શી છે તે સાંભળો. એવા પ્રસંગે પણ બિચારા ખેડુતોનું લખલૂટપણું ક્યાં સુધી લંબાય છે તે તપાસો; એ લખલૂટ પણું થોડાક પીતળના દાગીનાનો શણગાર કરવામાં, થોડીક મીઠાઇની મોજ ચાખવામાં અને ઢોલ વાજીંત્રા વગાડવામાં આંટાપાટી જાય છે! આપણું લખલૂટપણું પણ તેનેજ મળતું છે. આપણો મંડપ કંઇ ઉંચી શીલ્પકળાનું મંદિર નથી કે નથી તેમાં આરસના સ્થંભો અને ગાલીચાની લાદીઓનો શણગાર! માત્ર એ તો આડા અવળા થાંભલા અને તે પર કેનવાસનો મઢી લીધેલો માંડવો છે, જેને સસ્તી મલમલના રંગીન પટાઓથી દેદિપ્યમાન્ કરી તેની શોભા બતાવવામાં આવી છે. જેવી રીતે મંડપની શોભા કરવામા આવી છે તેવીજ રીતે તમારા ઉતારાઓને માટે પણ કંઇ અમોએ મહેલો કે ઇમારતો તૈયાર કરી નથી; જે કેનવાસની છાવણીમા તમને આશ્રય આપવામાં આવ્યો છે તે એકાદ પરદેશની ચઢાઇ વખતે લશ્કરીઓને જે સઘળી સખ્તાઇઓ અને હાડમારીઓ ખમવી પડેછે તેને મળતી છે. આટલા સગવડ માટે થતા ખર્ચમાં આપણા એ ભલા મિત્રો મુસાફરીનો ખર્ચ ઉમેરવાની તજવીજ કરેછે—જાણે કે જેઓ કોન્ગ્રેસમાં ડેલીગેટો તરીકે આવે છે તેઓ, જો કોગ્રેસમાં ન આવ્યા હોત તો આ નાતાલના તહેવારોની રજાનો લાભ લેવા કંઇ બહાર ગામ ગયાજ હોત નહિ અને ઘરમાંજ પડી રહ્યા હોત! (હસાહસ.) છતાં એ પણ એક વખત ભૂલી જઇ આ સઘળા ખર્ચનો સરવાળો ગણવામાં આવે તો પણ ગૃહસ્થો! હું હિમ્મતથી જણાવીશ કે તે સર્વ અને તેનાથી પણ વધારે રકમ જે હેતુથી કોન્ગ્રેસની ગોઠવણ કરવામાં આવી છે તે પાર પાડવા તથા જે હેતુથી કોન્ગ્રેસનો પાયો નાખવામાં આવ્યો છે તે બર લાવવા માટે ખર્ચાય તો તે વધારે નથી. કૅાન્ગ્રેસ પાછળ ખર્ચાતાં નાણાં ભપકા અને તમાશા પાછળ વ્યર્થ નાખી દેવામાં આવે છે એમ જણાવી જે રૂએ છે તેમને હું કવિ વર્ડ્સવર્થના શબ્દોમાં જણાવીશ કે તેઓ અંદરખાનાની ખરી સ્થિતિનું તોલ કરવાની પોતાનામાં લાયકાત ધરાવતા નથી.

## ( ૬ ) કોન્ગ્રેસના ત્રણ દિવસના મેળાવડો લાભ કારકજ છે.

ગૃહસ્થો! અંદરખાનાનો ભેદ તમે પુરેપુરો અને સરળ રીતે સમજો તો તમને ખાત્રી થશે કે કૅાન્ગ્રેસ પોતાની ત્રણ દિવસની ટુંકી કારકીર્દિમાં જે કંઇ કામ કરેછે તેના કરતાં વધારે પવિત્ર અને શ્રેષ્ટ કામ બીજું એકે નથી. જે અગત્યની બાબતો કોન્ગ્રેસ પોતાના હાથમાં લે છે તે સઘળી બાબતો વિષે પુખ્ત વિચાર ચલાવી છેવટના ઠરાવ ઉપર આવવા સારૂ કોન્ગ્રેસ ભેગી થાય છે એમ જો કોઇ જાણાવે તો તદન ગેરવાજબી છે. એ કામ તો આખું વર્ષ ચાલુ રાખી કરવું જોઇએ, અને તેમજ કરવામાં આવે છે. હિંદી પ્રજામત ઉભું કરવા માટે જે ખાતાં છે તેમની મારફતે તેમજ પરસ્પરના સંસાર વ્યહવારના એખલાસ, વધારે ઓછી જાગૃતી બતાવતાં સ્થાનિક મંડળો અને દેશી વર્તમાન પત્રો જે વગર શકે વધારે ને વધારે ખીલતાં જાય ત્યારે લાયકાત અને આશાથી બનાવ્યાં જાય છે એ સઘળાં મારફતે એ કામ

બજાવવામાં આવે છે. વર્ષ આખરે દેશના જૂદા જૂદા ભાગમાંથી આપણે એક સ્થળે ભેગા થઇએ છીએ; આપણને કોઈ સત્તાવાર અધિકાર ભોગવતા મંડળ અથવા નિયમિત રૂઢીએ જો કે ચુટી કહાડવામાં આવતા નથી તો પણ આપણે પ્રજાના પ્રતિનિધિઓજ છીએ; કેમકે પ્રજાકિય ધોરણની ચુંટણીની શરૂઆતની જન્મોતરીમાંથી જે જુદાં જુદાં તત્વોમાંથી પસાર થવું પડે છે તે સઘળાં આપણે પણ અત્રે હાજર થતા પહેલાં પસાર કરવાં પડે છે.

( ઉ ) ડેલીગેટોનો પ્રજાના પ્રતિનિધિઓ ગણાવાનો હક.

ગૃહસ્થો ! આપણે પ્રજાના પ્રતિનિધિઓ છીએ કેમકે, આપણે તેના નજીકના અને ધાડા સમાગમમાં આવીએ છીએ; તેની હાજતો, ઇચ્છાઓ, લાગણીઓ અને ઉમેદોનું વાસ્તવિક તોલ કરી શકીએ છીએ. આપણી કેળવણીને લીધે પણ પ્રજાના પ્રતિનિધિઓ ગણાવાને આપણે એટલા માટે લાયક છીએ કે રાજનીતિને લગતા ઉંડા સવાલો વિષે પુખ્ત વિચાર ચલાવવા તથા તે રાજનીતિમાં સમાએલા નિયમો પ્રજાને લાગુ પાડતાં એક પરદેશી અમલ તરીકે પોતાના ગુંચવણ ભરેલા સંબંધને લીધે સરકાર પ્રજાના સંબંધમાં કેવી સ્થિતિ ઉભી કરશે તે ઉપર નજર રાખવાને આપણે શક્તિમાન્ છીએ—આપણી કેળવણીને લીધે પ્રજાના પ્રતિનિધિઓ તરીકે ગણાવાને આપણે એટલા માટે લાયક છીએ કે તે કેળવણીએ બ્રિટિશ તાજ તરફની ખરા દિલની જાનફેશાની તથા હમેશાં જળવાઇ રહે એવી વફાદારીમાં આપણને લીન કરી બ્રિટિશ શહેનશાહતની સલામતી માટે આપણામાં તિક્ષણ લાગણી ઉભી કરી છે—આપણે પ્રજાના પ્રતિનિધિઓ ગણાવાને એટલા માટે લાયક છીએ કે અપાણે ખાત્રીથી માનીએ છીએ કે આ દેશની પ્રજાની આબાદીનું મૂળ તેની ભલી સરકારની આબાદી અને ઉત્તમ હકુમતમાં ઉંડાં ડટાએલાંછે. એ કારણોને લીધે હું જણાવીશ કે આપણે —ડેલીગેટો—જેઓ પ્રજાના પ્રતિનિધિઓ સમાન છીએ તેઓ વર્ષ આખરે આખા વર્ષમાં ઘડાઈને પુખ્ત થએલો પ્રજામત જાહેર કરવા, આપણા કાયદેસર હક્કો માટે સરકારને અરજ ગુજારવા, રાજકર્તાઓની ખામીઓ માટે આપણો દૃઢ પણ માનપૂર્વક વાંધો દર્શાવવા, ડહાપણ અને પ્રમાણિકપણાને છાજતી રાજનીતિ દૃઢ મનથી બે ધડક રીતે માન્ય કરવાની સતાવાળાઓને અરજ ગુજારી અપીલ કરવા, એવી રાજનીતિ સાથે બંધ બેસતાં ન થઇ પડે .અને પ્રજાને પાછા હઠાવવા જેવાં પગલાં સત્તાવાળાઓએ ભર્યાં હોય તે પગલાં ઉપાડી લેવાના તેમને સન્માન પૂર્વક ભલામણ—વિનંતિ કરવા અને પ્રજાનો રાજદ્વારી વધારો ધીમે ધીમે પણ છૂટથી ખીલવવાના દૃઢ ઉપાયો લેવાની માગણી કરવા માટે ભેગા થઇએ છીએ. આવી અપીલ અને આવી અરજ આવાજ એક મહાન્ મેળાવડા મારફતે વધારે અસરકારક રીતે કરી શકાય, કેમકે અત્રે ભેગા થએલા દેશના સઘળા ભાગોના ડેલીગેટો—પ્રતિનિધિઓનો એક મતનો અવાજ તે આખા દેશની પ્રજાના અવાજ જેવો છે. ગૃહસ્થો ! આ ગંભીર અવાજ અને જરૂરની માગણી રજુ કરવા શિવાય આપણે બીજું કંઈ વધારે નહિ કરી શકીએ તો પણ તેટલું કરવા પાછળજ ખર્ચાએલા આપણા પૈસા યોગ્ય રીતે ખર્ચાએલા તથા આપણી સઘળી મહેનતનો યોગ્ય બદલો મળેલો ગણી શકાશે.

( ઊ ) કૉન્ગ્રેસે શું કંઇજ મેળવ્યું નથી ?—ગૃહસ્થો ! આપણને કહેવામાં આવે છે કે ઘણાં વરસોથી આપણે ઉપર જણાવ્યા પ્રમાણે તો કરતા આવ્યા છીએ પણ તેમ કરીને આપણે કંઇ કાંદા કહાડયા નથી ! ગૃહસ્થો ! હું આ અનુમાનો સામે વાંધો લઉં છું. શું આ કૉન્ગ્રેસ ખરેખરી બુઠી થઇ ગઇ છે છતાં તેણે કઇ કર્યું નથી ? મા[illegible] એવો જવાબ

છે કે કોન્ગ્રેસ હજી તો પોતાની યુવાવસ્થામાં છે; એ દરમ્યાનમાં તેણે સીધી અને આડકતરી રીતે બજાવેલાં કામો માટે ખાત્રી પૂર્વક સાબીતી જોઇતી હોય તથા તેની લાગવગ અને બળની અસર ક્યાં સૂધી પહોંચે છે તે જાણવું હોયતો વખતો વખત પાછા હઠાવવા જેવી રાજનીતિના ચલણને જે ગતિ આપવામાં આવી છે તે તપાસો; પણ તપાસ કરતાં યાદ રાખજો કે એ પાછા હઠાવવાની રાજનીતિના ઓટ પાછળ જે ભરતી ચઢે છે તે રાજદ્વારી ખીલવણી તથા છુટકારાના માર્ગપર આપણને આગળ ધસડી લઈ જવાને શક્તિવાન્ નીવડે છે.

આ બાબતમાં ખરી સ્થિતિ શું છે ? તે તમારી સન્મુખ રજુ કરવા માટે મારા જેવા કૉન્ગ્રેસના એક ચુસ્ત અને વફાદાર માણસનો અંદરખાનાનો એકરાર હું તમને કહી સંભળાવીશ. મારા મરહુમ મિત્ર **મહાદેવ ગોવિંદ રાનાડે** ( તાલીઓ. ) ની પેઠે દરેક બાબતમાંથી સારૂં જ થવાની સંગીન આશા બાંધનારો હું જૂનો અને ચુસ્ત હિમાયતી છું. ઇશ્વર પોતાની ઇચ્છા મનુષ્ય મારફતેજ તેને ઘટતો માર્ગ બતાવી પાર પાડે છે એમ માનનારો હું છું; મારા આ મતમાં તમને કદાચ પૂર્વ તરફની પ્રજાઓની ઇશ્વિરને આધિન થવાની વૃત્તિ જણાશે પણ કોશિશ કર્યા વિના પારબ્ધને આધિન થઇ બેસી રહેવાની હદ ઉપર હું તમને ઉતારી પાડતો નથી, મારી વૃત્તિ તો એમ સ્વીકારે છે કે પોતાનું નક્કી કરેલું કામ પાર ઉતારવા માટે માણસોએ પોતાના સંસારિક યંત્રના પૈડાંને ઉમંગભેર ગતિ આપવાનું ચાલું રાખવું જોઇએ; મારી આ પ્રકારની નમ્ર વૃત્તિને લીધે આપણામાંના જે કેટલાક હમણાં હમણાં નિરાશ થવા લાગ્યા છે તેમની પેઠે હું નિરાશાના કિચ્ચડમાં ડૂબતાં બચી શક્યો છું. તેમની પેઠે અવિરાધથી, નિરાશ નહી થતાં હું પેલા કવિના શબ્દોમાં સમાએલી આશા અને દિલાસો મૂકું છું. "મેં પોતે કંઇ દુનિયાં બનાવી નથી, જેણે તે બનાવી છે તેજ તેનો માર્ગ દર્શક થશે." એજ મહાન્ કવિના નીચેના શબ્દોથી હું ધૈર્ય મેળવવાને શક્તિવાન્ થવું છું:—"મને વખત ઉપર સંપૂર્ણ ભરોસો છે અને છેવટે તેની બરકતથી સઘળાં સારાં વાનાંજ થશે.

### ( ए ) હિંદનો કબજો ઇંગ્લાંડને આશીર્વાદ કે શ્રાપ સમાન કયારે થઇ પડે?

ગૃહસ્થો ! મારી દૃઢ વફાદારી ઉપર જણાવેલી આશા અને ધિરજના ખડકપર સ્થપાએલાં છે. ઓલીવર ક્રોમવેલની પેઠે કહેવા કરતાં કરી બતાવવાના હેતુથી ઈશ્વરી મરજી માટે પ્રયત્ન કરીને તથા તેની પેઠે કામ પાર પાડવામાં ઇશ્વરની ઇચ્છા જોઇને રાનાડેની પેઠે હું અંગ્રેજી રાજઅધિકાર કબૂલ રાખું છું. ઇશ્વરી વિચિત્રતા એવી છે કે દુનિયાને એક છેડે મૂકાએલો એક નાનો ટાપુ એક દૂરના ખંડમાં જેમ જૂદો હોય છે તેમ, એવો જૂદો પડેલો છે કે જો તેને ઇશ્વરે ઇચ્છા નહિ ગણીએ તો આપણી મૂર્ખાઇજ ગણાય; છતાં મેં વારંવાર જણાવ્યું છે તેમ ઇશ્વરી ગુપ્ત કારણને લીધે જ્યારે આપણો દેશ ઈંગ્લાંડની દેખરેખ નીચે મૂકાએલો છે ત્યારે અમલી ઇસરાયલની પેઠે તેને એવું પસંદ કરવાનું જણાવવામાં આવ્યુ છે કે:—' જૂઓ, મેં તમારી પાસે આશીર્વાદ અને શ્રાપ બંને મૂક્યાંછે. જો તમે ઇશ્વરી ફરમાન પાળશો તો આશીર્વાદ મેળવશો અને જો તમે જેને નથી ઓળખતા એવા દેવોની પાછળ જશો તો શ્રાપ મેળવશો." એ રીતે જો હિંદનો રાજવહિવટ પ્રમાણિક વૃત્તિથી ચલાવવામાં આવે તો હિંદનો કબજો ઇંગ્લાંડને આશીર્વાદ સમાન છે પરંતુ જો એકલપેટાઇની વૃત્તિથી તે ચલાવવામાં આવે તો તે શ્રાપ સમાન છે. આપણે અંતઃકરણથી કબૂલ કરીએ છીએ કે ઈંગ્લાંડે મુખ્યત્વે ડહાપણ ભરેલી અને ઉત્તમ રાજનીતિ પસંદ કરી છે. હિંદમાં અંગ્રેજી રાજયાધિકાર ભોગવી ગએલા મહાન્ અને દીર્ઘદ્રષ્ટીવાળા ઉમરાવો જાહેર કરી ગયા છે કે હિંદ માટે તાજ તરફથી જાહેર થએલી

રાજનીતિ પ્રમાણિક વૃત્તિની હોવી જોઇએ અને તે રાજનીતિ મજબુતીથી અને સ્પષ્ટ રીતે મરહુમ મહાન્ દયાળુ અંતઃકરણનાં **મહારાણી** વિકટોરિયા(તાલીઓ અને હર્ષનાદ.) એ પોતાના તરફથી બહાર પાડવામાં આવેલા ઢંઢેરામાં જાહેર કીધી હતી; આવી પ્રમાણિકપણાની રાજનીતિ ગ્રહણ કરીને જાહેર કરવી એ એક અને તેને અમલમાં મૂકવી એ બીજી બાબત છે. આવી રાજનીતિ ગ્રહણ કરવાનો ઠરાવ એક દિવસમાં ઠરાવ કરવામાં આવ્યો નહોતો. વળી હોરમઝદ અને એહેરેમન વચ્ચેના ઝગડાની પેઠે પ્રમાણિકપણું અને એકલપેટાઈની વૃત્તિ વચ્ચેના લાંબા ઝગડા વગર તે રાજનીતિ સ્થાપિત કરવામાં આવી નહોતી ધીબરૂઇશ્વરના ધાર્મિક અનુયાયીઓ પણ ધાર્મિક ફરમાનો છતાં વારંવાર મૂર્તિપૂજાના સંબંધમાં પાછા પડયા હતા; તેટલા માટે ઇંગ્લાંડના સંબંધમાં હિંદમાં બે પક્ષો બંધાશે નહિ એવી જે આશા વૉયસરૉયે મુંબાઈની કોરપોરેશન તરફના માનપત્રના ઉત્તરમાં જણાવી હતી અને જેનો પડઘો લૉર્ડ એમ્પ્ટહીલે મદ્રાસની કોરપોરેશન સમક્ષ પાડ્યો હતો તે જ્યાં સુધી વખતના ફેરફારો થયા કરશે ત્યાં સુધી કદી પણ ફળીભૂત થઈ પડશે નહિ.

## ( ऐ ) ઈ. સ. ૧૮૫૮ નો નામીચો ઢંઢેરો.

ખાસ કરીને જ્યારે ઇ. સ. ૧૮૫૮ ના નામીચા ઢંઢેરામાં ઇંગ્લંડ તરફથી હિંદુસ્તાનને અપાએલાં વચનો માત્ર કાગળપરજ લખેલાં રહેવા દેવામાં આવે અને તેનો અમલ કરવામાં ન આવે-આ ઢંઢેરો કે જેને ઇંગ્લાંડના "મેગનાચાર્ટા" જેવો અત્રેની પ્રજા પોતાને મજબુત હકો આપનારો ગણે છે; તેથી જે ન્યાત જાત તથા વર્ણભેદ રાજ્યવહિવટમાં નહિ રાખવાનું અભય વચન ઢંઢેરામાં આપવામાં આવ્યું હતું તે એક જાત પોતે વારસામાં ખાસ ચઢતી લાયકાત અને ગુણ ધરાવે છે એમ જણાવી જાત જાતમાં તફાવત રહે છે, અંગ્રેજી શહાનશાહતનો બોજો જે તે શાહાનશાહતે અને તેના સંસ્થાનોએ વેઠવો જોઇએ તે હિંદી તિજોરીને માથે અયોગ્ય રીતે નાખવામાં આવે અને હિંદી તીજોરીને માથે બને એટલો વિવિધ જાતનો ખર્ચ નાખવાની કોશિશ કરવામાં આવે ત્યારે આવી આશા નહિ બની શકે તેવી અને ધ્યાનમાં નહિ ઉતરે તેવી છે. હિંદુસ્તાન પર સહેલાઇથી હુમલો આવી શકે તેવી સ્થિતિમાં તે છે એવું કારણ જણાવી લશ્કરી મોટો ખર્ચ કરવાની જરૂર ધારવામાં આવે છે પરંતુ ખરેખરી રીતે જોતાં તો બ્રિટિશ શહેનશાહતની ધારવામાં આવતી અગત્યતાને પહોંચી વળવા માટેજ તેમ કરવામાં આવ્યું છે નામદાર શહેનશાહની હિંદી પ્રજાના શહેરી તરીકેના હકો ગોરી પ્રજાના લાભો માટે લઇ લેવામાં આવ્યા છે જ્યારે એવાજ સરખા હકો મેળવવાને માટે એક વખત તાજના જોખમદાર પ્રધાનોએ વાજબી હકોને માટે બોયરો સાથે લડાઇ કરવાનું ગંભીરાઇથી જાહેર કર્યું હતું. એ બે દેશના નાણાં સંબધી સંબંધમાં નબળા ભાગીદારનો ભોગે મજબુત ભાગીદારને વર્તાવવા જેવો માર્ગ લેવામાં આવે છે, તથા અંગ્રેજી ઉદ્યોગો સાથે રખેને હિંદુસ્તાન હરિફાઇમાં ઉતરે એવા ભયથી એ દેશના ઉદ્યોગોની ખીલવણી કરવાનું કામ પડતું મૂકવામાં આવ્યું છે અથવા તેમાં ખલ્લલ નાખવામાં આવે છે.

રાજકર્તાઓના હ્રદયમાં હિંદુસ્તાન માટે જે અત્યંત પ્રેમ છે તે પ્રેમ એક પોતાના પુત્ર પર બતાવવામાં આવે તેવો હોવાને બદલે એક સાવકા પુત્ર ઉપર બતાવવામાં આવતા પ્રેમ જેવોજ છે.

( ओ ) **દેશીઓ અને પબ્લીક કમીશન**—પબ્લીક સર્વિસ કમિશન જેવા એક સારી નિષ્ઠાના કમીશને કરેલી ભલામણો જો કે ગમે તેટલી અપૂર્ણ હતી છતાં તેની ભલામણો એક બાજુએ મૂકવામાં આવી છે અને આપખુદ પગલાંથી તેનાપર અંકુશ મૂકવામાં

આવ્યો છે. દેશીઓને સરકારી નોકરીમાં દાખલ કરવા માટેની લાયકાતની સરખામણીનો અડસટો જે જાહેર તપાસ ચલાવી પુખ્ત વિચાર કરી કરવામાં આવ્યો હતો તેવી રીતે વર્તન થતું નથી. પબ્લીક સર્વિસ કમિશન નીમતી વખતે હિંદી સરકારે એક ઠરાવ બહાર પાડી જણાવ્યું હતું કે:—" હિંદુસ્તાનના દેશીઓના ઉંચા હોદ્દાપરના તથા સરકારી નોકરી માટેના હકો ધ્યાનમાં લેવામાં આવશે, પરંતુ તે ઠરાવપર તદન આંખ મીચામણી કરવામાં આવી છે. હથિયારોની બંધીને લગતા કાયદાની રૂએ હિંદુસ્તાન તથા ઇંગ્લાંડ બંનેના લાભાને ભવિષ્યમાં નુકશાન કરે તેવી દુર્બલ સ્થિતિમાં પ્રજા આવતી જાય છે; જ્યારે હિંદી યુનિવર્સિટીઓ થોડી ઘણી સ્વતંત્રતા ધરાવતી હતી તે ઘાતકી રીતે ખુંચાવી લેવામાં આવી છે તથા યુનિવર્સિટીઓને સરકારી ખાતાંઓમાં ખરૂં જોતાં બદલાવી નાખવામાં આવી છે કે જેથી તેઓ અસંતોષી ગ્રેડયુએટોને બહાર પાડતા અટકાવે કે જેમ થવાથી " એ ખુલ્લો રાજદ્વારી ભય" અટકાવી શકાય યા ઓછો કરી શકાય.

( ઔ ) **રાજકિય બાબતમાં વચ્ચે નહિ પડવાની શિખામણ**—આપણને આ ઉપરથી જણાય છે કે હિંદુસ્તાનમાં ઇંગ્લાંડ વિષે એમન નથી એવી આશા ખરેખરી સ્થિતિ ઉપર આધાર રાખતી નથી. હાલમાં આવીજ જાતની બીજી પણ શિખામણ આપણને વૉયસરૉયો—ગવર્નર જનરલોએ આપી છે કે જે શીખામણ એ છે કે આ દેશમાં કોઇ પણ જાતનો રાજકિય ખળભળાટ નહિ હોવો જોઇએ. આવા બિનસ્વાર્થી શિખામણ આપનારની બાબતમાં હું માનની લાગણીથી બોલવા ઇચ્છું છું—તેમના સંબંધમાં કોઈ પણ જાતના અપમાનથી બોલવા ઇચ્છતો નથી, પણ મારે કહ્યા વગર ચાલતું નથી કે જાણીતા વાર્તા લેખક ડીકન્સના એક પુસ્તકમાં સરજોન બાઉલીનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેના જેવા આ ગૃહસ્થો છે. સરજોન બાઉલી એમ કહેતો કે:—

" ભલા માણુસ ! તમારે મારી સાથેજ કામ પાડવાનું છે; તમારે બીજો કોઇપણ વિચાર કરવાની તસ્દી લેવી નહિ; હું તમારે માટે વિચાર કરીશ. તમારે માટે શું સારૂં છે તે હું જાણું છું; હુંજ તમારો માબાપ છું. ઇશ્વરની એવી ઇચ્છા છે કે મારે તમારૂં એ સઘળું કરવું. માણુસ જે કરી શકે, તે હું કરૂં છું. ગરીબ માણુસના મિત્ર અને પિતા તરીકે હું મારી ફરજ બજાવું છું; હું તેમનાં મન કેળવવા માગુ છું તથા તેની અંદર એવું ઠસાવવા માગું છું કે તેઓએ મારી ઉપરજ ભરોસો રાખવો. પોતાની જાત માટેનો કશો પણ વિચાર તેઓએ કરવાનો નથી. ( હસાહસ. )

હું હિમ્મતથી જણાવું છું કે; આ શિખામણ સ્વીકારવાથી રાજકર્તા અને પ્રજા બંને નીચી પાયરીએ ઉતરી જશે. આ શિખામણ માણુસ જાતના સુધારા ઉપર ધ્યાન આપતી નથી. આ શિખામણ માણુસ જાતના સ્વભાવની કંઇ દરકાર કરતી નથી, તેમ તે આસપાસના સંજોગોને પણ ધ્યાનમાં લેતી નથી. શ્વાસોશ્વાસ બંધ કરવો, વિચારશક્તિ બંધ કરવી અને લાગણીઓ પણ ઉત્પન્ન થવા દેવી નહિ જોઇએ તેના જેવી એ શિખામણ અશકય છે! રાજકિય હીલચાલ હમેશાં થયાં કરશે; સવાલ માત્ર એટલોજ છે કે આપણે આપણી લાગણીઓ, આશાઓ ઉત્સાહો તથા ફરીઆદો આપણા અથવા આપણા જાતી ભાઇઓના હૃદયમાં દાબી રાખવી અથવા એ વિષે આપણે ખુલ્લે ખુલ્લી રીતે ફડચો કરવો. નિરાશા રાખનારા લોકો તે ફરિયાદો હૃદયમાં દાબી રાખવાનું પસંદ કરશે. આપણે તે સ્પષ્ટ કહેવા માગીએ છીએ; કેમકે અંગ્રેજ લોકોના ડહાપણ, ઉપકાર અને પ્રમાણિકપણાપર આપણને વિશ્વાસ છે.

### (अ) રાજદ્વારી ફરીયાદો નહિ કરવાની બેંગાલી શિખામણ.

આશ્ચર્ય એ છે કે આપણી ફરિયાદો અને ઉત્સાહો હૃદયમાં દાબી દેવાની શિખામણ જેવી સર્વેથી ઓછી વકી રાખી શકાય એવા બંગાળાના એક ભાગમાં ઉત્પન્ન થઈ હતી. બંગાળા ઇલાકાના પ્રાંતિક કોન્ફરન્સમાં તાબેદાર પ્રજાઓને રાજખટપટ સાથે કંઇ સંબંધ હોઈ શકે નહિ એવો ઉપદેશ સાંભળવામાં આવ્યો હતો. રાજખટપટ છોડી દઈ તેને બદલે ઉદ્યોગ હુન્નરને લગતાં ખાતાં ઉઘાડવાની શિખામણ આપવામાં આવી હતી. ગૃહસ્થો ! ઉદ્યોગ હુન્નર સંબંધી ઉન્નતિ કરવાને માટે એસોસીએશન સ્થાપવાનું કામ હું કોઇપણ પ્રકારે હલકું ગણુતો નથી. એ એસોસીએશન ઘણું સારૂં કામ કરે છે, અને સો રૂપીઆ અને તેથી ઉપરાંતની ઉદ્યોગને માટે જૂદી જૂદી સ્કોલરશિપો તે આપે છે, પરંતુ એ એસોસીએશન ઉભું થયું તે વખતની જાહેર સભાનો હેવાલ મેં વાંચ્યો તે વખતે મને અજાયબી પેદા થઈ હતી; એ અજાયબી પેદા થવાનું કારણ એ હતું કે એસોસીએશનને ટેકો આપનાર યુરોપિયનો અમારા બંગાલી ભાઇઓની રાજદ્વારી ખટપટમાં ભાગ લેવાની ટેવ છોડાવવાની આશા રાખતા હતા અથવા તો બેંગાલી લોકો પોતાની રાજખટપટની ટેવ છોડીને ચોકસ ધંધાઓમાં તેઓને મદદ કરવાને માટે યુરોપિયનોની ખુશામત કરતા હતા; એમાં ખરૂં શું હતું તેની મને સમજ પડી નહોતી.

કોઇના વિચારોમાં ચોકસ મતલબો સમાએલી છે એવું નહિ માની લેવું એવી સલાહ પ્રમાણે જેઓ અમલ કરતા નથી તે સલાહ પ્રમાણે ચાલી ચોકસ મતલબથી તેઓ આકર્ષાયા છે એમ કહેતાં હું આચકો ખાઇશ. બેંગાલી મિત્રો તરફથી આ જે તદન ઇતિહાસને નહિ છાજતો અને હિચકારા ભર્યો તર્ક બહાર પાડવામાં આવ્યો છે તે તર્કને ખોટો પાડવાની ગંભીર કોશિષ કરવાની કંઈ જરૂર નથી. જો તેઓ મને ક્ષમા કરશે તો તેમના સંબંધી હું શો વિચાર ધરાવું છું તે જણાવીશ. મને તેઓ બેંગાલાના ઇસાઉ જેવા લાગે છે તથા તેની પેઠે તેઓ થોડીક સ્વાદિષ્ટ મીઠાઈ માટે જાત વટલાવે છે. આ મીઠાઇ ગમે તેટલી મઘમઘતી સુગંધીદાર કે પુષ્ટીકારક જણાવવામાં આવે છતાં આપણે આપણા બાપદાદાથી મેળવેલો હક વેચવો જોઇતો નથી, પરંતુ મારી ખાત્રી છે કે એ બંને ચિજો—બાપદાદાથી મળતો આવેલો હક તેમજ ઉપર જણાવેલી મઘમઘતી મીઠાઈ સાચવી રાખવાનું કામ કંઇ મુશ્કેલ નથી એટલે મીઠાઇ પણ ખાવી અને આપણી જાત પણ જાળવવી; એ બંને સાથે થઇ શકે તેમ છે. ને તેમાં અરસપરસ કંઇ વિરૂદ્ધ જાય એવું નથી.

### (अ:) લૉર્ડ રિપને બજાવેલી સેવાની ખરી કદર બૂજવાની અંગ્રેજોની અશકયતા—કયાં લૉર્ડ રિપન અને કયાં લૉર્ડ કરઝન ?

ગૃહસ્થો ! જે ઘડિયાળના લોલકને આપણે પ્રમાણિકપણા તથા દુનિયાના સંસાર વચ્ચે ઘણા વખતથી લટકતું મૂકી આવ્યાં છીએ તે તરફ હવે દ્રષ્ટિ કરીએ કે એ લોલકને સીધી બાજુએ મોકલવા માટે કૉન્ગ્રેસે શું કામ કર્યું છે ? આ લોલક માજી વૉયસરૉય લૉર્ડ લિટનના વખતમાં જેટલા જોશથી હાલતું હતું તેટલા જોશથી કોઇ વખતે હાલ્યું નથી. વાજબી રીતે કામકાજ કરવાની રાજનીતિનો ખુલ્લી રીતે અનાદર કરવામાં આવતો હતો; એવું જાહેર કર્યું હતું કે ખ્રિસ્તિ પવિત્ર ધર્મ પોથીમાં વાજબી રીતે વર્તવાની આપેલી દશ કલમો તોડવામાં આવેલી હોવાથી હવે વાજબીપણાની વાતપર ધ્યાન આપવાનું મોડું થઇ ગયું હતું. તે વખતે હિંદુસ્તાન દેશ વહેમ, ગુંચવાડા, ગભરાટ અને બેચેનીમાં પડી ગયો હતો. આ કઢંગી સ્થિતિ-

માંથી લૉર્ડ રિપન ( ચાલુ તાળીઓ. ) ના આવવાથી તેનો છૂટકારો થયો હતો. લૉર્ડ રિપનને આપણે એક સાચો જૂનો અંગ્રેજ રાજદ્વારી જોઇએ છીએ કે જે પોતામાં ઉમદા ઉદારતા સાથે ડહાપણ અને દીર્ઘદ્રષ્ટિ ધરાવી વાજબીપણે કામ લે છે. અંગ્રેજી રાજ્યની લૉર્ડ રિપને જે સેવા બજાવી છે તેની ખરી કીંમત અંગ્રેજો કદિ પીછાની શકશે નહિ. આપણી વફાદારીની દિવાલોને હમેશાં ટકી શકે એવા મજબૂત પુસ્તાથી તેણે ટેકો આપ્યો છે. ખેદ ભરેલા તથા પાછા હઠાવી દેતા રાજનીતિવાળા સર્વથી સ્યામ દિવસો વખતે પ્રકાશ તથા આશાના કિરણો મેળવવાની ખાત્રી ભરેલી ઉમેદ આપણા તરફથી રાખવામાં આવવાનું કારણ પણ તેજ છે. કદાપિ સ્થાનિક સ્વરાજ્યનો મોટી અગત્યનો ખરડો તથા "બેંગાલ ટેનન્સી એકટ" નામનો બેંગાલની જમીનની માલિકીને લગતો ખરડો કે જે બેંગાલાના જમીનદારોમાં અત્યંત અપ્રિય થઇ પડયો હતો તે શિવાય તેણે કોઇપણ અશક્ય લાભો તથા હકો આપણને આપ્યા નથી. જેમ હાલના વૉયસરૉય લૉર્ડ કરઝને પોતાના છેલ્લા ભાષણમાં જણાવ્યું હતું તેમ તેણે ( લૉર્ડ રિપને ) આપણને કદિ કહ્યું નહોતું કે—" હું નથી ધારતો કે હિંદુસ્તાનની ખીલવણીની હાલની સ્થિતિમાં હિંદુસ્તાનને મુક્તિ આપવાની જગ્યા રાજદ્વારી ક્ષેત્ર છે તથા જે લાભો જણાવવામાં આવે છે, તે મેળવવાને હિંદુસ્તાન તૈયાર નથી, તેમજ જે લાભો આપવાનું માઠું પરિણામ મને નહિ પણ મારી પછી આવનારા વૉયસરૉયોને ભોગવવું પડશે કે જે લાભો આપી હું સોંઘી કીર્તિ મેળવી જવા માગતો નથી ! "

### ( ક ). કેળવાએલા દેશીઓની કોંગ્રેસમાં ભાગ લેવાની ખાસ ફરજ છે.

ગૃહસ્થો ! પણ ખરી વાત એ છે કે તે કામ લૉર્ડ રિપનની સ્વતંત્ર રાજનીતિના વિચારનું પરિણામ નહોતું. તેમજ તેણે કંઇ એવા કાયદા આપ્યા નથી કે જે લાભો લેવા પૂરતો દેશ કેળવાએલો હોય; પરંતુ તેજ ભાષણના શબ્દો વાપરીને આપણે કહીશું કે તેણે અંતઃકરણથી ખરી લિબરલ રાજનીતિથી કે જેવી રાજનિતિ અમેરિકામાં હોવાનું મી. મોમોનેલીએ હાલમાં જણાવ્યું હતું—તેની સાથે દિલસોજી દર્શાવી હતી અને સઘળા સુધારા વધારા તથા સ્વતંત્રતા તેમજ વધારે પ્રજાની ઐક્યતા કરવાનો હિંદીઓનો લાભ તથા દેશની જાહેર જીંદગીમાં ભાગ લેવાની તેમની ઇચ્છા સામેના અવિશ્વાસ તથા ભય સાથે તેણે દિલસોજી દર્શાવી નહોતી. આવક જાવકના અડસટા વખતના ભાષણમાંજ તેણે આ બેવડા વિચારો દર્શાવ્યા છે જેથી તેમાં પરસ્પર સંબંધને બદલે ગુંચવણ થાય છે. જો હિંદીઓના લાભો તથા આ દેશની જાહેર જીંદગીમાં ભાગ લેવાની ઇચ્છા સાથે સરકારી અમલદારો અંતઃકરણથી દિલસોજી ધરાવતા હોય. તો હાલ તેમજ ભવિષ્યમાં પણ રાજદ્વારી વિવેચન દ્વારાજ થોડો ઘણો પણ હિંદને લાભ શા માટે ન મળવો જોઇએ ? જ્યાં સુધી આપણને રાજદ્વારી બાબતોમાં થોડો ઘણો—મધ્યમસર પણ ભાગ લેવા દેવામાં નહિ આવે ત્યાં સુધી તે લોભ તથા ઇચ્છા ધિમે ધિમે પણ કેવી રીતે પાર પડી શકે ? હું એમ પણ કહેવાની હિમ્મત કરૂં છું કે આપણે રાજદ્વારી બાબતોના ક્ષેત્રમાં મધ્યમસર તથા ઘણોજ મર્યાદા ભરેલો ભાગ લેવાથીજ સંતોષ પામતા નથી એવો આરોપ મૂકવો તદન ગેરવાજબી છે, આપણને આપેલાં વચનો તથા કબુલતોને અનુકૂલ આવતા રાજનિયમો ખુલ્લી રીતે સ્વીકારીને જ્યારે આપણી સાથે દિલસોજી ભરેલી વર્તણુંક ચલાવવામાં આવે છે ત્યારે આપણે સહેલાઇથી કેટલા બધા સંતોષ પામીએ છીએ તે એટલા ઉપરથીજ જણાઇ આવે છે કે લૉર્ડ રિપને ( તાળીઓ. ) આપણે માટે થોડુંજ કર્યું હતું છતાં તેનું નામ તથા કીર્તિ આપણા દેશનાકરોડો લોકોના અંતકરણમાં અમર થઈ પડ્યાં છે. લૉર્ડ રિપન આપ-

ણા દેશમાંથી રવાના થયા તે વખતની લગભગજ કૉન્ગ્રેસની સ્થાપના કરવામાં આવી હતી તે પછી આજ સુધી જે સવાલોપર દેશનો લગભગ એક મત થયો હોય છે અને જે મત ફાયદો દૂર કરવા માટે તથા લોકોની ઘટતી આબાદી અને વૃદ્ધિ માટે ઉપયોગી હોય છે તેજ સરકાર પાસે રજુ કરવાનું કામ કૉન્ગ્રેસ કરતી આવી છે. ફરજની ગંભીર લાગણીથી દોરવાઈ જઇનેજ આપણે તે કાર્ય ઉઠાવ્યું છે. નામદાર વૉયસરોયે આવક જાવકના અડસટા ઉપરના પોતાના છેલ્લા ભાષણમાં જણાવ્યું હતું કે " હિંદ તથા તેના કેળવાએલા વર્ગો માનસિક તથા નૈતિક ઉન્નતિના રસ્તાપર આગળજ વધતા જાય છે. જો તેમ હોય તો તે વર્ગો રાજદ્વારી ક્ષેત્રમાં આગળ નહિ પડયા હોત તો તેઓ પોતાની ફરજ વિષે ગંભીર રીતે બેદરકારી કરતા ગણાયા હોત ! મેં આગળ જણાવ્યું હતું તે હું ફરીથી હજી કહું છું કે જો તેઓ પોતાની નવી કેળવણી પોતાના રાજ્ય કર્તાઓની જગા લેવામાં નહિ પણ તેઓમાંના સૌથી વધારે દીર્ઘદૃષ્ટિવાળા અમલદારોને પોતાના ખાસ સ્વાભાવિક તથા સ્થાનિક જ્ઞાન અને ખબરના પાયા ઉપર રચાએલી સુધારા વધારાની સૂચનાઓ વડે મદદ કરવાને બહાર પડયા ન હોત તો તેવા કેળવાએલા વર્ગો પોતાની ફરજ વિષે ગંભીર રીતે બેદરકાર કહેવાત. આપણે ખુલ્લી રીતે સ્વીકારીએ છીએ કે જે કેળવણી તથા પ્રકાશવડે આપણે તે ખાસ જ્ઞાન તથા ખબર મેળવતા થયા છીએ તે બ્રિટિશ રાજ્યે આપણાપર કીધેલી સર્વથી મોટી કૃપા છે. એક સુજ્ઞ તથા ડાહ્યો ઉમરાવ સારી દિલસોજી અને શિખામણથી આ કામ બજાવવામાં આપણને એવી રીતે ઉત્તેજન આપશે કે જેથી તે આપણને શાંત સ્વભાવ અને સંભાળથી કરવાની ફરજ પડે.

( ख ) કૉંગ્રેસ પ્રત્યે અણગમો બતાવી તિક્ષણ ભાષણ કરવામાં રહેલી રાજદ્વારી ગંભીર ભૂલ—કૉન્ગ્રેસ પ્રત્યે અણગમો અને ગુસ્સાથી વર્તવા માટે તિક્ષણ ભાષણ કરવું એ મને તો રાજદ્વારી ગંભીર ભૂલ જણાય છે. તેથી કૉન્ગ્રેસ પ્રત્યેની આપણા અંગ્રેજી મિત્રોની વલણ માટે મને ખેદ થાય છે. આપણી સાથે કામ કરનારાઓમાંથી કેટલાક કૉન્ગ્રેસને નિરૂપયોગી ગણી અવગણના કરવાથી તેમણે હાલમાં જે કંઈ જોયું છે તેનો વિચિત્ર ચમત્કાર સમજવામાં તેઓ નિષ્ફળ થયા છે. તેમણે હરખાઇ જઈ જણાવ્યું છે કે આ અવગણના કૉન્ગ્રેસની છેવટની પાંખમાંથી નીકળી છે અને તે આરોપને તેઓએ આનંદથી વધાવી લીધો છે પરંતુ આપણા રાજ્યાધિકારીઓને વિચારવા દો કે માણસોને તેઓ આનંદથી વધાવી લે છે તેઓ રાજદ્વારી બાબતોનું ક્ષેત્ર બનતા સુધી તજી દેવા ઈચ્છતા નથી પણ વખત આવતાં તેઓ વ્યર્થ કલ્પના કરવા લાગશે કે કૉન્ગ્રેસ જેવા બંધારણની રીતને જો નિષ્ફળતા મળે તો તેને બદલે સાધારણ રીતો દાખલ થાય . કે કેમ એ તેમની તકરાર હતી. તે ગમે તેમ હો પણ પ્રથમની પેઠે હું હાલમાં ફરીથી જણાવું છું કે આપણે કૉંગ્રેસ વાળાઓ હમેશાં મક્કમપણે અને દ્રઢતાથી આપણું કામ બજાવવાને આપણી ફરજ સમજીએ છીએ કે જે ફરજ રાજભક્તિપણું જાણીને સ્વદેશભક્તિથી પવિત્ર થએલી છે અને તેથીજ આપણું કર્તવ્ય આશીર્વાદ પામ્યું છે તથા આપણી મહેનત નિષ્ફળ ગઇ નથી.

( ग ) કૉંન્ગ્રેસે મેળવેલી ફત્તેહ તેણે આજ સુધીમાં શું શું કામ કર્યું ?

ગૃહસ્થો ! હવે હું કૉંગ્રેસે મેળવેલી ફત્તેહની નોંધનું વર્ણન કરૂં છું. એ વિષે હું ટુંકામાં જણાવીશ કેમકે "ઇંડિયા"પત્રના છેલ્લા અંકમાં તે નોંધ ઉત્તમ રીતે કરવામાં આવીછે. એ"ઇંડિયા" પત્રે આપણા કામકાજની જે ઉત્તમ સેવા કીધી છે તેની જોઇએ તેવી કદર બુજાએલી નથી; આ

ઉપરથી જણાશે કે જ્યારે આપણે બીજાના સબંધમાં ટીકા કરીએ છીએ ત્યારે આપણે પોતે કેવા અપૂર્ણ છીએ ? આપણી શરૂઆતની કોશિષ એક એવી રંગભૂમિ મેળવવાની તજવીજ પર હતી કે જ્યાંથી આપણે આપણા વિચારો સજાવાર રીતે સમજાવી શકીએ. એનું ફળ ઈ. સ. ૧૮૯૨ માં **હિંદીધારા સભા વધારવાને લગતો તથા ચુંટણીનું તત્વ દાખલ કરવાને લગતો કાયદો પસાર કરવામાં આવ્યું હતું.**

**હિંદી પબ્લીક સર્વિસ કમિશન**—હિંદી સરકારી નોકરીની પરીક્ષા ઈંગ્લાંડની પેઠે હિંદમાં લેવાની અમારી માગણી એટલે સુધી ફતેહમંદ થઈ હતી કે તેની તરફેણમાં મી૦ પોલની દરખાસ્ત આમની સભામાં પસાર કરવામાં આવી હતી. આ દરખાસ્ત અમલમાં મૂકવાની વિરૂદ્ધમાં હિંદી સરકારે પગલાં લીધાં છે અને તેમાં તે હજી સુધી ફાવી શકી છે. આટલું છતાં પણ આપણે માટે સનંદી નોકરીને લગતું કમિશન નીમવામાં આવ્યું હતું. આપણી ધારણા પ્રમાણે તે કમિશને પુરતી ભલામણ કરી નહોતી છતાં તેણે જેટલી ભલામણ કરી હતી તે નિમાખુંક હિંદી સરકારે સુવાડી દીધી હતી. જાહેર તપાસ તથા વિચાર કર્યા વિના આપખુદ રાજનીતિ વડે ભલામણોની વિરૂદ્ધ કામ લેવાનો હવે યત્ન કરવામાં આવે છે એ અફસોસકારક છે. દેશના લોકોની ગરીબાઇ અને તેને પરિણામે ખેડુતોના કરજ વિષેના હિંદી રાજનીતિના સૌથી અગત્યના સવાલ ઉપર પણ આપણે સરકારનું લક્ષ આગ્રહપૂર્વક ખેંચ્યું છે અને જો કે એ બાબતમાં ખરા ઉપાયો લેવાને સરકાર દૂર નાસે છે પણ એ સવાલનો નિવેડો લાવવા ઓછા સખ્તાઇના ઉપાયો તે શોધે છે એ કંઇક સારી આશાનુજ ચિન્હ છે. લાંબા વખતથી આપણે સહકારી ખેતીવાડીની બેંકોના સંબંધમાં જોઇએ તેવો ઉત્સાહ બતાવવામાં આવ્યો નથી તો પણ લંડનમાં સ્થાપવામાં આવેલી ફેમીન યુનિયનને ભલામણ કરેલી છે. આ યોજના વિષે તપાસ ચલાવવા હજી પણ આપણે સરકારને લલચાવવામાં ફતેહમંદ થઇ શકીએ તેમ છે.

**ન્યાય તથા મહેસુલી ખાતાં**—કોંગ્રેસની હિલચાલની શરૂઆતમાં આપણે સાબીત કરી આપ્યું હતું કે ન્યાયી તથા મજબુત રાજનીતિ કરવી હોય તો ન્યાય અને મહેસુલી ખાતાં જૂદાં પાડવાં જોઇએ. લોર્ડ કર્ઝન જેવા રાજદ્વારી માણસને પણ આ સલાહ સંપૂર્ણ રીતે વાજબી છે એમ સ્વીકારવાની જરૂર પડી હતી. આપણે આ બાબતમાં એટલે સુધી ફતેહ મેળવી છે કે ખર્ચ વધી જાય એવું બહાનું કહાડીને સરકાર તરફથી એ સૂચનાનો અમલ થવો મુલત્વી રાખવામાં આવ્યો છે, જો કે તે બહાનુંજ છે અને એ ખાતાં જૂદાં નહિ પાડવાનું ખરૂં કારણ તો એ છે કે જીલ્લા અમલદારો ( કલેકટરો ) ને જીલ્લાના એક રાજા જેવા રહેવાની લાંબા કાળથી ટેવ પડી ગઇ છે તે ટેવ છોડવી હવે તેમને ગમતી નથી ! મહેસુલી અમલદારો એવું જણાવે છે કે તેમ કરવાથી તેમના હાથમાં કંઇ સત્તા રહેશે નહિ પરંતુ મહેસુલી ખાતામાંથી ન્યાય ખાતું જૂદું પાડવામાં આવે તો પણ મહેસુલના કાયદાની સખ્તાઇને લીધે તેઓના હાથમાં પુરતી સત્તા રહે તેમ છે.

**પોલીસ કમિશનનો રિપોર્ટ**—પોલીસ ખાતામાં ઘણો સુધારો કરવાની જરૂર છે તે સંબંધી પ્રથમ કોંગ્રેસનું લક્ષ ખેંચાયું હતું; ઇંગ્લાંડમાં પ્રકટ કરવામાં આવેલો પોલીસ કમીશનના હેવાલનો સાર પણ પ્રજા મતના લાભમાં જાય છે. એ હેવાલ પરથી સાબીત થાય છે કે પોલીસ વિરૂદ્ધ પ્રજાએ કરેલી ટીકાઓ ગેરવાજબી છે એવો જે પોલીસ અમલદારોનો મત છે

તે તદન ખોટો છે. આ સંબંધમાં કહેવાતાં કમિશનોએ લીધેલી જુબાનીઓ તથા તેમના રિપોર્ટોના સંબંધમાં ચલાવવામાં આવતી આપખુદ રાજનીતિ સંબંધી મને થોડુંક કહેવાની રજા આપો. પ્રથમ તો તે રિપોર્ટો તથા જુબાનીઓ સરકાર તે સંબંધમાં પગલાં ભરે તે પહેલાં તેના પર જાહેર પ્રજાને વિવેચન કરવાથી તક મળે તેટલા માટે તરત પ્રકટ કરવામાં આવતાં હતાં. કલકત્તામાં થએલા સેંટ એન્ડ્રયુના ખાણાના મેળાવડા વખતે સર એન્ડ્રયુ ફ્રેઝરે એકલા પોલીસ કમિશનના હેવાલનું નહિ પણ સરકારી બાબતો સંબંધી નવી રાજનીતિનો પણ બચાવ કર્યો હતો. તેણે વધારામાં એક સિદ્ધાંત તરીકે જણાવ્યું કે હિંદી પ્રધાનનો ચૂકાદો આવે ત્યાં સુધી કોઇપણ બાબતમાં કંઇ પણ હકીકત આપી શકાય નહિ. અમારા જેવા સરકારી અમલદાર વર્ગની બહારના અજ્ઞાન ગ્રહસ્થોને તો આ રાજનીતિ સર સીદીલક જણાવે છે તેમ છેલ્લી અને બીન જોખમદારી ભરી આપખુદ રીત તેના અતિશયોક્તિના રૂપમાં છે, હિંદી પ્રધાન હિંદી સરકારની સૂચનાઓ ઉપર લક્ષ આપીને ચૂકાદા આપે છે અને તેથી તે ચૂકાદો આપવામાં ખુલ્લે ખુલ્લા પ્રજાના જાહેર વિવેચનનો લાભ લેવામાં આવતો નથી. આપણે જાણીએ છીએ કે પાછળથી કરેલા વિવેચન યાને ટીકા પરથી હિંદી પ્રધાનના આ ચૂકાદામાં કંઇ પણ ફેરફાર કરવાની આશા રાખવી તે તદન નિષ્ફળ છે. આ ચૂકાદામાં કંઇ પણ ફેરફાર કરવો તે ગેરવાજબી છે એવું આપણને કહેવામાં આવ્યું છે. આથી નહિ ગણી શકાય એટલું મોટું નુકશાન થાય છે કે હિંદી રાજ કારભારના આપખુદ અમલદારોને એક મોથી બાહોશ રાજદારી વિચાર—મી૦ વૉલ્ટર બૅગહૉટના વાક્યપર વિચાર કરવાનું કહેવાની હું રજા લઇશ; તે જણાવે છે કે "આપખુદ રાજનીતિ સરકારને હલકી પાડી દેશે એટલુંજ નહિ પણ તેને લીધે સરકારમાં જોઇએ તે કરતાં વધારે અમલદારો થશે. કેળવાયેલા અમલદારો, નહિ કેળવાએલી અને જંગલી પ્રજાને ધિક્કારે છે. અમલદારો ધારે છે કે પ્રજા મૂર્ખ—બેવકુફ, અજ્ઞાન અને બેદરકાર છે; તે પોતાનું ભલું સમજી શક્તિ નથી. આપખુદ રાજનીતિવાળા અમલદારો ધારે છે કે પ્રજાની શક્તિઓને સ્વતંત્ર રાખવા કરતાં અમલદારી સત્તા, અમલદારી કામ, તથા અમલદારોની સંખ્યા વધારવાનું કામ તેમને વધારે અગત્યનું છે. એથી સરકારમાં અમલદારોનો વધારો થાય છે અને રાજનીતિમાં બગાડો થાય છે." યુરોપના સુધરેલા દેશોમાં આપખુદ રાજનીતિ વિષે ઉપર જણાવેલા શબ્દો કહેવામાં આવ્યા હતા. આપણા દેશમા સરકારી ખબરો છુપી રાખવાનો કાયદો છે જેથી આપણા દેશને એ શબ્દો દશ ઘણા વધારે લાગુ પડે છે. સરકારી ખબરો છુપી રાખવાના કાયદાને લીધે હાલમાં જાહેર પ્રજા ઉપર કોર્ટ મારફતે કામ ચલાવવામાં આવતું નથી તેથી તે કાયદો કંઈ અમર કરતો નથી એમ ધારવું ભૂલ ભરેલું છે. આ કાયદાને લીધે એક રીતે ખરાબી થવાનો સંભવ છે તથા બીજી રીતે કામ કરનારા બિન જોખમદાર અમલદારોને આ કાયદો ભ્રષ્ટ કરે છે. કૉન્ગ્રેસે કેટલી ફતેહ મેળવી છે તે વિષે હું હવે વધારે કહીશ.

**ખેડૂતોની ગરીબ સ્થિતિને લીધે હુન્નર અને ઉદ્યોગની કેળવણી આપવાની જરૂર** વિષે પ્રજાનું લક્ષ અમે સર્વથી પ્રથમ ખેચ્યું હતું તથા તે માટે કેવા ઉપાયો કામે લગાડવા તે માટે સરકાર તથા પ્રજા બંનેનું અમે લક્ષ ખેચ્યું હતું; જો કે અમે આ બીના સર્વથી પ્રથમ બતાવી આપી હતી છતાં બીજા કેટલાક તેનું માન ખાટવાનો દાવો કરે છે. આ બાબતમા હું આશા રાખું છું કે મી૦ નાતા (તાળીઓ.) ના મરણને લીધે આખા દેશમાં દિલગીરી પેદા થઇ છે. હું આશા રાખું છું કે આ યોજના થોડા વખતમાં પાર પડશે અને તેથી તે યોજના ઘડી કહાડનારની પરોપકારી લાગણી તથા સ્વદેશાભિમાન હમેશાં યાદ રાખવા યોગ્ય થઇ પડશે.

કેફી પીણાના ફેલાવાપર અંકુશ મૂકવાનો પણ આપણે સરકારને આગ્રહ કર્યો હતો. મીઠાપરનો ભારે કર ઓછો કરવો અને આવક પરનો કર મોટી હદપર રાખવો એવી સૂચના પણ આપણે કીધી હતી. આ બંને સુધારા હાલમાં દાખલ કરવામાં આવ્યા છે. હું ધારૂં છું કે હવે મારે કૉંગ્રેસે કરેલાં કામોની વધારે ગણત્રી કરવાની જરૂર નથી. પણ એક કામ ઘણું માન આપનારૂં છે, એ કામ એવું છે કે જેને માટે નિરાશા માટે કંઇ કારણ રહેતું નથી, વળી ઈંડિયા પત્રમાં ઉત્તમ રીતે દર્શાવવામાં આવ્યું છે તેમ "જે ખાસ ધ્યાનમાં નહિ રહેવાનો સંભવ છે તે એ છે કે જે કામ કરવાનું સૌથી મુશ્કેલ છે તે કામ નકારવાળું છે કે જેનાં પરિણામ કંઇ ચોકસ સુધારા અથવા ગજાકારી ફેરફારના રૂપમાં દેખાતાં નથી." આપણા મનને ખુશી કરવા તથા આપણી શક્તિને જાગ્રત કરવા આપણી સાથે ઈંડિયા પત્રમાં પ્રકટ થએલા મી૦ હ્યુમ તરફના પત્રમાં જણાવવામાં આવેલી કવિતાની લીટીઓ હું ફરીથી કહીશ. ( ઑા. સર ફીરોઝશાહ મહેતાએ અત્રે તે લીટીઓ કહી બતાવી હતી; જેનો અર્થ એવો થાય છે કે:— ) "થાકી ગએલાં મોજાં આગળ આવતાં આવતાં ભાગી જતાં હતાં તથા એક એક ઇંચ આગળ વધતાં તેને ઘણું સંકટ થતું હતું; પરંતુ પાછળથી ખાં ચાઓમાંથી છુપી રીતે એક ઝરો આવી લાગે છે."

## ( ઘ ) કૉંગ્રેસનું મુંબાઇમાં થએલું પુનરાગમન.

ગૃહસ્થો! ઉપર જણાવેલા લાભો મેળવ્યા પછી કાન્ગ્રેસ પોતાની જન્મ ભૂમિ—મુંબાઇમાં પાછી ફરી છે. આજથી વીશ વર્ષ પર અમે કાગ્રેસની શરૂઆત ચિંતાતુર પણ આશા ભરી રીતે કીધી હતી તે મને સારી પેઠે યાદ આવે છે—જ્યારે તે ફરીથી ઈ. સ. ૧૮૮૯ માં અત્રે ભરવામાં આવી તે વખત તે માત્ર પાંચ વર્ષની વયનું નાનું બાળક હતું છતાં તેટલી વયમાં તો તે આશ્ચર્ય કારક રીતે ઘણું મોટું અને મજબુત થઇ ચુક્યું હતું. હવે તે પંદર વર્ષ પછી પાછું ફરીથી ત્રીજી વખત અમારી પાસે અત્રે આવ્યું છે અને એ ખુબસુરત બાળક હવે તો સગીર મટી પાકી વયનું પણ થવા આવ્યું છે. એને માટે કેટલોક દ્વેષ તથા હરીફાઇ પણ થઇ છે. બીજાં બાળકો ( કૉન્ફરન્સો ) પણ ખુબસુરત અને મોહક છે એવી આપણને ખાત્રી આપવામાં આવી છે અને તેના ઉપર પણ આપણી પ્રીતિ અને પ્યાર હોવાં જોઇએ એમ જણાવવામાં આવ્યું છે. ગૃહસ્થો! આપણાં મન મોટાં છે અને તેથી આપણે તે સર્વને કંઇ પણ નિયમ વિના સ્વીકાર્યા છે. એ બાળકો પૈકીનું એક બાળક ( બીજી કૉન્ફરન્સ ) આજ મંડપમાં છે જે સંસારી કૉન્ફરન્સ રૂપી નાની સ્ત્રી આપણી કૉન્ગ્રેસ પછી તરતજ મળશે. એક બીજા બાળકને ( ઉદ્યોગ હુન્નરના પ્રદર્શનને ) તમે દેશના દરેક ભાગમાં ઘડાએલાં ઝવેરાતો તથા ઘરેણાંથી શણગારાએલું આ મંડપની બીજી બાજુએ ઑવલના મેદાનમાં આવેલા વિશાળ મંડપમાં જોશો, પણ ગૃહસ્થો! આવી રીતે બીજાં બાળકોની ખુબસુરતી અને મોહકપણા છતાં આપણા સર્વથી મોટા—વડિલ બાળકપરની આપણી પ્રીતિમાં કંઇ ફેર પડ્યો નથી તથા વડિલ સંતાન તરીકેના તેના હક છીનવી લેવામાં આવ્યા નથી.

## ( ઙ ) અંગ્રેજોની સારી નિષ્ઠાપર વિશ્વાસ.

ગૃહસ્થો! હું ધારૂં છું કે દેશના સઘળા ભાગોમાંથી આજે આપણે અત્રે એક મહાન્ કર્તવ્ય કે જે ફરજ તથા વફાદારીના ખ્યાલથી પવિત્ર કાર્ય જેવું થઇ પડ્યું છે તે કાર્ય કરવાને અત્રે ભેગા થયા છીએ. ન્યાય તથા ઉદારતા કે જે આ દેશમાંના અંગ્રેજી રાજ્યના સર્વોત્તમ

સિદ્ધાંતો છે તે તેના ગમે તેવા અપવાદો છતાં આપણે ઉપકાર સહીત સ્વીકારીએ છીએ અ-ને તેનાજ પ્રતાપે આપણે અત્રે એકત્ર થયા છીએ. નામદાર વૉયરૉય લૉર્ડ કરઝન અત્રેના બા-રામાં ઉતર્યાં તે વખતે આપણને તેણે જણાવ્યું હતું કેઃ—હિંદની દેશી પ્રજાને હું મારા સ્વદે-શીઓની સારી નીષ્ઠા, તેનું ઉચ્ચું માન તથા પ્રમાણિક હેતુ ઉપર વિશ્વાસ રાખવાને ફરી ફરી-ને વિનંતિ કરૂં છું." આપણે તેની તે વિનંતિ ખરી રીતે અને અંતઃકરણથી સ્વીકારીએ છી-એ. ગૃહસ્થો ! તેજ સારી નીષ્ઠામાં, ઉંચા માન ભરતબામાં તથા પ્રમાણિક હેતુમાં આપણને વિશ્વાસ હોવાથી આપણે ધોળે દિવસે તેઓની પ્રમાણિક વૃત્તિઓને દરેક કાયદેસર તથા રાજ-કિય સાધનો વડે પરમાત્માએ તેમને આપેલા અધિકારની ફરજ એવી રીતે બજાવવા માટે જાગૃત કરીએ છીએ કે જેથી બંને દેશોની કીર્તિ તથા મહત્વમાં વૃદ્ધિ થાય.

## (च) સર વિલ્યમ લિવૉર્નરે ચિતરેલી નમુનેદાર રાજનીતિ.

પરંતુ ગૃહસ્થો ! હું કહું છું તેને માટે મને ક્ષમા કરશો કે લૉર્ડ કરઝનની એ અરજ આ પણે સ્વીકારીએ છીએ તે કંઇ મહાન્ અર્લ ઑફ સ્ટ્રેફર્ડે જેમ ઈંગ્લાંડના લોકોને પોતાના રા-જાજ જાણી પ્રજા તેની ગુલામ હોય તેવી રીતે રાજાની તાબેદારી કરવાને કહ્યું હતું કેઃ—'રા-જાના ઇન્સાફીપણા ઉપર વિશ્વાસ રાખી, તેના ડાહાપણમાં ભરોંસો રાખી તથા પિતા તરીકે-ના તેના પ્યારની ખાત્રી રાખી તમો તેની દરેક ઇચ્છાને તાબે થાઓ." તેવી રીતે તે આપણે સ્વીકારતા નથી. આપણે આ અરજ એક નમુનેદાર ગુણ ધ્યાનમાં રાખીને સ્વીકારીએ છીએ. હું છેક હાલના વખતમાં બનેલા બનાવનું દ્રષ્ટાંત લઉં છું, જે ગુણ એક ઉંચો હોદ્દો ધરાવતા હિં-દુસ્તાનમાંના એક અંગ્રેજી સનંદી અમલદારે ચિતર્યો છે, તમે સાંભળીને આશ્ચર્ય પામશો કે હું તેને એક કૉંગ્રેસવાળા ગણું છું, કે જે આપણા આગેવાનો સુરેન્દ્રનાથ બેનરજી (તા-ળીઓ.) અને લાલમોહન ઘોસ (તાળીઓ.) જેવાજ સુભાષિત વક્તા છે; અને તે બીજા કોઇ નહિ પણ સર વિલ્યમ લીવૉર્નર છે. એલ્ફિન્સ્ટન કૉલેજ યુનિયનમાં કરેલાં ભાષણો-માં હિંદુસ્તાનમાંનો અંગ્રેજી અમલ કંઇક નમુનેદાર રાજનીતિ તરફ ઢળે છે તેનું તેમણે નીચે પ્રમાણે સુભાષિત વર્ણન આપ્યું હતુંઃ—

"એક માબાપ સરકારના સાંકડા નિયમ ઉપર અથવા તો જેમ એક રોમનને ઉપડતી વખતે એક કવિએ "રોમન લોકો ઉપર તારી સત્તાથી બરાબર અમલ કરવાની યાદ રાખજે," એવો હુકમ આપ્યો હતો તે પ્રમાણે અથવા તો અમલ કરવા સત્તાવાળાઓને મદદ કરવા માટે રૈયતમાં "ફાટફુટ પાડીને અમલ કરવા" ના નિયમ ઉપર કામ કરવામાં આવતું નથી-અંગ્રેજ સરકારની નેમ અમલ ચલાવવા કરતાં આગળ વધારો કરવાની લોકોની શક્તિને ખીલવવા તથા તેની ખાએશ મંડળીના ઉતરતા વર્ગને ઉંચી પાયરીએ ચડાવવા તથા રૈયતને અમલ કર-નારની પદ્દીએ ચડાવવાની છે. "માયા તથા આકાશી પ્રકાશ અમને માર્ગ દર્શક છે." એ નિયમ ધ્યાનમાં રાખી અમો કામ કરીએ છીએ કે જે નિયમ જે મહારાણીની સત્તા સામે બળવો ઉઠાવવામાં આવ્યો હતો અને જે બળવાને તલવારની મદદથી બેસાડી દેવામાં આવ્યો હતો તે મહારાણી તરફથી બહાર પાડવામાં આવેલા ઢંઢેરામાં કે જે ઢંઢેરો તમને મળેલા "મે-ગનાચાર્ટા" જેવો છે, તેમાં સમાવવામાં આવ્યો છે. માણસ જાતના વિચારો ત્રણ ઉમદા બા-બતો પર દોડે છે. તે ત્રણ બાબતો કુટુંબ, પ્રજા તથા માણસજાત છે. હિંદુ તથા ગ્રીક રા-જકર્તાઓ કુટુંબનો વિચાર રાખતા હતા, રોમન શહેનશાહત પ્રજાનો વિચાર ધરાવતું હતું પણ

અંગ્રેજી પ્રજા સમગ્ર માણસજાતનું ભલું કરવાના સર્વેથી ઉમદા વિચારો કબૂલ રાખે છે. હું તમને કહી સંભળાવવાની હિમ્મત કરૂં છું કે ઇશ્વરની કુદરત ઉપરથી અંગ્રેજી પ્રજાએ માણસ જાતનું ભલું કરવાનો વિચાર મેળવ્યો છે; મરહુમ મહારાણીના રાજ્ય નીચે હિંદુસ્થાનમાં જે ધારાઓ બાંધવામાં આવ્યા હતા અને જે કારભાર ચલાવવામાં આવ્યો હતો તે બતાવે છે કે તે નામદાર પોતાના અમલ નીચે આવેલી રૈયતનું ભવિષ્ય સુધારવાનું કાર્ય સર્વેથી અગત્યનું ગણતાં હતાં. નબળાઓને રક્ષણ આપવું કાયદાની નજરથી સર્વેને એક સરખાં જોવાં, ઇનસાફ આપવો તથા જે કંઇ કાયદા થાય તેમાં તેમજ યોગ્ય વખતે સારી રીતે રાજકારભાર ચલાવવાના કામમાં સર્વેને સામાન્ય ભાગ આપવો એ અંગ્રેજ સરકારે પોતાની સન્મુખ રાખેલી નેમો છે."

## ( છ. ) ઉમદા નેમથી કામ કરતા કૉન્ગ્રેસવાળા.

આ ઉંચી નેમો ધ્યાનમાં રાખીને લૉર્ડ કરઝને પોતાના સ્વદેશીઓની સારી નિષ્ઠા, ઉમદા વિચારો તથા પ્રમાણિક નેમો ઉપર વિશ્વાસ રાખવાની આપણને જે અરજ કરી છે તે અરજ આપણે સ્વીકારીએ છીએ પરંતુ આપણે પણ ત્યારે સામી અરજ કરી શું કે આ ઉમદા કામમાં મદદ કરવાની અમને પરવાનગી આપવાની અમે માગણી કરીએ ત્યારે પણ લૉર્ડ કરઝન તથા તેના સ્વદેશીઓએ વિશ્વાસ રાખવો કે અમે કૉન્ગ્રેસવાળા પણ ફરજ, સ્વદેશાભિમાન તથા વફાદારીના જુસ્સાથી કામ કરીએ છીએ.

## ( ज ) સમાપ્તિ.

ગૃહસ્થો ! હું વળી તમને છેવટે અંતઃકરણથી આવકાર આપું છું કે જે આવકાર સાથે જે આગળ બન્યું છે તે માટે આભારની તથા ભવિષ્ય માટે ઉંચી આશાઓ ભેળવાએલી છે તથા તેનીજ સાથે "ખંત તથા સંતોષ" એ સદ્ગુણો તમારી દ્રષ્ટિ સન્મુખ હું ધરૂં છું–કવિ લૉંગફેલોના નીચેના સાદા પણ ઉત્તમ શબ્દો ટાંકી હવે હું મારૂં બોલવું સમાપ્ત કરૂં છું:—

"આપણે જાગ્રત થઇ ભવિષ્યમાં ગમે તે કામ કરવા માટે મહેનતુ બનવું જોઇએ છીએ. ધારેલી ઉમેદમાં પાર પડતાં, તેમજ ધારેલું કામ કર્યા જતાં મહેનત કરતાં અને ધિરજ રાખતાં આપણે શીખવું જોઇએ છીએ."

ઑનરેબલ સર ફીરોજશાહ મહેતાનું ભાષણ તાળીઓના અવાજ વચ્ચે સમાપ્ત થવા પછી કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે **સર હેનરી કૉટનની** નિમણુંક કરવા માટેની દરખાસ્ત મી૦ સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાની સુભાષિત ભાષામાં નીચેના પ્રકરણમાં આપેલા ભાષણ સાથે મૂકી હતી.

## પ્રકરણ બીજું.

### સર હેનરી કૉટનને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મી૦ સુરેંદ્રનાથ બેનરજીનું ભાષણ.

કલકત્તાના સુપ્રસિદ્ધ વક્તા મી૦ **બાબૂ સુરેન્દ્રનાથ બેનરજીએ** ચાલુ તાળીઓના ગડગડાટ વચ્ચે ઉભા થઇ **સર હેનરી કૉટનને** કાગ્રેસનું પ્રમુખપદ આપવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું હતું કે:—

**અ.** ગૃહસ્થો ! કાંગ્રેસનો પ્રમુખ ચુંટી કહાડવાની મારે જે દરખાસ્ત મૂકવાની છે તે મને ઘણો હર્ષ આપનારી છે. મારી ખાત્રી છે કે તે દરખાસ્તને તમો ઘણાજ હર્ષથી વધાવી લેલેશો. તમારી તેમજ મારી તરફથી હું એવી દરખાસ્ત મૂકું છું કે **સર હેનરી કૉટન** (તાળીઓ) ને વીશમી હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે ચુંટી કહાડવો. માનવન્ત ડેલીગેટો ! જાહેર ફરજ અદા કરતાં જ્યારે તેની સામે મજબૂત અંગત લાગણી જોડાઇ હોય છે ત્યારે તે ફરજ બજાવવાના તેના આનંદમાં ઓર વધારે થાય છે. આજે આ જાહેર ફરજ બજાવતાં મારા પોતાના સંબંધમાં પણ તેવોજ પ્રસંગ બન્યો છે. **સર હેનરી** કાટનને હું આજ કાલથી નહિ પણ ત્રીશ વર્ષથી સારી પેઠે ઓળખું છું. એ ત્રીશ વર્ષ દરમ્યાન મે તેને મારા એક ગાઢા અને અંગત મિત્ર તરીકે ઓળખ્યો છે; એ ત્રીશ વર્ષ દરમ્યાન મેં તેને એક સરકારી અમલદાર તરીકે, સરકારી અમલદાર વર્ગની બહારના ગૃહસ્થ તરીકે, જાહેર રંગભૂમિ ઉપરના એક પાત્ર તરીકે, તથા એક પ્રાંતના હાકેમ તરીકે પણ મેં તેને એ લાંબી મુદતમાં જોયો છે. **સર હેનરી કાટનની** આ આખી કારકીર્દિ દરમ્યાન તેની નેમ હિંદીઓની તન મનથી સેવા કરવાની, લોકોને બ્રિટિશ હાકેમ વધારે રૂચીકર થઇ પડે તેમ કરવાની તથા રાજકર્તા પ્રજા અને તાબેદાર પ્રજા વચ્ચે વધારે મિત્રાચારી ભરેલા સંબંધ પેદા કરવાની હતી. (તાળીઓ) **સર હેનરી** કાટનની એજ ઇચ્છા છે કે સરકારની પાસે પોતાની રાજનીતિમાં એવો યોગ્ય ફેરફાર કરાવવો કે જેથી હાલમાં તેને માટે જે નાપસંદગી તથા અવિશ્વાસ છે તેની જગાએ પસંદગી અને વિશ્વાસ પેદા થાય. સર હેનરી કૉટનની આ નેમ હમેશા કાયમ રહી છે; પોતે સરકારી અમલદાર છતાં પોતાની એ નેમમાંથી તે કદી ડગ્યો નથી; જો કે તેને માટે અનેક સારી નરસી વાંતો બોલાઇ હતી અને તેણે તે માટે ચોક્સ મંડળની ઇતરાજી પણ પોતાને માથે વહોરી લીધી હતી, એટલુંજ નહિ પણ તે નેમને વફાદાર રહેવા માટે પોતાની સરકારી નોકરોના સંબંધમાં આત્મ ભોગ આપતાં પણ તે અચકાયો નથી એ પ્રમાણે તેણે એવી તો નૈતિક શૂરવીરતા ( મૉરલ હીરોઇઝમ ) બતાવી આપી છે કે જે માટે આપણે બીજી કોઇ પણ બાબતમાં કદિ તે કરતાં વધારે વખાણ કરી શકીએ નહિ. ( જોસ ભેર તાળીઓ. ) સરકારી અમલદારોનાં મંડળના સામાન્ય વિચારોથી તે તે મંડળમાંનો એક હોવા છતાં તે એટલો તો વધારે આગળ ગયો છે કે જેને માટે આપણને આશ્ચર્ય થાય છે; જેઓ લોકોના કલ્યાણ સારૂ આત્મભોગ આપવા માટે પ્રખ્યાત થઇ ગયા છે તેઓની પંક્તિમાં તે ગણાવા લાયક થઇ પડ્યો છે.

**બ સરહેનરી કૉટન બેંગાલમાં**—સરહેનરી કૉટન જ્યારે બેંગાલમાં હતો ત્યારે તે પ્રજા ઉપર બારે અસાધારણ લાગવગ ધરાવતો હતો તેનું ગુપ્ત કારણ શું હતું ? તે કારણ એજ હતું

કે તે અંતઃકરણથી પ્રજાપર પ્રીતિ રાખતો હતો તથા તેનાપર વિશ્વાસ રાખીને કામ લેતો હતો જેથી પ્રજા પણ તેના પ્રત્યે ઉત્સાહથી પ્રીતિ અને વિશ્વાસની લાગણી બતાવતી હતી. બેંગાલા ઇલાકાના સનંદી અમલદારોમાં કોઇ પણ અમલદાર સર હેનરી કૉટન જેવો પ્રજાપ્રિય થવા ભાગ્યશાળી થયો નથી એમ જ્યારે હું કહું છું ત્યારે હું તેમાં અતિશયોક્તિ કરૂં છું એમ તમારે ધારવું નહિ સર હેનરી કૉટન નોકરીમાંથી મુક્ત થયો છે તેથી તે હિંદના ભલા માટે હવે વધારે વખત મેળવી શકે છે; એ આપણે માટે સદ્‌ભાગ્યની નિશાની છે. બેંગાલીઓની સર હેનરીકૉટન ઉપરની પ્રીતિ કંઇ ઓછી નથી; બેંગાલીઓની પ્રીતિએ સર હેનરી કૉટનની જાત માટેના તથા તેના અંતઃકરણ અને મનના અનેક સદ્‌ગુણો માટે કાયમના માનની લાગણીનું રૂપ લીધું છે. ( તાળીઓ. )

**ક. બેંગાલના રાજકર્તા તરીકે નિમણુંક કરવાની ઇચ્છા**—જો હિંદના રાજ્ય કારભારમાં અમારા બેંગાલીઓનો હાથ હોત તો અમે સર હેનરી કૉટનને ક્યારનોએ એકમતે બેંગાલના રાજકર્તા તરીકે ચુંટી કહાડયો હોત. ( જોશબંધ તાલીઓ. ) તે ઇન્સાફી વૃત્તિનો, પ્રજામતને માન આપનારો તથા આપખુદ અમલદારોની સામે થઇ તેઓના જુલમના ભોગ થઇ પડેલા લોકોના હકનો હિમાયતી હોવાથી બીજા કોઇ પણ મનંદી અમલદાર કરતાં તેજ બેંગાલનો લેફટેનેન્ટ ગવર્નર થવાને વધારે લાયક હતો. કોઇ પણ જાતની લાગવગની કે પોતાના પગાર અથવા હોદ્દાના વધારાની લાલચથી કદિ પણ દોરવાઇ નહિ જતાં તેણે એક સરખા ઇન્સાફનું ધોરણ સ્વચ્છ રાખ્યું હતું કે જે ઇન્સાફનું ધોરણ ઉંચું તથા સ્વચ્છ રાખતી બ્રિટિશ શહેનશાહતની મુખ્ય રાજનીતિ હોવાનું હિંદના વૉયસરૉય લાર્ડ કરઝને જણાવ્યું હતું અને તેથી કરીનેજ આગલા વખતમાં બ્રિટિશ શહેનશાહતની વૃદ્ધિ તથા ઉન્નતિ થઇ હતી. પરંતુ હાલમાં તે ઇન્સાફ ઘણા અંગ્રેજ અમલદારો તરફથી વારંવાર વીસારી મેલવામાં આવે છે જેનો સર હેનરીએ પુનરોદ્ધાર કર્યો હતો આસામની ચાના બગીચાઓમાંના કામદારો ઉપર બગીચાના માલીકો તરફથી ગુજારવામાં આવતા જૂલમમાંથી મુક્ત કરવા તેણે ઘણી મોટી લડત ચલાવી હતી. તે સત્યનો એટલો તો પ્રેમી હતો કે તે તેનાથી મોટાઓની ખુશામત કરવાનું જાણતો નહોતો. તેને પોતાના સત્ય વિચારોની ખાત્રી એક ભારરૂપ હતી અને હોદ્દામાં વૃદ્ધિ કરવા માટે પોતાના ઉપરી અમલદારોને મળતા આવતા પોતાના વિચાર કરી દેવાનો હુન્નર તેને કદિ આવડતો નહોતો. ( હસાહસ તથા હર્ષનાદ. ) તે તો પોતાના વિચારો તથા સિદ્ધાંતો નિડરપણે ફેલાવતો હતો; તેની એ બધી બાબતો તેને ચડતો હોદ્દો મેળવવાની નાલાયકાતોજ હતી. ( વધારે હસાહસ. ) એ કારણથી સરહેનરી કૉટનના હાથમાંથી ચડતો હોદ્દો મેળવવાની તક ચાલી ગઇ. સરહેનરી કૉટને હિંદીઓના ભલા માટે આપેલા આત્મભોગને લીધે આપણા અંતઃકરણના છેક અંદરના ભાગ સુધી તેને માટે આપણને માન ઉપજ્યું છે. તેણે આપણા દેશની જે સેવા કીધી છે તે આપણે ઉપકાર સાથે યાદ કરીએ છીએ. હિંદી અંગ્રેજ અમલદારોમાં તે એક સૌથી ચળકતો હીરો છે. ગૃહસ્થો ! હવે હું વધુ બોલીને તમને કંટાળો આપીશ નહિ. (આ વખતે ચોતરફથી 'ના, ના, ના" તથા "ચાલુ રાખો, ચાલુ રાખો." ના આવાજથી કૉન્ગ્રેસ મંડપ ગાજી રહ્યા હતો. )

**મી૦ સુરેન્દ્રનાથ**:—પણ હું કંઈ હદપારના લાંબા વખત સુધી તો બોલી શકું નહિને ?! ( ભારે હસાહસ. )

આગળ ચાલતાં બાબુ સુરેન્દ્રનાથે જણાવ્યું કે હવે હું બેજ મિનિટ વધારે બોલી શકીશ. હાલમાં અણીને વખતે સર હેનરી કૉટને આપણા દેશની સારી સેવા બજાવી છે. હાલમાં જ્યારે

લોકોમાં નિરાશાની લાગણી ફેલાવા લાગી હતી અને પ્રજાકિય હિલચાલમાં ઠંડા પડવાની વૃત્તિ દેખાતી હતી ત્યારે તેણે આપણને પોતાના શબ્દોથી ઉત્તેજન આપ્યું છે તથા ભવિષ્યને માટે સારી આશા રાખવા જણાવ્યું છે. હાલની સરકારે પ્રજાને પાછળ હઠાવવાની રાજનીતિ હાથમાં લીધી છે ખરી પણ આપણે યાદ રાખવું કે પ્રજા આગળ વધવાની સાથે તેવી રાજનીતિ પણ દેખાવ આપે છે. બલકે પ્રજા આગળ વધે છે તેની તે એક નિશાની છે. પ્રજાને પાછળ હઠાવવાની રાજનીતિમાં જે તત્વો છે તે એની મેળે ખલાસ થઇ જશે અને તે પછી સુધારા વધારાનાં તત્વો મજબુતી પકડશે તથા તેનીજ ફતેહ થશે એમાં કંઇ શક નથી. હિંદી સરકારનો એક મોટો જોખમદાર અમલદાર કે જે એક મોટા—આસામ પ્રાંતના હાકેમના મોટા હોદ્દાપર હતો તેણે આપણા પ્રમુખ થવાનું સ્વીકાર્યું છે તેજ એક અર્થસૂચક બીના છે; જે બતાવી આપે છે કે જેઓપર સરકારનો વિશ્વાસછે તેઓ કૉન્ગ્રેસને એક વાજબી વલણ ધરાવનારૂંજ મંડળ નહિ પણ સઘળા અંગ્રેજ બચ્ચાઓની તેના હેતુઓ પ્રત્યે દિલસોજી હોવા લાયક મંડળ છે એમ માને છે.

( ૬ ) **સર હેનરી કૉટન પાર્લામેન્ટમાં.**—સર હેનરી કૉટનની સરકારી અમલદાર તરીકેની કારકીર્દિ તો પૂરી થઈ છે પણ હવે તેને માટે તેના કરતાં પણ વધારે સારી કારકીર્દિનો માર્ગ ખુલ્લો થયો છે. હોદ્દાપરથી છુટા થયા પછી તેણે સરકારનાં અનેક કામોપર યોગ્ય ટીકા કરી આ દેશની ઉત્તમ સેવા કીધી છે. નામદાર શહેનશાહના રાજ્યાભિષેક પ્રસંગે લંડનમાં ગએલા હિંદી રાજવંશીઓનો પરોણાગતનો ખર્ચ હિંદને માથે નાખવાની તજવીજ કરી જે દુ:ખદાયક નીચપણું બતાવવામાં આવ્યું હતું તે સર હેનરી કૉટને ઉઘાડું પાડયું હતું. એ ખર્ચ હિંદની તિજોરીને માથે પડતું અટકવાનું મુખ્ય કારણ તેણે ઇંગ્લાંડની તીજોરીમાંથી તે આપવા માટે કીધેલો ચાલુ આગ્રહજ હતો. તિબેટમાં મોકલવામાં આવેલા મીશન સંબંધી તેણે જે કામ કીધું છે તે જાણીતુંજ છે. આપણને વધારે આનંદ ઉપજવાનું કારણ એ છે કે તેને પ્રથમ નોટિંગહામના લિબરલો તરફથી પાર્લામેન્ટની આમની સભા માટે ઉમેદવાર તરીકે પસંદ કરવામાં આવ્યો હતો; [ જોસભેર તાળીઓ. ] જેને માટે આપણે તે પરગણાના લિબરલોના આભારી થયા છીએ તથા અંત:કરણથી આશા રાખીએ છીએ કે નવી ચુંટણીમાં તે ફતેહમંદ થાય. [ હર્ષનાદ. ] જ્યારે તે પાર્લામેંટનો સભાસદ થશે ત્યારે તેને આપણે પૂર્વનોટિંગહામનોજ નહિ પણ આખા હિંદુસ્તાન તરફનો પ્રતિનિધિ ગણીશું. [ જોસભેર તાળીઓ. ) સાહેબો ! આગલા હિંદી પ્રધાન સર ફાઉલરે જણાવ્યું હતું કે પાર્લામેન્ટનો દરેક સભાસદ હિંદ તરફનો પ્રતિનિધિ છે; પરંતુ હું તેના મત સાથે મળતો થતો નથી, કેમકે જો તેમજ હોત તો હિંદુસ્તાનની સ્થિતિ અત્યાર આગમચ ક્યારનીએ બદલાઇ ગઈ હોત; [ હસાહસ. ] તથા હિંદના વાર્ષિક આવક ખર્ચનો અડસટો જે પાર્લામેન્ટમાં ખાલી બેઠકો—બાંકો પાસે રજુ કરવામાં આવે છે તેથી કંઇક જુદુંજ થતું હોત. [ હસાહસ. ) સર હેનરી કૉટન પાર્લામેન્ટને પોતાના હિંદના અનુભવનો લાભ આપશે તથા હિંદના દરેક લાભ સંભાળશે એવી આપણી પૂર્ણ ખાત્રી છે. ગૃહસ્થો ! છેવટે હું આશા રાખું છું કે તમે સર હેનરી કૉટનને આજની સભાનું પ્રમુખપદ આપવાની મારી દરખાસ્તને એકમતે ખરા અંત:કરણની ઉલટથી ટેકો આપશો. [ આ દરખાસ્ત શ્રોતાઓએ તાળીઓ તથા હર્ષનાદોના ચાલુ ગડમડાટ વચ્ચે વધાવી લીધી હતી.]

---

## બાબુ સુરેન્દ્રનાથની દરખાસ્તને આપેલો ટેકો.
## ઑ૦ મી૦ શંકર નેયરનું ભાષણ.

મદ્રાસવાળા ઑનરેબલ મી૦ શંકર નેયરે ઉપલી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું હતું કે:—ગૃહસ્થો ! મારી પહેલાં બોલનાર મી૦ સુરેન્દ્રનાથ બેનરજીએ એટલી સુભાષિતપણે પોતાની દરખાસ્ત મૂકી છે કે મારે માટે તે બાબતમાં વધારે બોલવાનું રહેવા દીધું નથી; તેથી મારે જે કંઇ બોલવાનું છે તે માત્ર ટુંકામાંજ જણાવીશ. મારે કહેવાની જરૂર નથી કે સર હેનરી કૉટનનો હિંદુસ્તાન સાથેનો સંબંધ આજકાલનો નહિ પણ આ શહેર સાથે તેનો સંબંધ પેઢી દર પેઢીથી ચાલતો આવ્યો છે. એ સબબને લીધે તેને આપણે આપણા એક સ્વદેશી તરીકે ગણવાનો હક છે. ( તાલીઓ. ) અમે મદ્રાસીઓ હિંદુસ્તાનનું ભલું કરનારાઓની કદર જાણવામાં કંઈ બેંગાલીઓ કરતાં પછાત નથી. હું તમને ખાત્રી આપીશ કે આજના આપણા નીમવામાં આવેલા પ્રમુખના ઉંચા સદ્‌ગુણો તથા તેણે આપણા દેશની કીધેલી સેવાને અમે આભારની લાગણી સાથે યાદ કરીએ છીએ. ( તાલીઓ. ) ગૃહસ્થો ! હવે હું તમારો વધારે વખત નહિ લેતાં તમારી પાસે મૂકવામાં આવેલી દરખાસ્તને અંતઃકરણથી ટેકો આપી હું મારી બેઠક લઉંછું. ( જોશભેર તાલીઓ. )

---

## બાબૂ સુરેન્દ્રનાથની દરખાસ્તને આપેલું અનુમોદન.
## મી૦ પંડિત મદનમોહન માલવીએનું ભાષણ.

પંડિત મી૦ મદનમોહન માલવીએ મી૦ સુરેન્દ્રનાથ બેનરજીની દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું હતું કે:—ગૃહસ્થો ! આ દરખાસ્તને અનુમોદન આપવા ઉભા થતાં મને મોટો આનંદ થાય છે; પરંતુ તમને સર હેનરી કૉટનનું ભાષણ સાંભળવાને ઘણા આતુર થએલા જોઉં છું તેથી હું તમારો વધારે વખત રોકીશ નહિ પરંતુ મારા મગજમાં આવેલા એક વિચારને તમારી પાસે રજુ કરવા ઇચ્છું છું. આ દેશની બજાવેલી સેવા માટે જે સનંદી નોકરોને હિંદુસ્તાન આભારી છે તેમાં મી૦ હ્યુમ, (તાલીઓ.) સર વિલિયમ વેડરબર્ન, (તાલીઓ.) તથા આજે પ્રમુખપદ લેનાર સર હેનરી કૉટનનાં નામો ખુલ્લી રીતે પ્રકાશી રહ્યાં છે. મારી ખાત્રી છે કે હિંદી સનંદી નોકરીમાંના ઘણા અંગ્રેજ અમલદારો આપણા હિંદીઓ તરફ દિલસોજી ધરાવે છે તથા તેઓથી જો આપણા આ મેળાવડામાં સામેલ થઈ શકાતું હોય તો અત્રે હાજર થઈ આપણી હિલચાલ સાથે પોતાની દિલસોજી બતાવવાને તે ચૂકે નહિ; પરંતુ તે સરકારી નોકરો હોવાથી તમે જાણોછો તેમ તેઓ આ મેળાવડામાં ભાગ લઈ શકતા નથી, છતાં આપણે આશા રાખીશું કે અત્રે હાજર થએલા સર હેનરી કૉટન તથા સર વિલિયમ વેડરબર્નની પેઠે સરકારી નોકરીમાંથી છુટા થયા પછી આપણી તરફ દિલસોજી ધરાવનારા ઘણા સનંદી નોકરી વાળા અમલદારો આપણી હિલચાલમાં ભાગ લઇ પોતાના હાથ નીચેના લોકોના મળેલા અનુભવનો લાભ તે આપણને આપવા ચૂકશે નહિ, તેમજ ગરીબ હિંદના ભલા માટે અને ઇંગ્લાંડની કીર્તિ વધારવા માટે પોતાથી બનતો ભાગ આપશે. ( જોશભેર તાલીઓ. )

## તાલીઓના ગડગડાટ વચ્ચે પાસ કરવામાં આવેલી દરખાસ્ત.

પછી ઑનરેબલ સર ફીરોજશાહ મહેરવાનજી મહેતાએ સભામાં દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું હતું કે:—"તમારી પાસે એક નિયમની ખાતર આ દરખાસ્તને બહાલી આપવા માટે હું રજુ કરું છું: જો કે તે ખાસ રજુ કરવાની હું જરૂર જોતો નથી, કેમકે મારી ખાત્રી

છે કે તમે એ દરખાસ્તને એકમતે તાળીઓના અવાજોથી વધાવી લેવાને તૈયાર થઇ રહ્યા છો. ( સભાએ જોસભેર તાળીઓના અવાજથી ઉપલી દરખાસ્તને એકમતે પાસ કીધી હતી.)

### પ્રમુખ સર હેનરી કૉટનને હારની ભેટ.

સર હેનરી કૉટન પ્રમુખપદે બિરાજતાંજ ઑનરેબલ સર ફીરોજશાહ મહેતાએ જયપુરવાસી એક ગૃહસ્થ તરફથી આવલો ઉંચી કારીગરીનો એક સુંદર હાર હાથમાં લઇ ઉંચો કરી સર્વને બતાવી પ્રમુખને ભેટ કીધો હતો. આ હારને સોનેરી દોરીઓથી ગુંથી તેમાં વિચિત્ર કારીગરીથી ગુલાબનાં ફૂલોની આકૃતિઓ જોડેલી હતી તથા નીચે સોનેરી ગુચ્છાઓનો બુટ્ટો બનાવ્યો હતો. આ સુંદર હાર સર ફીરોજશાહે સર કૉટનના ગળામાં હસ્તે મુખે પહરાવ્યો હતો, જે પહેરીનેજ પ્રમુખે પોતાનું ભાષણ કર્યું હતું એટલુંજ નહિ પરંતુ મુંબાઇથી જતાં સુધી તેમણે તે હાર પોતાના ગળામાં પહેરેલોજ રાખ્યો હતો.

### કૉંગ્રેસ પ્રત્યે દિલસોજીના સંદેશા.

ઑનરેબલ સર ફીરોઝશાહ મહેતાએ જણાવ્યું હતું કે:—આપણા કામ પ્રત્યે દિલસોજી બતાવનારા તારના સંદેશા તથા પત્રો હિંદુસ્તાનના સઘળા ભાગો તરફથી મળ્યા છે, કે જે સઘળા વાંચી સંભળાવવાનો હાલમાં વખત નથી પરંતુ તમો ધિરજ રાખશો તો વીશમી હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસના હવે પછી છપાઇ પ્રકટ થનારા રિપોર્ટમાં તે સઘળા તમે વાંચી શકશો. ( હસાહસ . )

## પ્રકરણ ત્રીજું.

### ગુજરાતીઓ તરફની કોંગ્રેસને ભેટ. મી. ઇચ્છારામ સુર્યરામ દેસાઇનું ભાષણ.

ગુજરાતી પત્રના અધિપતિ અને માલિક તરફથી પોતાના પત્રદ્વારા ઉઘરાવેલા ફંડમાં ભેગા થએલા છત્રીસો રૂપીઆ કૉન્ગ્રેસ ફંડમાં ભરવામાં આવેલા જાહેર કરવા મી૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ તરફથી નીચેનું ભાષણ કરવામાં આવ્યું હતું:—

પ્રમુખ સાહેબ ! મારા ગુજરાતી પત્ર તરફથી હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસને મદદ કરવા માટે ઉઘાડવામાં આવેલા ફંડમાં સંખ્યાબંધ નાણાં ભરનારાઓ તરફથી આવકાર દેનારી કમિટીના પ્રમુખના હાથમાં ત્રણ હજાર છસો રૂપીઆ ભરેલી આ એક થેલી મુકવાની હું રજા લઉં છું. એ થેલીમાં ત્રણ હજાર રોકડા રૂપિઆ તથા છસો રૂપિયાનો ચેક છે. મને કહેવાની રજા આપશો કે આ રકમ નાની નાની ભગએલી રકમોથી બનેલી છે જેમાં કેટલીક તો છેક એક આના જેટલી નાની છે. આ સંખ્યાબંધ આના ગુજરાતના સામાન્ય લોકો તરફથી આવ્યા છે; તેઓ પૈસાદાર નહિ હોય છતાં સાહેબ ! હું હિમ્મતથી કહીશ કે તેઓ કૉન્ગ્રેસ માટે મોટો ઉત્સાહ ધરાવે છે અને કૉન્ગ્રેસના ઉમદા હેતુ તથા મતલબો તેઓ પૂરેપૂરી સમજે છે અને જેની કોશિષો કે જેમાં તમારી પોતા તરફની, સર વિલ્યમ વેડરબર્ન, મી. હ્યુમ તથા મી૦ દાદાભા-

ઇની પણ આવી જાય છે, તેની કદર તેઓ અંતઃકરણથી પીછાને છે, હું તમને આ થેલી ભેટ કરૂં છું તથા અરજ કરૂં છું કે જે રકાબી ઉપર આ થેલી મૂકવામાં આવી છે તે રકાબી તમો તમારા પ્રમુખપદના ઇતિહાસીક બનાવની યાદગીરી તરીકે સાચવી રાખશો.

ઉપલી રકમ ઑ૦ સર ફીરોજશાહ મહેતાએ કોન્ગ્રેસ તરફથી સ્વીકારી હતી તથા "ગુજરાતી" પત્રના અધિપતિ તરફથી ઉપલા ફંડ સાથે આપવામાં આવેલી સુંદર નકસીની રકાબી તથા જે થેલીમાં એ રકમ મૂકવામાં આવી હતી તેથે પ્રમુખ સર હેનરી કૉટનને ભેટ કીધી હતી.

## ચાંદીની રકાબી તથા થેલીની માર્મિક અને ઉત્તમ કારીગરી.

ચાંદીની ઉપર જણાવેલી રકાબી મેશર્સ મોતીલાલ ડાહ્યાભાઇની કુંપનીએ બનાવી હતી, તથા જે થેલીમાં નાણું ભરવામાં આવ્યાં હતાં તે થેલી મેશર્સ કલ્યાણ મોતીની કંપનીએ પ્રમુખને ભેટ આપવાને બનાવી હતી, જે સુરતી લાલ રંગના કીનખાબની બનાવટ હતી અને તેની આકૃતિ સોળ પાંખડીનાં કમલફૂલના જેવી રાખી હતી. પાંખડીના છેડાઓ ઉપર કોન્ગ્રેસના ખાસ રંગ—ભૂરા રંગની લીટી પાડેલી છે તથા છેડાપર રૂપેરી વાદળું આવવાથી જ્યારે તે થેલી ખોલવામાં આવે ત્યારે જુદોજ દેખાવ તથા શોભા આપે છે. એ થેલીને ઉઘાડવા તથા બંધ કરવા માટે કસબી દોરીઓ પીતલની કડીઓમાં બેસાડીને થેલીમાં પરોવવામાં આવી છે. દોરીના બે છેડા સોનેરી રૂપાના બાદલાના ગુચ્છાદાર ફુલોના રાખવામાં આવ્યા છે. અને રકાબીમાં **હિંદ અને તેનું રાજચિન્હ** તેમજ એક મોટો બળદ અને તેની પછવાડે સૂર્ય દેખાતા હતા. ચિત્રકારની કલ્પના ખરેખર ઉત્તમ હતી. વીશમી પ્રજાકિય સભાના મંગળ દિવસના પ્રાતઃકાળે મહાદેવી હિંદ નગાધિરાજ હિમાલયના સુંદર શિખરપર શાંતપણે ઉભી રહેલી જણાતી હતી. મહાદેવી હિંદના શરીરપર એક સાદી ચોળી અને સાડી તથા જુજ અલંકારો જોવામાં આવતા હતા. તેમની ભવ્ય મૂર્તિના મુખ કમલપર કંઇક હર્ષની તેમજ કંઇક ખિન્નતાની મુદ્રા જણાતી હતી. છતાં તેણે અલૌકિક સુખ અને ભવ્ય પ્રતાપ અનુભવેલો છે એમ પણ તે ઉપરથી સૂચવાતું હતું. તેમના હાથમાં હિંદના રાજચિન્હના સ્વસ્તિકવાળો એક સુંદર ધ્વજાકાર ભગવો ઝુંડો અને ત્રિશળ હતાં. આ સ્વસ્તિક—સાથિયાનાં ચાર પાંખડાં (૧) **સંતત પ્રવૃત્તિવાળી જાગૃતિ,** [૨] **સંપ,** [૩] **હિમ્મત અને** [૪] **દયાથી મિશ્રિત બુદ્ધિયુક્ત ડહાપણ** દર્શાવતાં હતાં. ઇ. સ. ૧૮૯૬ માં 'હિંદમાંના પોતાના મિત્રોને મી૦ એ૦ ઓ૦ હ્યુમે જે સંદેશો મોકલ્યો હતો તેનો ઉદ્દેશ પણ એજ હતો. આ શુભ ઝુંડા-વાવટા નીચે રહીને હિંદના પુત્રો પોતાના રાજદ્વારી હકો કાયદાસર લડત ચલાવીને પ્રાપ્ત કરવાની આશા રાખે છે. મહાદેવી હિંદ પણ આ વાવટા નીચે શાન્તપણે ઉભી રહી પોતાના પુત્રોની મહા દશાઓને તેમજ રાજદ્વારી સુધારાઓ અને હકો પ્રાપ્ત કરવાની વૃત્તિને સરળપણે સફળ થએલી જોવાને ઇચ્છતી સામે બેઠેલો જર્જરીત ચામડીવાળો છતાં પણ શાંત અને કદાવર જણાતો નંદી જોઇ રહી છે. આ નંદી તે હિંદના કરોડો મૃગા—પશુનીજ અવસ્થા ભોગવતા પુત્રોનું સૂચન કરે છે અને તે પોતાના મુખમાં ધૈર્યરૂપી ચારો ચાવી રહ્યો છે તથા આશાવંત નજરે મહાદેવીના હસ્ત કમળમાંના સ્વાસ્તિક—સાથીઆ વાળા ઝુંડા-વાવટાને જોઇ રહ્યો છે. તુરતનોજ ઉદય થતો સૂર્ય હિમાલયના બરફથી ઢંકાએલા શિખરોને પોતાના નવા કિરણોથી પ્રકાશમાન કરતો વીશમી કૉન્ગ્રેસદ્વારા પ્રકટ કરવામાં આવતી હિંદી પ્રજાની ઉગતી આશાઓનું સૂચન કરે છે. મહાદેવી હિંદના ચરણ કમળ પાસે ઉપર કહેલી રકાબીમાં ઉપલી સુંદર સુરતી કિનખાબની થેલી સુવર્ણ મહો-

રોથા ભરેલી તેના માતૃભક્ત, રાજ્યભક્ત અને સેવામાં આરક્ત પુત્ર ગુજરાતીના અધિપતિ તરફથી અર્પણ કરવામાં આવી છે.

**સર હેનરી કૉટનને ભેટ આપેલી રકાબી ઉપર કોતરેલો મુદ્રાલેખ.**

સરહેનરી કૉટનને જે રકાબીનું ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તે રકાબી ભેટ આપી તેના પર નીચે પ્રમાણે એક લેખ કોતર્યો હતો.

THE 20TH INDIAN NATIONAL CONGRESS.

**BOMBAY 1904.**

**SIR HENRY COTTON K. C. S. I.**

*PRESIDENT.*

**FROM THE.**

READERS OF THE GUJARATI.

## પ્રકરણ ચોથું.

### પ્રમુખ સર હેનરી કૉટનનું ભાષણ.

( ૧ ) હિંદી પ્રજાકિય કૉંગ્રેસના ડેલીગેટો ! સન્નારીઓ ! અને ગૃહસ્થો ! આ ખુરશી-પર મારી પહેલાં બિરાજી ગએલા એક પ્રમુખે કહ્યું છે તે બરાબર છે કેઃ—"હિંદી પ્રજા પોતાનાં એક સ્વદેશી ભાઈને વધારેમાં વધારે જે માન આપી શકે તે હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસનો તેને પ્રમુખ બનાવવાનું માન છે." મને એમ લાગે છે કે એ માન જ્યારે તમારી પોતાની કોમ અથવા દેશને લગતા નહિ એવા માણસને આપવામાં આવે ત્યારે તે વધારે મોટું થઇ પડે છે. તમે આજે પાછલા પહોરે મને જે સ્થિતિમાં મૂક્યો છે તે માટે હું સારી રીતે મગરૂર થવાનું કારણ ધરાવું છું; જો કે મારે હમેશાં જાણવું જોઇએ કે તમારો પોતાનો એક સ્વીદેશી આ હોદ્દાનું કામ વધારે લાયક તથા પુરતી રીતે બજાવી શકે અને હું જાણું છું કે હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે એક અંગ્રેજ કરતાં એક હિંદીએ બિરાજવું એ વધારે યોગ્ય થઈ પડવું જોઇએ, છતાં તમે મને અહીં આવવાના કરેલા આમંત્રણને મેં તમે મને વધારેમાં વધારે માન આપી શકો તેવું ગણ્યું છે; જો કે તેમાં મારે માટે જોખમદારી રહેલી છે તોપણ હિંદુસ્તાનની જે નમ્ર સેવા મેં બજાવી છે તેની આવી જાહેર રીતે કરવામાં આવતી કદરને લીધે મેં એ આમંત્રણ ખુશાલી અને મગરૂરીની લાગણી સાથે સ્વીકાર્યું છે.

**( ૨ ) કૉંગ્રેસનું બંધારણ—તેની મારફતે એકત્ર થએલી જૂદી જૂદી કોમો**

હિંદી પ્રજાકિય કૉંગ્રેસની આ વીશમી વાર્ષિક બેઠક છે. એ મંડલ પોતાના નામે તથા કામે પ્રજાકિય છે. આપણે અત્રે પ્રજાકિય લાભોના સવાલો વિષે વિચાર ચલાવવા તથા તેને વધારવા માટે ઉપાય યોજવા ભેગા મળ્યા છીએ. મારી પાસે બહોળી સંખ્યામાં જૂદી જૂદી કોમો, જૂદી જૂદી પંક્તિ, જૂદા જૂદા ધંધાઓ અને જૂદા જૂદા ધર્મના પ્રતિનિધિઓ ડેલીગેટો તરીકે એકત્ર થએલા હું જોઉં છું. જાણી જોઈને સગવડને ખાતર પ્રતિનિધિઓની સંખ્યાનું પ્રમાણ ચોકસ હદમાં રાખવામાં આવ્યું છે, નહિ તો તેની સંખ્યામાં હમણાં જોવામાં આવે છે તે સાથે સરખાવતાં બહુજ મોટી સંખ્યા જોવામાં આવે. અત્રે હિંદુસ્તાનના સઘળા ભાગોના રાજદ્વારી આગેવાનો એકત્ર થયા છે. પ્રજાના જે જે જગાના તમે પ્રતિનિધિઓ છો તેમનો સામાન્ય અભિપ્રાય અમુક શબ્દોમાં જાહેર કરવા તથા તે બાબતમાં સાથે મળીને કામ કરવા તમે અત્રે શક્તિમાન્ છો. તમે આ જે સ્થિતિ ભોગવો છો તે કંઇ જેવી તેવી નથી; અત્રે આખા દેશનો અવાજ તથા આખી પ્રજાનાં ભેજાં પ્રકટ થાય છે. અત્રે મારી પાસે એક મોટી પ્રજાના પ્રતિનિધિઓ મળ્યા છે. તમે જે દરજ્જો ધરાવો છો તે તમારી કોઈ યોજના નિષ્ફળ જવાથી અથવા તમારી કોઇ સલાહ ધ્યાનપર નહિ લેવાયાથી નકામો કે ઉતરતો થવાનો નથી. કચ્છ અને ગુજરાતના દોલતમંદ તથા ચાલાક દેશીઓ! વેપાર તથા બુદ્ધિબળને ખીલવનારા ધંધાઓનું સુકાન ધરાવનારા આ સુંદર શહેરના શહેરીઓ! ઉંચી સ્થિતિ અને કેળવણી પામેલા જરથોસ્તીઓ—પારસીઓ! પોતાની આગલી કારકીર્દિ અને પોતના વડીલોની કીર્તિ માટે મગરૂર થનારા ઉંચી બુદ્ધિના સ્વદેશાભિમાની મરાઠાઓ!! મદ્રાસ તરફના તિક્ષ્ણ અને ચાલાક બુદ્ધિના બ્રાહ્મણો! પેશાવરથી ચિતાગાંગ સુધી પ્રજામત કેળવનારા તથા પ્રજામત ચલાવનારા બેંગાલ તરફના ખંતીલા અને બાહોશ બાબુઓ! પંજાબ, એકત્ર પ્રાંતો અને મધ્ય પ્રાંતો તરફના પ્રતિનિધિઓ! તમારા ચુસ્ત હિંદુપણા મારફતે નહિ વર્ણવી શકાય એવી પ્રજાની એકત્ર હસ્તી ઉપર અસર નીપજાવનાર તમો હિંદુઓ! અને સરખામણીમાં સંખ્યામાં ઓછા પણ એસલામી ધર્મના ઇતિહાસમાં જે ઉમંગ, ચાલાકી અને દ્રઢતાના સદ્ગુણો હમેશાં જોવામાં આવ્યા છે તેવા સદ્ગુણો ધરાવતા એસલામી ભાઈઓ! તમે સર્વ આજે એકત્ર મળ્યા છો.

## ( ૩ ) કૉંગ્રેસનું શું કામ છે?

આ મોટી પ્રજાકિય સભામાં પ્રજા તથા સરકાર પાસે હિંદી શહેનશાહતને લગતા ઘણા ખરા સઘળા અગત્યના રાજદ્વારી, નાણાં, વેપાર, તથા ઉદ્યોગ સંબંધી સવાલોનો સમાવેશ થાય એવી રાજનીતિની એક વ્યવહારૂ યોજના મૂકવા આપણે ભેગા થયા છીએ. એવી કોઇ રાજનીતિની યોજના આ મકાનમાં નવી તૈયાર કરવાનું ગુમાન આપણે ધરાવતા નથી. એ પ્રજામત કેળવવાનું કામ આખું વર્ષ તથા વર્ષો વર્ષ વર્તમાનપત્રો તથા રાજદ્વારી મંડળો અને સભાઓ મારફતે ચલાવવામા આવે છે. જે પ્રજાકિય હીલચાલોને જન્મ આપે અને કદાચ્ જ રાજની ધારા સભાઓમાં પોતાના દેશનો અવાજ જાહેર કરવાની તક આપવામાં આવે છે તેઓના માણસો અને અભિપ્રાયોથી તે કામ ઉછરે છે. એવી સઘળી રીતે પ્રજામત બંધાય છે પ્રજાકિય રાજનીતિ ઘડાય છે અને ઘટતા વખતમાં ગળાઇને તે નક્કી સ્વરૂપ પકડે છે. જે વિચારોના સંબંધમાં દેશમાં પ્રજામત એકમત થયું હોય તે વિચારોને એકત્ર થઇને સત્તાવાર રીતે જાહેર

કરવાનું હિંદી પ્રજાકીય કૉંગ્રેસના વાર્ષિક મેળાવડાઓમાં આપણું કામ છે. એ કામને માટે આજે આપણે ભેગા થયા છીએ, કે જે કામ બજાવવા માટે આપણા કરતાં કોઈ પણ મંડળ વધારે યોગ્ય અને વધારે લાયક છે નહિ અને હોઇ શકે નહિ. *

## (૪ કૉન્ગ્રેસના પ્રખ્યાત આગેવાનો—હિંદના લાભ સાચવવાની તેમની અથાગ મહેનત.

હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસને એ પ્રમાણે જે કામ કરવાનું છે તે એ મંડળ હયાતીમાં આવ્યું ત્યારથી એક સંભાળપૂર્વક નજરે જોનાર સાક્ષી તરીકે હું જણાવીશ કે નકલ કરવા જેવી વફાદારી, દુરઅંદેશી અને મધ્યમપણાથી તે પોતાનું કામ બજાવતું આવ્યું છે. તમારી આગલી કારકીર્દિ માન ભરેલી છે. સરકારની રાજનીતિને મદદ આપવામાં તમે વધારે ફતેહ મેળવી નહિ હોય તોપણ તમારા દેશના ઇતિહાસ અને તમારા સ્વદેશીઓની ખાશિયતોને ખીલવવામાં તમે ઘણું કર્યું છે. દેશમાં તમે એક સત્તા સમાન થયા છો તથા તમારો અવાજ હિંદના એક નાકાથી બીજા નાકા સુધી સંભળાતો રહ્યો છે. તમારા માનવંતા આગેવાનો કીર્તિના મંદિરમાં પોતાની યાદગીરીને વખતે બોલાવવા શક્તિવાન્ થયા છે. ભવિષ્યની પ્રજા તમારી કીર્તિ અને યાદ આભારની લાગણી સાથે જાળવી રાખશે. એ આગેવાનોમાં સર્વથી પ્રથમ પંક્તિની પહેલી જગા હું તમારા પીરમરદ માજી પ્રમુખ બુઝર્ગ મી૦ દાદાભાઈ નવરોજી (તાળીઓ) ને આપીશ. તેઓ ચોરાશી વર્ષની વયે પોતાની જીંદગીના છેલ્લા અંતને સમયે પણ આબાદ દેશાભિમાનની લાગણી સાથે અથાગ શ્રમ તમારે માટે કરી રહ્યા છે. આપણે જેની સેવા ખોઇએ તેઓમાં પહેલો દરજ્જો મહાદેવ ગોવિંદ રાનાડે ( તાળીઓ ) ધરાવે છે; તેમના જેવા ડાહાપણ ભરી સલાહ આપનારનું મરણ હજી આપણને શોકમાં ગીરફતાર રાખનારૂં થઈ પડયું છે. મરહુમ મનમોહન ઘોસ ( તાળીઓ ) નું નામ હું ભૂલીશ નાહ; તેઓ આપણી વચ્ચે વ્યવહારૂ રીતે નવું બંધારણ કેમ ઉભું કરવું તેનું ધ્યાન ખેંચનારૂં દ્રષ્ટાંત બેસાડી ગયા છે. હજી આપણી વચ્ચે આવકાર આપનારી કમિટીના આપણા માનવંતા સરનશીન સર ફીરોજશાહ મહેતા ( તાળીઓ, ) અને આપણા પહેલા પ્રમુખ મી૦ ડબ્લ્યુ. સી. બૅનરજી (તાળીઓ. ) તેમજ નામદાર જડ્જ મી૦ બદરૂદીન તૈયબજી, ( તાળીઓ ) ના૦ જડ્જ મી૦ શંકર નૈયર ( તાળીઓ,મી૦ રોમેશચંદ્ર દત્ત,(તાળીઓ.)બાબુ સુરેન્દ્રનાથ બેનરજી,(તાળીઓ.)મેશર્સ દિનશાહ એદલજી વાચ્છા(તાળીઓ.]અને ગોપાળ કૃષ્ણ ગોખલે(તાળીએ) રહ્યા છે. વધારે નામો આપવાની શી જરૂર છે?એ સઘળાં નામો આ કૉન્ગ્રેસની છાવણીમાંજ નહિ પણ દરેક શહેર અને ગામડામાં, દરેક મહેલ અને ઝુંપડામાં ઘરગથ્થું થઇ પડયાં છે- હિંદમાં આગેવાનો તરીકે જે કામ તેઓ કરે છે તેમાં તેમને ઉત્તમ પ્રકારની મદદ કૉન્ગ્રેસની ઇંગ્લાંડમાંની બ્રિટિશ કમિટી આપે છે અને તે કમિટીમાં સર વિલિયમ વેડરબર્ન ( તાળીઓ.) જેને આજે માન આપતાં આપણને પુષ્કળ આનંદ થાય છે તથા તેથી આપણને માન મળતું ગણીએ છીએ તે તથા મી૦ હ્યુમ ( તાળીઓ. ) નું નામ હિંદી પ્રજાકિય કૉન્ગ્રેસની સ્થાપના, ખીલવણી, ફતેહો અને શિકસ્તો સાથે હમેશાં જોડાએલું રહેશે. યુનાઇટેડ કીંગડમાં ચલાવવામાં આવતા હિંદી રાજદ્વારી કામની વિગતોનું અને મુંબાઇ ઇલાકાનું જે અસાધારણ જ્ઞાન સર વિલિયમ વેડરબર્ન ( તાળીઓ. ) ધરાવે છે તે હાલના પક્ષમાં આપણને ઘણુંજ અગત્યનું છે. મરહુમ મી૦ વિલિયમ ડિગ્બી (તાળીઓ, ) બ્રિટીશ કમિટીનો સભાસદ નહોતો છતાં તે અંગ્રેજ ગૃહસ્થ હિંદના લાભો માટે અસાધારણ કાળજી ધરા-

વતો હતો; ખરૂં કહીએ તો તેણે પોતાની આખી જીંદગી હિંદના લાભો માટે અર્પણ કરી હતી; તેના મરણથી હિંદને ઘણી મોટી ખોટ ગઈ છે તે સ્વીકારવા હું ઇચ્છું છું.

## ( ૫ ) કોન્ગ્રેસના પક્ષકારોની ફરજ–ઈર્ષાની લાગણીને વચ્ચે નહિ આવવા દેવા સંભાળ રાખવાની જરૂર.

એક પ્રજાકિય હીલચાલના આગેવાનોના ગુણો ભલું કે માઠું બોલાય છતાં સબુરી, ખંત, આતુરતા અને દ્રઢતાથી કામ કરવાના છે. હું હિમ્મતથી જણાવીશ કે એવા સદ્ગુણો તમારા સરદારો ધરાવે છે. તમો તેમને માટે મગરૂર રહેવામાં વાજબી ઠરશો પરંતુ સરદારો એકલાજ ફતેહ મેળવી શકશે નહિ; જેમના તે સરદારો છે તેમણે તેમને વફાદારીથી એકત્ર થઈ ટેકો આપવો જોઇએ. તમે સઘળાઓ સરદાર થઇ શકશો નહિ; કેપ્ટનો અને જનરલો સંખ્યામાં થોડાજ હોય છે; લડાઇ કેમ ચલાવવી તેની યોજના તેઓ ઘડે છે પણ સીપાઇઓ તાબેદારી અને મર્યાદાથી કામ કરે તોજ ફત્તેહ મેળવવાની ખાતરી રાખી શકાય. હું તમને ચેતવણી આપુછું અને કોઇ પણ પ્રકારની મિત્રાચારી રહિત લાગણી ધરાવ્યા વિના કહુંછું કે માંહોમાંહેના અંટશ અને કુસંપથી નાલાયક ઇર્ષા અને તમારા જમાનાના સૌથી મોટા આગેવાનોની જીંદગી પર્યંતની લડતને ઉતારી પાડવાની નાલાયક તજવીજથી તમે મોટા જોખમમાં ઉતરશો; તમારા બંધારણમાં સમાએલી એ નબળાઇ ઉપર હું મારી આંગળી મુકુંછું. નબળાઇનાં એવાં એવાં ચિન્હો સ્વાભાવિક છે અને તમારા જેવી હીલચાલના વધારા દરમ્યાનમાં તે જોવામાં આવવાંજ જોઇએ. છતાં ધ્યાનમાં રાખવું કે એવાં જે ચિન્હો તમારી વચ્ચે જનવામાં આવે છે તે એક ભયંકર સળા જેવાં છે; તમારામાંના જેઓના હૃદયમાં દેશાભિમાનની લાગણી પ્રકાશે છે તે સઘળાઓની ફરજ છે કે મજબૂત હાથે તે ચિન્હો દાબી દઇ નિર્મૂળ કરવાં.

## (૬) અંગ્રેજ પ્રજા તથા આમની સભા ઉપરજ હિંદને ફતેહ મેળવવાનો રહેલો આધાર–લંડન કોંગ્રેસ કમિટીમાં તે માટેનો અથાગ શ્રમ.

ખરૂં છે કે જે સુધારાની હિમાયત આપણે કરીએ છીએ તે કરાવવાનો આધાર મોટે ભાગે ઈંગ્લાંડના પ્રજામતને તેમની તરફેણમાં લાવવા ઉપર રહેલો છે. આર્યલાંડનો દાખલો યાદ કરો. સુધારો કરાવવા માટે જરૂરના પાયા તરીકે પ્રથમ તે દેશના લોકોની વચ્ચે ચર્ચા જગાડવામાં આવી હતી પરંતુ તેટલાથી કંઈ ઝાઝું કરી શકાયું નહોતું; આયરીશોની ચર્ચા ઉપર ઈંગ્લાંડના લિબરલ રાજદ્વારીઓને લક્ષ આપવાની ફરજ પાડવામાં આવી અને ઈંગ્લાંડની પ્રજાના મોટા ભાગનો બળવંત ટેકો તે મેળવી શકી ત્યારેજ એ ટાપુની ભાઇબંધ પ્રજાને કાંઇ હક મળી શકયા હતા. આર્યલાંડ તથા હિંદ એ બંને દેશોને તે મેળવવાનો ઇલાજ એક સરખો છે. સુલેહ ભરેલા ઉપાયોથી તે મેળવવાનો એકલો આધાર બંન્ને દેશોના સંબંધમાં અંગ્રેજ પ્રજાપર રહેલો છે અને તેજ પોતાના અભિપ્રાયથી સરકાર ઉપર દબાણ ચલાવીને બંને દેશોના સત્તાવાળાઓની વલણમાં જાણવા યોગ્ય ફેરફાર કરી શકશે. લંડનમાંની તમારી બ્રિટિશ કમિટિના કામની કદર તમે તે બીના ઉપરથી કરી શકશો. એ કમિટીના સભાસદો તમારી તરફથી જે અથાગ લડત ચલાવે છે, પાર્લામેન્ટ, વર્તમાનપત્રો અને જાહેર ભાષણો મારફતે બ્રિટિશ પ્રજા આગળ હિંદી સવાલોની બાબતમાં હિંદી પ્રજાના વિચારો મૂકવાની જે અથાગ મહેનત કરે છે તેમની તે સેવાની કદર કરવાનાં સાધનો કદાચ્ તમો હમેશાં ધરાવતા નહિ હશો; તમે એ કમિટીને જે ટેકો આપ્યો છે તે કરતાં વધારે ઉદાર ટેકો તમારા તરફથી મેળવવાને તે યોગ્ય થઇ છે.

હિંદના મામલા વિષે પુરતું જ્ઞાન ધરાવવાની સાથે હિંદી પ્રજાની ફર્યાદો અને હાજતો માટે અંતઃકરણથી દિલસોજી ધરાવનારાઓ પાર્લામેન્ટમાં વધારે સંખ્યામાં દાખલ થવા પામે એવી કેટલી મોટી જરૂર છે તે સમજી શકાશે. આમની સભામાં હિંદી સવાલો વિષે ચર્ચા કરાવવાને જે માનવંત સભાસદો હમેશાં કોશિષ કરતા રહ્યા છે તેમના તમે ઘણા આભારી થયા છો. એવા સભાસદોમાંથી મેશર્શ ચોન અને શાર્બ્ટના નામો ખાસ કરીને હું જણાવીશ. અફસોસની વાત છે કે મી૦ કેટની સેવા આપણે ગુમાવી છે, પરંતુ મારે જણાવવાની જરૂર નથી કે હમણાંનાં આમની સભામાં હિંદ માટેનું જ્ઞાન તેમજ તેના તરફની દિલસોજી ધરાવવાની સંખ્યા માત્ર હાથના આંગળાંના વેઢાપર ગણી શકાય તેટલીજ છે. યાદ રાખજો કે જે મોટા સવાલો ઉપર હિંદનું ભવિષ્ય લટકેલું છે, તેનો છેવટનો ચૂકાદો કરાવવાનો આધાર આમની સભા ઉપરજ રહેલો છે.

## ( ૭ ) આમની સભાનો દરેક સભાસદ હિંદ માટનોસભાસદ છે એવી ઢોંગી અને ભોળવનારી વાત.

પાર્લામેન્ટમાં આપણને હિંદ માટે કામ કરનારા ઘણા સભાસદની જરૂર છે, પરંતુ તેજ વખતે હિંદ માટેના સભાસદ એ શબ્દનો ઉપયોગ ખોટે માર્ગે દોરવવા સરખો કરવામાં ન આવે તે લક્ષમાં રાખજો. તમારે તે શબ્દો ઉપર આધાર બાંધી ઠગાવું નહિ. આમની સભામાં આપણે હિંદ માટે વધારે ચર્ચા થતી સાંભળવા માગીએ છીએ. આપણે તે સભામાં એવા સભાસદોની જરૂર સમજીએ છીએ કે તેઓ હિંદને બ્રિટિશ શહેનશાહતના સર્વથી ઓછી અગત્યના નહિ પણ આગેવાન ભાગ તરીકે ગણીને પાર્લામેન્ટમાં સીધી રીતે પોતાના સભાસદ મોકલવાનો હક આ દેશ ધરાવતો નથી માટે તેના તરફ ખાસ લક્ષ આપવાની જરૂર જોઇ તે માટે મહેનત કરવા ખુશી હોય; છતાં પણ જેવી રીતે આપણા દેશમાં આપણા પોતાના આગેવાનો હિંદના લાભ માટે એકત્ર લક્ષ આપી શકે છે તેમ તેઓ આપી શકે એવી વકી તેમના સંબંધમાં રાખી શકીશું નહિ. સર હેનરી કાઉલરે એક વખતે એમ જાહેર કર્યું હતું કે, આમની સભાના સઘળા સભાસદો હિંદના પ્રતિનિધિ જેવા છે પણ તે માત્ર ઢોંગી દેખાવ છે. હિંદી સવાલો વિષે આમની સભામાં ચર્ચા કરવામાં આવતી હોય તે વખતે તેની ગેલેરી–બેઠક ઉપર તમાસગીર તરીકે જઇને બેસતાં તરત જણાઇ આવે છે કે તેની આ વાત સચ્ચાઇથી જેટલી દૂર છે તેના કરતાં વધારે દૂર બીજી કોઈ વાત નહિ હોય. હિંદુસ્તાન પાર્લામેન્ટમાં કોઇ પણ પ્રતિનિધિ મોકલતું નથી અને હિંદ તરફ ઘણીજ મિત્રાચારી ધરાવનારા ઉમેદવારોમાં પણ આમની સભામાં હિંદના નહિ પણ તેમની ચુંટણી કરનારાઓનાજ પ્રતિનિધિ દાખલ મોકલવામાં આવે છે. "હિંદ માટેના સભાસદો" એ શબ્દો જે અર્થ ધરાવે છે તે અર્થે તેઓ હિંદ માટેના સભાસદો થઇ શકે નહિ, કેમકે આમની સભાના દરેક સભાસદની સેવા ઉપર પહેલો હક તેને ચુંટી કહાડનારાઓનો છે અને હમેશાં તેમનોજ હક પહેલો રહેવો પણ જોઇએ.

## ( ૮ ) પાર્લામેન્ટ અને હિંદી સરકાર વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો છે ! એ વિષે મી૦ ગ્લેડસ્ટનના યાદ રાખવા જેવા શબ્દો.

શહેનશાહી પાર્લામેન્ટ અને હિંદી સરકાર વચ્ચેના સંબંધને પણ યાદ કરો. મી૦ ગ્લેડસ્ટને એક યાદગાર પ્રસંગે કહ્યું હતું કેઃ–" હિંદી સરકારે કયા યંત્રનો ઉપયોગ કરવો તે

વિષે સલાહ આપવાનું કામ આપણું નથી. કારભાર ચલાવવાના ખરા નિયમો આપણે ક્યા માનીએ છીએ તે વિષેની સંપૂર્ણ ખબરો નામદાર મહારાણીની સરકારના હિંદમાંના પ્રતિનિધિઓને આપવાનું કામ આપણું છે, તેમજ જે બાબતમાં તે નિયમો પ્રમાણે ઘટતી રીતે હિંદમાંના સતાવાળાઓએ કામ નહિ લીધું હોય તે બાબતમાં ટીકા કરવાનું આ સભાનું કામ છે—બલકે તેની તે ફરજ છે; પરંતુ કારભાર ચલાવવાનું તથા તે ચલાવવા માટેના સાધનોની પસંદગી કરવાનું કામ તો બેશક તેમનાજ હાથમાં રહેવા દેવું જોઇએ." આ શબ્દોમાં એવી ડહાપણ ભરેલી ચેતવણી આપવામાં આવી છે કે હિંદ તરફની ઈંગ્લાંડની ફરજ સરકારે કંઇ સામાન્ય રાજનીતિ પ્રમાણે અમલ કરવા ને માટે ચોકસ મત બાંધવાની અને સતાવાળાઓ તે મત પ્રમાણે અમલ કરે તે માટે તેમને ઉત્તેજન આપવા, મજબુત કરવા તથા તેમના પર કાબુ રાખવાની છે. હિંદના સારા કારભાર માટેની પાર્લામેન્ટની જોખમદારીનો ઇનકાર તેમાં કરવામાં આવ્યો નથી અને પાર્લામેન્ટને હિંદના કારબારની વચ્ચે નહિ આવવા દેવાની અપસોસ કરવા સરખી જે માગણી હિંદના અમલદાર વર્ગ તરફથી કરવામાં આવે છે તેનો કંઈ પણ પડઘો તેમાં જોવામાં આવતો નથી; પરંતુ તેજ વખતે તે શબ્દો આપણને વખતસરની યાદ આપે છે કે પાર્લામેન્ટનું કામ હિંદ ઉપર સીધી રીતે હકુમત ચલાવવાની તજવીજ કરવાનું નથી અને તેથી કારભારની બારીક વિગતો સ્થાનિક સત્તાવાળાઓ ઉપરજ મૂકવી જોઇએ; તેમજ સલામતી માટે ઠરાવવામાં આવેલા સામાન્ય નિયમો પ્રમાણે અમલ કરવાની જોખમદારી તેમને માથેજ રહેવી જોઇએ.

## ( ૯ ) પાર્લામેન્ટની નજીક આવેલી ચુંટણીપર બાંધવામાં આવતી

## મોટી આશાઓ પાર પાડવાને શું કરવું જોઇએ ?

આપણે એ સઘળી સરતો ધ્યાનમાં રાખવાની જરૂર છે છતાં એ બિના પણ સૌથી વધારે અગત્યની છે કે ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટ તથા ઇંગ્લાંડની પ્રજાના હાથમાં હિંદની સરજતનો છેવટનો ચૂકાદો આપવાનું કામ રહેલું છે. હિંદની મરજતનો છેવટનો કડચો હિંદમાં લાવવાનો નથી. ઇંગ્લાંડના તમારા હિતેચ્છુઓ અને જે પ્રતિનિધિઓને હિંદુસ્તાનથી હિંદ વિષે પ્રજામત કેળવવા તથા ખીલવવાના કામ માટે ઇંગ્લાંડ મોકલો તેમના કામની અગત્યને જેઓ વિસારી મેલે છે અથવા ઉતારી પાડે છે તેઓ આંધળા છે—બલકે આંધળાઓથી પણ વધારે નઠારા છે. હમણાંનો સમય કે જે દર થોડા થોડા વરસે પાછા આવતા સમયના જેવો બારીક છે. પાર્લામેન્ટની સામાન્ય ચુંટણી કયારે થશે તે કોઈ પણ નક્કી પણે કહી શકતું નથી; પરંતુ દરેક જણ જાણે છે કે તેના સંબંધમાં વધારે ઢીલ કરી શકાશે નહિ અને ઘણું કરીને કૉન્ગ્રેસના વીશમા અને એકવીશમા મેળાવડાની વચ્ચે ઇંગ્લાંડના રાજદ્વારી પક્ષોના બળમાં જે બહોળો ફેરફાર થવાની આપણે ઇંતેજારીથી રાહ જોઇએ છે તે ફેરફાર થશે—એટલે હમણાંની સરકાર પોતાના હોદા ઉપરથી દૂર થશે અને તેની જગાએ બીજી સરકાર આવશે, એક લિબરલ રાજદ્વારી હિંદનો પ્રધાન થશે અને એક એવા અમલની શરૂઆત થવા લાગશે કે જે દરમ્યાન સુધારા વધારામાં પાછા હઠાવનારાં અધિકારનાં ગયાં દશ વર્ષમા કરવામાં આવેલી ભૂલોમાંની ઘણીક ભૂલોને નિર્મૂળ કરવામાં આવશે તથા નવું બંધારણ રચવાનું કામ ચોકસપણે આગળ વધારવાની વકી આપણે રાખી શકીએ. માર્ગ બદલાવાના હંગામ ઉપર આપણે આવી પહોંચ્યા છીએ એવી આશા આપનારી મુદત આપણી પાસે આવીને ઉભી રહેલી આપણે જોઇએ છીએ

કે જેનાં કિરણો જોવાને આટલો લાંબો વખત આપણે અશક્ત થઈ પડયા હતા; પરંતુ એ મુ-દત ફળદાતા નિવડે તે માટે ઘણું કરવાની જરૂર છે. પ્રથમ તથા સર્વથી અગત્યનું કામ એ કરવાનું છે કે હિંદી પ્રજાકિય કોંગ્રેસે પોતાની દરખાસ્તો સ્પષ્ટ રૂપમાં મજબુતાઇથી બહાર મૂકવી, પોતાના સઘળા બળને ભેગું કરવું અને પોતાના લડવૈયાઓને ઉલટમંદ બનાવવા, તેમ-જ ઇતિહાસમાં એક નવો સફો ઉઘાડવાને બને તે માટે સઘળી જોઇતી તૈયારીઓ કરવી.

## (૧૦) હિંદની સર્વ કોમો વચ્ચે એકત્ર પ્રજા થવાની વધતી જતી વલણ—તેમ કરવામાં વર્તમાન પત્રોએ બજાવેલો અગત્યનો ભાગ.

તમારી પાસે જે મોટા રાજદ્વારી સવાલ ઉભા થયા છે તે શું છે? જે હીલચાલે તમને આજે એકત્ર કર્યા છે તથા તમારા વિચારો અને કામોપર અસર કરીછે તેનો ખરો અર્થ શો છે? તમારું બંધારણ પ્રજાકિય છે અને સામાન્ય લાભો સાચવવાની તથા સ્વદેશાભિમાની લાગ-ણીથી એક પ્રજાકિય હિલચાલ ઉભી કરવાના કામમાં તમે રોકાયા છો એવી જાગતી એ હીલ-ચાલનો પાયો છે. તમારી બાજુમાં હિંદની જૂદી જૂદી કોમો, અસંખ્ય જાતીઓ, જૂદા જૂદા વર્ગો અને જૂદા જૂદા ધર્મવાળાઓ સામેલ થયા છે. કેળવણીનું તે પહેલું પરિણામ છે અને તે પરિણામને જન્મ આપનાર એ કેળવણીનો મુખ્ય આશીર્વાદ ઇંગ્લાંડે પોતાની ઉદાર ઉત્તમ રાજનીતિ મારફતે હિંદને બક્ષ્યો છે. અંગ્રેજી રીતભાત તથા પશ્ચિમના સુધારાનાં ધોરણ ઉપર આપવામાં આવેલી કેળવણીએજ હિંદની પ્રજાના વિવિધ વર્ગોને એકત્ર મેળવવાનો ઉપયોગી ભાગ બજા વ્યો છે. હવે તમે સઘળા એકજ સ્થળે ભેગા મળી તમારા સામાન્ય લાભો તથા ઉમેદો વિષે વિચારો જાહેર કરવા શક્તિવાન્ થયા છો અને તે માટે જોઇતું સાધન તમને અંગ્રેજી ભાષાએ પૂરૂં પાડયું છે. એજ વખતે હિંદના જૂદા જૂદા પ્રાંતોને જૂદા રાખનારા ખાંચાઓ રેલ્વે લાઇનો, સ્ટીમરો, પોષ્ટ ઓફિસો અને તાર ખાતાએ પુરી નાખ્યા છે. મને એ સર્વ જોઇને આનંદ થાય છે કે આ મોટી હીલચાલની સંપૂર્ણ કદર તમારા સ્વદેશીઓ કરે છે. ડગકે ને ભમકે તેઓ આગળ વધે છે તમને તમારી રાજદ્વારી સ્થિતિની બાબતમાં બળવાન કરતારાં વર્તમાન પત્રો થઈ પડયાં છે અને તે દ્વારા તમારી એકત્ર પ્રજા થવાની દૃઢ લાગણી પ્રકટ થવા લાગી છે. માત્ર એક જમાનાનાજ અરસામાં વર્તમાન પત્રોને તરેહવાર કાંફાં મારી પડતી આથડતી હાલ-તમાંથી ઉઠી મોટું બળ ધરાવતાં વાજીંત્ર થએલાં મેં દીઠાં છે. તેઓ સરકારનાં કામો પર જાણ-વા લાયક સ્વતંત્રતા અને ચાલાકીથી ટીકા કરે છે અને કારભારી સત્તાવાળાઓને ખોટે માર્ગે ઉતરતાં વારંવાર તે અટકાવે છે. હું તેમની ખામીઓથી અજાણ્યો નથી પરંતુ જે સ્વદેશાભિ-માન અને બાહોશીથી તે ચલાવવામાં આવે છે તેનાં વખાણ કર્યા વિના મારે ચાલે તેમ નથી. આ વર્તમાન પત્રો વચ્ચેની ઐક્યતા તથા તેની લાગવગમાં થતો વધારો જાણવા યોગ્ય છે. તેઓ પોતાની સઘળી લાગવગ સામાન્ય પ્રજાને એકત્ર કરવામાં વાપરે છે; સઘળાઓ એક સાથે એ-કજ અવાજ કહાડે છે. હિંદમાંનાં દરેક મોટાં શહેરોમાં હવે વર્તમાન પત્રો પ્રકટ થાય છે; તે-મની લાગણી અને હેતુ એક સરખા છે તથા તે સઘળાં એકજ પ્રકારની રાજદ્વારી નીમ ધ-રાવે છે.

## ( ૧૧ ) હમેશને માટે હિંદનાં સઘળાં ખાતાંનો વહિવટ થોડાક પરદેશીઓજ ચલાવે તેમ બની શકે નહિ હિંદ તથા ઇંગ્લાંડનું એક સાથે જોડાએલું ભવિષ્ય.

એક પ્રજા થવાની લાગણી એ તમામ બંધારણની એક કસોટી છે. એક હિંદી પ્રજાકિય કૉંગ્રેસમાં ભેગા મળેલા પ્રતિનિધિઓ પ્રજાકિય હીલચાલનો એક ચોકસ પુરાવો છે. આપણાં

ચક્ષુ સમક્ષ બનતો મોટો રાજદ્વારી ફેરફાર એક હિંદી પ્રજાના જન્મને ક્રમતો છે. એ હીલ-ચાલના અર્થે તેની ખાશીયત કે હેતુ વિષે શક રહ્યો નથી; તે બતાવી આવે છે કે હિંદના ભવિષ્યના ઇતિહાસમાં એહાદીનું તંત્ર દાખલ થવાનું નથી. આપણે નક્કી જાણીએ છીએ કે હાલનું બ્રિટિશ કારભારનું રૂપ હમેશને માટે કાયમ નહિ રહી શકે. આ ઇલાકામાં ગવર્નર તરીકે અમલ ભોગવી જનાર રાઇટ ઑનરેબલ માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન કે જેને અહીં હજી સુધી માન પૂર્વક યાદ કરવામાં આવે છે તેણે ઈ૦ સ૦ ૧૮૫૦માં છેલ્લે લખ્યું હતું કે:—

" હું ધારૂં છું કે ધર્મ, વિચારો અને રીતભાતમાં જૂદા પડવાને લીધે પ્રજા સાથે નિકટના વ્યવહારમાં નહિ જઇ શકયાના સબબે એકલવાયા જેવા રહેતા થોડાક પરદેશીઓ એક મોટા દેશનાં સઘળાં ખાતાંનો કારભાર હમેશને માટે ચલાવી શકે નહિ; વળી બીજી રીતે જોતાં એવી યોજના વાંધા ભરેલી નહિ હોય તો પણ હિંદીઓ વચ્ચે થતા કેળવણીના વધારાના સબબે તે અવ્યવહારૂ થઇ પડે છે. "

દરેક વિચારવાન્ માણસે જાણવું જોઇએ કે ઉપરના શબ્દો વાજબી છે, પરંતુ આપણે જાણીએ છીએ કે હિંદ તથા ઈંગ્લાંડ વચ્ચેનો સંબંધ તટવાનો નથી. જેમ અંગ્રેજી ભાષા તમને એકત્ર બનાવવાનું સાધન થઇ પડી છે તેમ તે તમને ગ્રેટબ્રિટન સાથે સાંકળથી બાંધી લેછે. હિંદનું ભવિષ્ય ઇગ્લાંડના ભવિષ્ય સાથે જોડાયલું છે અને હમેશાં જરૂરના પ્રસંગે યોગ્ય મદદ તથા રક્ષણ માટે હિંદુસ્તાનને ઈંગ્લાંડ ઉપરજ આધાર રાખવાનો છે.

### ( ૧૨ ) એક હોંશિયાર શાણી સરકારે કેવી રીતે કામ લેવું જોઇએ ?
### લાર્ડ ક્રોમરનો અભિપ્રાય.

અસાધારણ મુસ્કેલી તથા ગુંચવાડાથી ભરેલા એક સવાલના સંબંધમાં આપણે કામ લેવાનું છે. વિચારની સઘળી શાખાઓમાં બહોળી ઉથલપાથલ કરનારા એક મોટા ધરતી કંપની સામે આવીને આપણે ઉભા છીએ. આ બહોળા શહેનશાહતની જૂદી જૂદી કોમો વચ્ચે તેણે આશાઓ ઉત્પન્ન કીધી છે તથા તેમની વચ્ચે એકત્ર પ્રજા બનવાની લાગણીને તેણે જન્મ આપ્યો છે. પચાશ વર્ષપર થઈ ગએલા એક દીર્ઘદ્રષ્ટિવાળા નામાંકિત હિંદી અંગ્રેજે ઉચ્ચારેલા શબ્દો મેં હમણાંજ ટાંકી બતાવ્યા છે તે ઉપરાંત વળી બ્રિટન તરફથી અમલ ચલાવતા સર્વથી મોટા અને સર્વથી વધારે ફતેહમંદ તરીકે સઘળા તરફથી સ્વીકારવામાં આવતા એક બીજા મોટા અમલદારનો એક બીજો અભિપ્રાય ટાંકી બતાવીશ. વીશથી વધારે વર્ષ પર તે વખતના હિંદના ખજાનચી લૉર્ડ ક્રોમરે જણાવ્યું હતું કે:—

" હિંદુસ્તાનમાં જે કોઇ મધ્યમસરની સંભાળ સાથે જમાનાની અસર તપાસે છે તે, મોટા ફેરફારના વખત ઉપર આપણે દાખલ થયા છીએ તે વિષે શક બતાવી શકશે નહિ. કેળવણીનો ફેલાવો, સ્વતંત્ર છાપાની વધતી જતી લાગવગ, મરજી પ્રમાણે નહિ પરંતુ કાયદેસર કારભાર ચલાવવાનું ધોરણ, રેલ્વે લાઇનો તથા તારનાં દોરડાંનો વધારો, યુરોપ સાથે વધારે સહેલાઈથી વ્યવહાર ચલાવવાની સગવડ તથા યુરોપિયન વિચારો દાખલ કરવાની વધારે મોટી વલણ, એ સઘળા બનાવો પ્રજા ઉપર જાણવા જોગ અસર નીપજાવવા લાગ્યા છે; નવા વિચારો ઉત્પન્ન થવા માંડયા છે; નવી આશાઓ જન્મ લેવા લાગી છે, દરરોજ પ્રજામતનું જોર વધતું જાય છે; એવી સ્થિતિ વચ્ચે સરકારનું અને વિશેષે કરીને એક આપખુદ સરકારનું કામ જે મુસ્કેલીઓથી ઘેરાય છે તે કંઇ નજીવી હોતી નથી જોઇએ તે કરતાં વધારે ઝડપથી આગળ વધવામાં જોખમ છે છતાં પણ પાછળ પડવું તે તેથી પણ વધારે જોખમ ભરેલું છે. આગળ વધવાની આ નવી લાગણી જો કે હજી ઘણી રીતે કાચી તથા ઉપરટપ-

કાની છે તોપણ પ્રશ્ન એ છે કે એ લાગણીના સંબંધમાં કેવી રીતે કામ લેવું કે જેથી જે તે ખરે માર્ગે દોરાય અને તેને ખીલવ્યાથી છેવટે જે લાભ દેશને કરી શકાય તે સઘળા તેમાંથી કેમ મેળવાશે, તેમજ આંધળાપણા જેવી બેદરકારી કે મૂર્ખાઈ ભરેલા આપતાથી તેને એક ગંભીર રાજદ્ધારી ભયનું મૂળ બનતાં કેવી રીતે અટકાવવું? પચાશ વર્ષ સુધી છૂટાપણું—સ્વતંત્રતા ભોગવતાં આવેલાં વર્તમાન પત્રો, ત્રીશ વર્ષથી ચાલતો કેળવણીનો ફેલાવો તથા દરેક બાજુથી દેશમાં ફેલાતા જતા યુરોપિયન વિચારો મારફતે, તેમજ જૂના સ્થાનક રીવાજો, ટેવો અને વિચારો ભાંગી પડવા સાથે દેશના બાહોશ અને કેળવાએલા મનુષ્યોના વિચારો. ઇચ્છાઓ અને હેતુઓમાં દરેક વિચારવંત પુરૂષ વકી રાખે તેમ એવા ફેરફાર થવા લાગ્યા છે કે જે પ્રત્યે કોઇ પણ શાણી અને હોશિયાર સરકાર બે દરકારી બતાવી નહિ શકે; તથા જે બળને તેણે પોતેજ હયાતીમાં આણ્યું છે પરંતુ જેની યોગ્યતા સાચવવા તથા જેનાપર દેખરેખ રાખવામાં તે નિશ્ફળ ગઇ છે તે મારફતે તેનો કારભાર તદન ભાગી નાખવો ન હોય તો તે ફેરફાર સાથે પોતાના કારભારને તેમણે ધિમે ધિમે બંધ બેસતો બનાવવો જોઈએ.

### ( ૧૩ સુધારાના વહેળાને કોઇ હમેશને માટે અટકાવી શકે નહિ—પાછળ હઠાવવાનાં ફોકટનાં ફાંફાં.

**લૉર્ડ ક્રોમર**ના અભિપ્રાયને મળતો આ ઉતારો જો કે લાંબો છે તેપણ તે ડહાપણથી ભરેલો છે. કહેવાની કાંઇ જરૂર નથી કે તે અભિપ્રાય ઉચ્ચારવામાં આવ્યા પછી પસાર થએલાં પચાશ વર્ષ દરમ્યાન જે સ્થિતિ વિષે લૉર્ડ ક્રોમરે તેમાં જણાવ્યું છે તે ઘણી વધતી જતી ઝડપે ખીલી છે. સુધારાની ભરતીને અટકાવવાની શક્તિ કોઇ પણ મનુષ્યના હાથમાં નથી. પાછળ હઠાવવા સરખી રાજનીતિ મારફતે થોડો વખત તેમ કરી શકાય ખરૂં પણ તે હમેશાંને માટે બની શકે નહિ. **લૉર્ડ રિપન** [ તાળીઓ. ] અને તેનો ખજાનચી સર એવેલિન બેરિંગ કે જે હવે લૉર્ડ ક્રોમરના નામથી ઓળખાય છે તેમના અમલના વખતને હિંદી સુધારકોના સત્યુગ તરીકે ઘટતી રીતે ઓળખાવવામાં આવે છે; તે વખતમાં પ્રજાની આશાઓને ઉત્તેજન આપવામાં આવ્યું હતું, કેળવણી તથા સ્થાનિક સ્વરાજ્યને ખીલવવામાં આવ્યાં હતાં અને એકત્ર હિંદી પ્રજાનો પાયો મજબુતીથી નાખવામાં આવ્યો હતો. અમલદાર વર્ગના મતનું સ્વાભાવિક વલણ એ ખીલવણીની સામે પોકાર ઉઠાવવા તથા પ્રજાએ પોતાને માટે જે મજબૂત જગા ઉભી કરી છે તેની વિગતને તોડી પાડવાનું જોવામાં આવ્યું છે. આપણને જણાવવામાં આવે છે કે હિંદની હાલની સ્થિતિ દરમ્યાન રાજદ્ધારી મેદાનમાં દાખલ થવામાં તેને લાભ નથી. રાજદ્ધારી કિલ્લાની આસપાસ ઉપયોગી થવા સત્તા મેળવવાનાં બીજાં ઘણાં મેદાનો પડેલાં છે, જે મેદાનો હાથ કર્યા પછી ખરેખરી રાજદ્ધારી જીંદગીમાં દાખલ થવાનું કામ સહેલું, સ્વાભાવિક અને સલામતી ભરેલું થશે. લંડનના ધિ ટાઇમ્સ પત્રમાં જણાવ્યું છે કેઃ—" આપણે [ અંગ્રેજ ] સત્તા વાળાઓએ ધિમેથી આપણાં પગલાં પાછાં ફેરવવાં તથા આપણી ચાલાકીનો ઉપયોગ હિંદીઓની ખાશિયત સુધારવા અને તેમનીમાં સાદી અક્કલ ભરવા પાછળ કરવો. એવું કરીશું ત્યારેજ આપણે તેમને સ્થાનિક સ્વરાજ્યની શાળામાં દાખલ કરી શકીશું." ટુંકામાં "ખરેખરા કેળવાએલા હિંદીઓના જમાનાને જમાના આવીને જતા રહે ત્યાં સુધી" ખોટી થવા આપણને જણાવવામાં આવે છે કે "નવા કેળવાએલા વર્ગોની નબળાઇ અને તેમની શક્તિની હદ હવે વધારે ખુલ્લી રીતે જણાઇ આવે છે તથા હિંદના રાજકારભારના સવાલ કેવા ગુંચવણ ભરેલા છે તે હવે સ્પષ્ટ રીતે જણાવા લાગ્યું છે". પાછળ હઠવા માટે સાધારણ રીતે એવીજ વાતો કરવામાં આવે છે. **સીડની સ્મીથે** મી૦ નુદલને જે મૂર્ખાઇ ભરેલું ભાષણ આપતો ચિતર્યો છે તેમાં વાપરવામાં આવેલી

તકરારોને મળતી એ વાતો છે, પરંતુ એવી ભળતી અનિશ્ચિત વાતો કરવાથીજ કાંઇ સુધારાના પ્રવાહને અટકાવી શકાવાનો નથી. બરક અને મૅકૉલે તથા બ્રાઇટ, રિપન, ક્રોમર તથા એલ્ફિન્સ્ટન્ટને ઉતારા પાડવાથી શા લાભ થવાના છે ? તમે વહેતી ભરતીની સામે થઇ શકશો નહિ, થોડો થોડો વખત પાછળ હઠાવનારી તાણ સરખા બનાવ બનશેજ પણ જેમ રેતી ઉપર ચાલનારાઓનાં પગલાં કાયમ રહેવા નથી પામતાં તેમ તેવા બનાવો વગર અસરે ચાલ્યા જશે, માટે સુધારાના માર્ગમાં આગળ વધતા અટકાવવાને આપણને ખીજવાટ ઉપજાવનારા જે બખાળા કરવામાં આવે તેની આપણે ઝાઝી દરકાર કરવી નહિ; એ સઘળું જલદીથી ભૂલી જવાશે. મેં તમારી વચ્ચે કેટલાંક નાઉમેદીનાં ચિન્હો જોયાં છે તથા તમારી આશા–ઉમેદોને કંઇ ઉત્તેજન નહિ આપે એવા અમલની રાજનીતિને સબુરી–સંતોષથી તાબે થવાની વલણ મે દીઠી છે. હું એવાં ચિન્હોથી આશ્ચર્ય પામતો નથી. પરંતુ હિમ્મત હારીજવા સરખી નાઉમેદીને તાબે થવાનું ઝાઝું કારણ તમો ધરાવતા નથી. વહેતા વખતને પાછળ અટકાવી રાખવાનું કોઇ પણ મનુષ્યના હાથમાં નથી. પાછળ હઠાવવાની તજવીજનું પરિણામ છેવટે હમેશાં જીંદગીને તાજગી આપનારૂં અને નવી ઉલટ પેદા કરનારૂંજ આવે છે, માટે તમે હોશિયાર બનો, સારી આશાઓ બાંધો, હિમ્મત રાખો અને ખુશનમા ચહેરાથી રહો, તમે તમારી કોશિષમાં નબળા પડશો નહિ કેમકે સુધારાના મોજા આશ્રયના ખડકો સામે વગર અટકાવે પોતાનું બળ અજમાવે છે તથા જે દિવસને મકૉલેએ ઈંગ્લાંડના ઇતિહાસના સંબંધમાં સૌથી વધારે મગરૂર થવા જેવા ગણાવ્યો છે તે દિવસની ઉષાનાં કિરણો અત્યારથીજ જણાવા લાગ્યા છે.

### ( ૧૪ ) હિંદના ભવિષ્ય માટે લક્ષમાં રાખવાનો ઉંચો નિયમ.

હિંદુસ્તાનમાં એકત્ર પ્રજા થવાની લાગણીને સંપૂર્ણ રીતે વ્યવહારૂ રૂપ મળવાનું પરિણામ કેવું આવશે તેનો ખ્યાલ હમેશાં આપણી દ્રષ્ટિ સમીપ રાખવો. બ્રિટિશ કારભારનું હાલનું ધોરણ બ્રિટિશ સરકારે પોતેજ જે પ્રજાકિય વલણોને જન્મ આપ્યો છે તે મજબુત થતાં ટકી રહી શકશે નહિ. જેમ ઈંગ્લાંડ હિંદ સાથે તેમ હિંદ ઈંગ્લાંડ સાથે બંધાએલું છે. ઈંગ્લાંડે જે જોખમદારીઓ માથે લીધી છે તે સહેલાઇથી બાજુએ મૂકી શકાશે નહિ, જેમ હિંદે પોતાના આગલા ઇતિહાસને તજી દેવાનો નથી તેમ ઇંગ્લાંડે પણ પોતાના આગલા ઇતિહાસને બાજુએ મૂકવાનો નથી. એક ચડતા સત્તાવાળાએ થોડાજ વખતપર જણાવ્યું હતું કે—" હું એવો કોઈ દૂરનો વખત કલ્પી શકતો નથી કે જ્યારે હિંદની ખેતી કરનારાં હળ ( કારભાર ) ઉપરથી પોતાનો હાથ ખસેડવો ગ્રેટબ્રિટનને માટે વ્યવહારૂ કે ઇચ્છવા યોગ્ય થઇ પડે" પણ હિંદના ભવિષ્ય માટેના મારા વિચાર એવા નથી. એકદમ ખસી જવાની હિમ્મત ખરેખર કેઈ પણ નહિજ કરશે; નવું બંધારણ ધિમે ધિમે ધિમાં પગલાં ભર્યા શિવાય બીજી કોઇ પણ રીતે રચી શકાશે નહિ. નવું બંધારણ રચવાની રાજનીતિ પાર ઉતારવા પહેલાં ઘણાં વરસો જવાંજ જોઇએ; પરંતુ આપણે તે રાજનીતિને હમેશાં આપણી દ્રષ્ટિ સમીપ રાખીનેજ કામ કરવુ; સ્વદેશાભિમાની હિંદીઓ પોતાની આગલી કારકીર્દિ ઉપર વાજબી મગરૂરી સાથે નજર કરી શકે છે; તેઓ જાણે છે કે પૂર્વ તરફની પ્રજાઓ વચ્ચે એક વખત હિંદ ફરીથી પોતાનો દરજ્જો મેળવશે. તે ઉંચી સ્થિતિ લાવવા માટે તેઓ તજવીજ કરે છે અને ગમે તેવી ઢીલ તથા મુશ્કેલીઓ છતાં છેવટે તેમનો હેતુ પાર ઉતરશેજ.

### ( ૧૫ ) અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની પેઠે ઇંગ્લાંડની આંહેધરી નીચે એકત્ર થએલાં સ્વરાજ્ય ભોગવનારાં હિંદી રાજ્યો થવાની અગમચેતી.

પોતાનાં મોટાં સંસ્થાનો સાથેની ઇંગ્લાંડના ખરા સંબંધની ચાવી સ્વરાજ્ય છે હિંદના ભવિષ્યની ચાવી પણ તેજ છે. હિંદનીજ માત્ર નહિ પરંતુ આખી દુનિયાના ભવિષ્યની પણ

એજ ... છે. સુધરેલી દુનિયામાં શહેનશાહતની રાજનીતિની વલણ સાથે જોડાઇને કતલ કરનાર. તથા વડી સરકાર સાથે એકજ સામાન્ય લાગણી અને અંગત લાભથી બંધાએલા સ્વરાજ્ય ભોગવતા સસ્થાનો બનાવવાની જરૂર છે. તમે સ્થાનિક ધારાસભાઓ હાલથીજ ધરાવો છો અને હિંદી પ્રજાને ચોકસ પ્રમાણમાં તેમાં પ્રતિનિધિ મોકલવાને ચુંટણી કરવાનો હક આપવામાં આવ્યો છે. ચુંટણીના હકના સંબંધમાં એ પ્રમાણે થોડી છૂટ મુકવામાં આવી છે પણ વધતી જતી હાજતો માટે તે તદન અધુરી છે. ચુંટણીના તત્વને સંભાળથી તથા ધિમે ધિમે ખીલવીને અને ખુદ હિંદુસ્તાનમાં તમારા બળ અને લાગવગને વધારી છેવટે સ્વરાજ્યનો વધારો કરવામાં આવશે ત્યારેજ આપણે હિંદીઓની વાજબી ઉમેદ પાર ઉતરેલી તથા તેમને મળવી જોઇતી સ્વાભાવિક બક્ષીસ મળેલી માનીશું. જૉન બ્રાઇટે ભવિષ્ય ભાખ્યું છે અને તે ભવિષ્ય સમજવું મુશ્કેલ પડે તેમ નથી કેઃ—"વખતના વહેવા સાથે હિંદુસ્તાન ભવિષ્યમાં એવા સુધારાવધારા તથા ફેરફાર જોશે કે જે તેને જબરાઇના હલાઓથી એક સ્વતંત્ર રાજ્ય તરીકે ઇંગ્લાંડથી છૂટું પાડશે નહિ પરંતુ મહાન્ બ્રિટિશ શહેનશાહતનો તેને એક સંયુક્ત ભાગ બનાવશે." એક સ્વદેશાભિમાની હિંદીનો હિંદુસ્તાનમાં અમેરિકાના યુનાઇટેડસ્ટેટ્સ જેવાં એકત્ર પણ સ્વતંત્ર રાજ્યોની સ્થાપના થએલી અને સ્વરાજ્ય ભોગવનારાં સંસ્થાનો સાથે તેમને એક પંક્તિપર મૂકાએલાં તેમજ ગ્રેટબ્રિટનની આગેવાની નીચે તે સઘળાઓ સાથે મિત્રતાની ગાંઠથી જોડાએલા જોવાનો ચડતામાં ચડતો હેતુ છે. ભવિષ્યમાં બનનારા બનાવની તે અગમચેતી છે અને તે પાર પડવાનો વખત અપરતો તથા ઝાંખો હોય તોપણ તે વખતને ધિમે ધિમે પાસે લાવવાને અને તે રીતે વહિવટ ચલાવવામાં સરકારની મહાન્ કીર્તિ છે. હિંદી પ્રજાએ પણ તે વખતને પાસે લાવવાના હેતુથી ઉમંગથી કોશિષ કરવાની છે.

હિંદુસ્તાનનું ભવિષ્ય કેવું લાવવું તે માટે આપણો એ ઉંચામાં ઉંચો ખ્યાલ છે. નવું બંધારણ કરવાની ક્રિયા હમેશાં આપણી નજર પાસે રહેવી જોઇએ. ફેરફારો હમેશાં ધિમા હોય છે તે તેવા હોવાજ જોઇએ. પણ તે થવાજ જોઇએ અને તે થાય તે માટે આપણે તૈયારી કરવી જોઇએ. ખરી રાજકળા દૂરના બનાવો વિષે અગાઉથી તૈયાર થવાની છે અને તે બનાવો માટે અગાઉથી તૈયારી રાખે તેમાં આપણા સઘળાઓનું ભલું સમાએલું છે તેટલા માટે હિંદુસ્તાનના ભવિષ્યના ચિત્રને તમે તમારા મનમાં ગોખવા લાગો; વખતના વહેવા સાથે તે ચિત્ર ખીલતું જશે અને નાણાં તથા વ્યાપાર ઉદ્યોગ સંબંધી તેમજ. સંસાર સુધારાના જે બીજા મોટા સવાલો ફડચો કરાવવા માટે ઉભા છે તેમનો ફડચો રાજદ્વારી સુધારાની સાથેજ ખબર નહિ પડે તેવી રીતે થવા લાગશે.

### (૧૬) હિંદની નિર્ધનતાનો કઠણ સવાલ—તેનો ઉપાય—મરહુમ મી૦ જમસેદજી નસરવાનજી તાતાના મરણથી હિંદને ગએલી ભારે ખોટ.

ગૃહસ્થો! તમારો મુશ્કેલી ભરેલો આર્થિક સવાલ શો છે? તે સવાલ તમારી નિર્ધનતા સાથે સંબંધ ધરાવે છે. હિંદની નાણાં અને વ્યાપાર ઉદ્યોગની સ્થિતિનો જે કોઇ વિચાર કરેછે તે વગર શંકાએ કહી શકશે કે પ્રજાનો ઘણો મોટો ભાગ જમીનની ખેતીપરજ પોતાના નિર્વાહનો આધાર રાખે છે જે બનાવ એક મોટામાં મોટી ખરાબી છે. અંગ્રેજી થાપણવાળા અંગ્રેજોએ સ્થાપેલાં મોટાં મોટાં કારખાનાં દેશમાંથી જતા રહેલા આગલા વખતના તરેહવાર સ્થાનિક ઉદ્યોગોનો ખંગ વાળવાને અશક્ત છે. હિંદ પોતાની કાચી પેદાશો ઇંગ્લાંડને પૂરી પાડે અને પોતાની વધારે અગત્યની બનાવટો માટે પશ્ચિમપર આધાર રાખે તે સ્થિતિ એક સ્વદેશાભિમાની હિંદી શાંતિથી જોઇ શકે નહિ. એક બીજી બાબતના સંબંધમાં તમારા પ્રખ્યાત

લૅાબસરોયે વાપરેલા શબ્દો આ સંબંધમાં ઉપયોગમાં લેવાની રજા લઉંછું. એ શબ્દો એ છે કેઃ— "મુઠીભર યુરોપિયનો એક પરદેશમાં વસીને જે બીનાશ તે દેશના લોકોને ગુજરાન આપવા માટે રહેવી જોઇએ તે બીનાશ ચૂસી લે છે એ બનાવ જેવો બીજો કોઈપણ બનાવ મારી નજરમાં વધારે નાપસંદગી મેળવવા યોગ્ય નથી." બ્રિટિશ થાપણને વ્યાજે રોકવાનું મેદાન હિંદ છે પણ જે કંઇ નફો થાય છે તે સઘળો થાપણ રોકનારનાં ખીસામાંજ જઇ પડે છે, કે જે નફાને તેઓ ઈંગ્લાંડ ઘસડી જાય છે. દેશની દોલત એ પ્રમાણે ઘસડાઇ જાય છે એવી ફર્યાદને એક ઉતાવળી ફર્યાદ તરીકે હસી કહાડવામાં તથા તેને મૂર્ખાઈ અને ધાસ્તી ભરેલા વહેમ તરીકે ઓળખાવવામાં આવે છે; પણ દેશમાં ઉત્પન્ન થતી દોલત દેશમાંજ ખર્ચવામાં આવે તો હિંદને ઘણો મોટો લાભ થાય તે વાતનો ઇનકાર કેમ કરી શકાય ? હિંદ નિર્ધન છે અને એમ માનવામાં આવે છે કે તેની હાલની રાજદ્વારી સ્થિતિના સબબે તેવધારે નિર્ધન થતું જાય છે; પરંતુ તમારી ઉમેદ દુનિયાંમાં એકત્ર થએલાં રાજ્યો વચ્ચે જગા મેળવવાની છે. પરદેશીઓ તમારા દેશનાં સાધનો હાથ કરી બેસે તે સામે તમારી વિરૂદ્ધતા એવા વિચાર ઉપર આધાર રાખે છે કે તે બનાવ તમોને આગળ વધવાના માર્ગમાં અટકાવરૂપ છે; મારા તરફથી તમને ખાત્રી આપવાની જરૂર નથી કે તમારા દેશની આબાદીનો આધાર તમારી દોલત ઘસડાતી ઓછી થવા તથા હિંદનાં સાધનો હિંદીઓ પોતે છેવટે ઉપયોગમાં લઇ શકે એવી ગોઠવણ કરવા પર છે. હિંદીઓ પોતે પોતાના પગપર ઉભા રહેવાના વલણને વધતુ જતું બતાવે છે તેની કદર કરતાં મને આનંદ થાય છે. મી૦ જમશેદજી નસરવાનજી તાતા ( તાળીઓ. ) ના મરણથી ગએલી ખોટ પૂરી નહિ શકાય એવી ભારે છે પણ આશા એવી છે કે જેઓ તેમના દ્રષ્ટાંતથી ઉત્તેજીત થઇ તેમની જગા લેવાની કોશિષ કરશે. આપણી કાન્ગ્રેસોના સંબંધમાં દર વરસે ભરવા માંડેલાં ઉદ્યોગ હુન્નરનાં પ્રદર્શનો હું જે વલણપર બોલુંછું તેનો સંતોષકારક પુરાવો છે. મુસ્કેલીઓ ઘણી છે; કેમકે મુખ્ય મુસ્કેલીઓ એવા અણગમતા સિદ્ધાંતપર આધાર રાખે છે કે, બ્રિટિશ ઉદ્યોગને થોડે ભાગે બાજુએ કર્યા વિના હિંદી ઉદ્યોગોનો ઉદય થઈ શકશે નહિ પરંતુ પ્રથમનાં પગલાં ભરાઈ ચૂકયાં છે, હિંદી થાપણ વાળાઓએ શરૂઆત કરી છે; જો કે તે શરૂઆત નાની છે—ઘણીજ નાની છે તોપણ મનુષ્યના હાથની હથેળી કરતાં મોટાં નહિ, એવાં નાનાં નાનાં વાદળાં જેમ ધિમે ધિમે ખીલીને આકાશ આચ્છાદિત કરી મૂકે છે તેમ તે ધિમે ધિમે ખીલશે તથા તેમાં આબાદી મળવાની સંપૂર્ણ આશા રાખી શકશે. માત્ર હાલની ગતિ ધિમી પડી જાય નહિ કિંવા તેને મિથ્યા શબ્દોમાંજ ગુમાવી દેવામાં આવે નહિ તે તપાસવાનું કામ તમારૂં છે.

## ( ૧૭ ) કેળવણીના સંબંધમાં સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાની હિંદીઓએ મેળવેલી યોગ્યતા—એ યોગ્યતાનો ઉપયોગ કરવામાં સમાએલો લાભ.

જેપાન તરફ નજર કરો. જે બળ જેપાનને તેની હાલની સ્થિતિમાં આણ્યું છે તે બળ તેની એક પ્રજા તરીકેની હયાતીમાંથી જન્મ પામી તે ઉપર આધાર રાખતું બેહદ સ્વદેશાભિમાન છે; તેનો પાયો એકત્ર થઇને કામ કરવા ઉપર રચાએલો છે; એવી રીતે એકત્ર થઇ કામ કરવાનું સાધન સ્વતંત્રપણું પુરૂં પાડે છે. પૂર્વ તરફના આ ટાપુના લોકોની ખાશિયત કેવી ઉત્તમ ઉમેદોને જન્મ આપે છે ?! સ્વદેશાભિમાનની લાગણીનું બળ કેટલું મોટું હોય છે તે બતાવવાને તેમણે કેવો ઉત્તમ દાખલો બેસાડયો છે ?! જે પ્રકારનો ઉદય આપણે જેપાનના સંબંધમાં જોયો છે તેવો ઉદય જલદીથી થવાના સંજોગો હમણાં હિંદમાં જણાતા નથી છતાં તમારી વચ્ચે સંસારિક નીતિ ધર્મની બાબત, રાજદ્વારી બાબત, નાણાંની તથા વેપાર ઉદ્યોગ-

ના સંબંધની બાબતમાં જે ફેરફાર થવા લાગ્યા છે તે ફેરફાર ઘણા જાણવા યોગ્ય છે. એક-ત્ર થવાની તમારા વચ્ચે જન્મેલી લાગણી, પૂર્વ તરફના આવા લોકો વચ્ચે છોડી મૂકવામાં આવેલી પશ્ચિમના સુધારાની સચોટ અસર, તેની સાથે ધરી રાખનારા લોહ ચુંબક જેવી અસર ધરાવે છે. એ સઘળાની હાલની અસર નીચે તમારાં જૂનાં બંધારણો તૂટી પડવા લાગ્યાં છે અને નવા અમલની સ્થાપનાની તૈયારી કરવા માટે વચ્ચે જે લાંબો વખત જવો જોઇએ તે વખતના મા-ર્ગમાં આપણે દાખલ થઇ ચૂકયા છીએ. અંગ્રેજી કેળવણીના પરિણામે આગલા સૈકાઓથી ચાલતી આવેલી સ્થિતિમાં ભંગાણ પડયું છે અને નવો અમલ મજબૂતી પકડે ત્યાં સુધીનો વચલો વખત ઓછામાં ઓછી ખલેલ સાથે કેમ ગાળવો તે એક અગત્યનો સવાલ છે. પ્રથમ સત્તાવાળાઓને વચ્ચે પડયા વિના ચાલે તેમ નહોતું. બીજી કોઇ પણ રીતે શરૂઆત થઇ શકત નહિ પણ હિંદમાં કેળવણી સંબંધી હીલચાલને એવી કોઇ પણ બહારની ગતીની જરૂર રહી નથી. બી-જી કોઈ પણ બાબત સાથે સરખાવતાં કેળવણીની બાબતમાં આ દેશના લકો સ્વરાજ્ય ભોગવ-વાને વધારે યોગ્ય થયા છે. નિયમીત કેળવણી આપવાનું કામ અત્યારથીજ ખાનગી સાહસના-હાથમાં જવા લાગ્યું છે. હવે એવો વખત આવી પહોંચ્યો છે કે જ્યારે સરકારે પોતાનાં કેળ-વણી સંબંધી ફંડોનો વહિવટ તેની મારફતે કેળવાએલાઓના હાથમાં મૂકવો જોઇએ. યુનિવ-ર્સિટીનું બંધારણ હવે એવી રીતે કરવું જોઇએ કે જેથી તે પ્રજાકિય બંધારણ જેવું બને. સરકારનો કાબૂ વધારે મજબુત બનાવવાની ગજનીતિ તદન પાછળ હઠાવવા સરખી છે. હિંદી પ્રજાના દરેક વર્ગે તેને વખોડી કહાડી છે; જોકે થોડા વખતને માટે તે પ્રમાણે અમલ કરી શકાશે પણ તે ઘણી ખોટી હોવાથી તેનો અમલ ક્ષણભંગુરજ રહેશે. તમારી કોમના કેળવાએલા મારફતેજ તમારા સ્વદેશીઓના મોટા ભાગને એવી રીતે યોગ્ય રીતે બતાવી શકાશે કે જેથી પશ્ચિમ સાથેના સમાગમમાં આવવાને લીધે થતા ફેરફારો માટે કાંઇ પણ ભય વિના-પુષ્ટી મળે એવી રીતે જગા કરી શકાશે. હાલના જમાનાને આગ-લા જમાના સાથે બાંધી આપવાનું અને જે સંજોગો વચ્ચે હાલ તમે મુકાએલા છો તે ઉપર આગલા સંબંધો મારફતે જે અસર થવી જોઇએ તે ધ્યાનમાં લઇને જોઇતા ફેરફાર દાખલ કરવાનું કામ તમારૂં છે. પૂર્વ તરફના લોકોનાં મનપર પશ્ચિમ તરફના વિચારો ઠસાવવાના સ-વાલનો ફતેહ સાથે ફડચો કરવાનો માત્ર જે એકજ ઉપાય છે તે પશ્ચિમના સુધારાના જ્ઞાનની સંપૂર્ણ અસર નીચે આવેલા તથા તેજ વખતે પોતાના આગલા ઇતિહાસને છુટી પાએથી નહી ખસેડનારા પૂર્વ તરફના લોકોની મારફતેજ કામ લેવાનો છે.

## ( ૧૮ ) કારોબારી સુધારાની ચાવી.

વીશ વર્ષ ઉપરના હિંદી ખજાનચી લૉર્ડ ક્રોમરે રાજ બંધારણ સંબંધી જે ફેરફાર તથા કારોબારી સુધારાઓની હિમાયત કીધી હતી તે વિષે હું વિવેચન કરીશ નહિ. જે ઠરાવો આ કૉન્ગ્રેસની પસંદગી માટે હું તમારી પાસે રજુ કરીશ તે ઉપર વિવેચન કરતાં તેમાંના ઘણા પર તમે લંબાણથી ચર્ચા કરશોજ. આ ઠરાવો હિંદી સરકારના વિચાર માટે હું તેના પર મોકલાવી આપીશ. તેના પર કેવો વિચાર કરવામાં આવશે તે આપણે કહી શકી-એ નહિ. આપખુદ બંધારણ પર રચાએલી સરકાર પોતાનીજ તરફથી જે કારોબારી સુધારો સૂચવવામાં આવે તેના ઉપયોગીપણાની અથવા તે દાખલ કરવાની જરૂરની ઓછી કીંમત કરે એ બનવા યોગ્ય નથી છતાં પણ જો તેવા સુધારા બહારથી તેના લક્ષપર લાવવા-માં આવે તો તે સ્વીકારવા માટે સરકાર અયોગ્ય ઉતાવળ કિંવા ઇંતેજારી બતાવશે એવો ભય આપણે રાખવાનો નથી. આપણે ઓછામાં ઓછું એટલું તો જાણીએ છીએ કે આપણી સૂચના-

ઓ વિચારવા યોગ્ય છે કેમકે હિંદી પ્રજાના વિચારની છાપ તેના પર છે તેમજ આખા હિંદની એકથી બીજી બાજુમાંના તમારા કેળવાએલા દેશીઓનાં વાજીંત્રો તેને ટેકો આપશે. કારેબારી સુધારાની કુંચી એ છે કે ધિમે ધિમે યુરોપિયનોને બદલે તે કારોબાર હિંદીઓ મારફતે ચલાવવો; એજ હેતુ સિદ્ધ કરવા તમે તમારી કોશિષ એકત્ર કરો છો; તમારી વાજબી ઇચ્છાઓને સંતોષ આપવાનો એકજ માર્ગ છે કે સરકારે તે માગણી સ્વીકારવી. લૉર્ડ રિપને (તાળીઓ.) વાજબી રીતે સ્થાનિક સ્વરાજ્ય આપવાની પોતાની યોજનાના ટેકામાં જણાવ્યું હતું કે તે યોજના રાજદ્વારી કેળવણી આપવાનું સાધન થઇ પડશે; આપણે પણ તેટલાજ સત્યથી કહી શકીશું કે જો આપણે છેવટે પણ સ્વતંત્ર સરકાર સ્થાપવાની ઇચ્છા રાખતા હોઇએ તો લોકોમાં પોતાની મેળે પોતાને મદદ કરવાની તથા આત્મવિશ્વાસની લાગણી ઉત્પન્ન થાય એવી કેળવણી તેમને આપવી જોઇએ; કારોબારી વીગતોની માહિતી તથા કારોબારી ખાતાંના નિયમોથી લોકોને જાણીતા કરવા એજ તે કેળવણી છે. આપણી એજ પ્રાર્થના છે કે આપણા રાજ કર્તાઓમાં તેવી ઇચ્છા પેદા થાય. આપણે જે આ નેમ અમલમાં મૂકવા તેમને સૂચવીએ છીએ તે ઘણી માન ભરેલી છે. અંગ્રેજોએ પ્રથમ હિંદી મહાન્ પ્રજાને અત્યંત પરતંત્રતાની દશામાં જોઈ હતી અને હવે એક શહેરી તરીકેના સઘળા હકો તે ઇચ્છવા લાગે એવી તેને કેળવણી આપી છે જે તેમની કીર્તિમાં અસાધારણ વધારો કરે છે. સરકારી આડત મારફતે તેઓ કામ કરવામાં ગમે તેટલી શક્તિ અને જાગૃતિ બનાવે પણ લોકોને પોતાનીજ મેળે કામ કરવાની શક્તિ આવે એવી કેળવણી આપવાની તથા તે કામ કરી બતાવવાના પ્રસંગો આપી તેમની તે શક્તિ ખીલવવાની તથા તેઓને પરતંત્ર સ્થિતીમાંથી ઉઠાડી વધારે ઉંચી જોખમદારીનાં કામ કરવા માટે શક્તિવાન્ કરવાની અંગ્રેજ કારોબારીઓમાં બાહોશી ન હોય તો તેઓની ઉપલાં કામો માટેની કીર્તિ રદ જેવી થઇ જાય છે. જે પ્રજા પોતાને લગતી બાબતો સરકાર તરફની સૌથી ઓછી સાહ્યતાથી સંભાળી લે છે તેજ પ્રજા સર્વથી સારી છે અને કારોબારનું જે ધોરણ લોકોની પોતાની ઉપર ભરોંસા---વિશ્વાસ રાખવાની શક્તિનું ખુન કરે છે, પોતાનીજ કોશિષથી ઉત્તમ પદ મેળવવાની તેમની વાજબી ઇચ્છાઓને જે કચરી નાખે છે તે કદિ સુધારો વધારો કરનારૂં અથવા લાભ કરનારૂં હોઇ શકેજ નહિ.

### ( ૧૯ ) સનંદી નોકરોની નોકરીનું નવું બંધારણ.

તે હેતુ સિદ્ધ કરવા માટે હિંદી સનંદી નોકરીના ધોરણનું હાલનું બંધારણ તદન ફેરવી નાખવાની જરૂર છે. છેલ્લા સૈકા દરમ્યાન હિંદના કારભારના ધોરણમાં એટલો તો ફેરફાર થયો છે કે તે આશ્ચર્ય ઉપજાવે છે ! સનંદી નોકરીનું બંધારણ સિદ્ધાંત તરીકે થોડુંજ બદલાયું છે; તે એક ઉત્તમ જૂની નોકરી છે; મારે તો તે માટે માન સાથે બોલવાનું સૌથી વધારે કારણ છે. તેની સાથે સંબંધ ધરાવતા અમલદારો એવા થઈ ગયા છે કે જેઓને માટે ઇંગ્લાંડને મગરૂર થવાનું વાજબી કારણ છે, પરંતુ સનંદી અમલદારોની નોકરીનું બંધારણ ઘણુંજ આપખુદી ભરેલું તથા હદબહારની સત્તા ધરાવનારૂં છે. તે બંધારણ પરદેશીઓને હાથે ચલાવવામાં આવતી સરકારનેજ બંધ બેસતું છે. જે સ્થળોમાં જલદી ફેરફાર થતા હોય ત્યાં તે સ્વભાવિક રીતે લાગુ પડી શકતું નહિ હોવાથી ખુલ્લી રીતે ઉઘાડું પડતું જાય છે. લાંબા વખત સુધી કીર્તિવાળું—યશસ્વી કામ કર્યા પછી તેનો અંત આવવો જોઇએ તથા તેની જગો કાંઈ વધારે પ્રજાકિય બંધારણ લેશે કે જે ઘણું ઉપયોગી થઇ પડશે તેમજ ખોડ ખાંપણ રહિત થશે, સરકારનું સ્વરૂપ એવું હોવું જોઇએ કે જેમાં પ્રજાના પ્રતિનીધિઓનું વિશેષ તત્વ હોય અને અમલદારના હાથમાં સત્તા ઓછી હોય. રાજકારભારના જે સિદ્ધાંતો માટે આપણે લૉર્ડ રિપન

( તાળીઓ ) ના આભારી છીએ, તેને લીધે આ સુધારો અમલમાં મૂકવાનો માર્ગ ખુલ્લો થયો છે. તથા એકજ સ્થળે સત્તા જમાવવાના ધોરણની જગાએ સ્વરાજ્ય આવતું જાય છે; સાધારણ રીતે તો કારભારી અમલદારો તે સ્થળના કાયમના રહેવાશીઓમાંથીજ વધારેમાં વધારે પ્રમાણમાં ચુંટી કઢાવવામાં આવવા જોઇએ અને તેમ થશે ત્યારેજ વારંવાર ફેરબદલી કરવાનું હાનીકારક ધોરણ અટશે. આપણે હાલમાં યુરોપથી પરદેશીઓને બોલાવી મંગાવીએ છીએ તથા બીજા પ્રાંતોના હિંદીઓને પોતાના પ્રાંત શિવાયના ભાગમાં કામ કરવા મોકલીએ છીએ તેને બદલે, તેજ કામ તેજસ્થળના હિંદીઓ પાસે કરાવવાથી કામ ઉત્તમ થશે તથા ખર્ચમાં બચાવ થશે. ન્યાય ખાતાંના સનંદી અમલદારોના નોકરીના બંધારણમાં તરતજ ફેરફાર કરવાની જરૂર છે. જ્યારે સનંદી અમલદારો ઉછરતા યુવાનો તથા હિંદી ભાષાઓથી બિનમાહિતગાર હોય છે ત્યારે તેઓને ન્યાય આપવાની એટલીબધી સત્તા આપવામાં આવે છે કે જે બીજી કોઇ પણ સુધરેલી સરકાર તરફથી આપવામાં આવતી સત્તા કરતાં તે ઘણીજ વધારે હોય છે; આવા પ્રસંગમાં તેઓ કોઇ કોઈ વખત બિનચુકે સત્તાનો દુરૂપયોગ ન કરે તો તે આશ્ચર્ય કારકજ ગણાય ! આમ થવામાં કોઇનો કસુર હોય તો તે બંધારણનોજ છે. હિંદુસ્તાનના વધારે મોટા ભાગમાં ન્યાયનાં ઉપયોગી કામો કાચી વયના અમલદારો પાસે કરાવવાનું હવે કંઈ કારણ નથી; ન્યાયના સુધારા માટે હજી જ્યાં પંચાયત મારફતે કામ લેવામાં આવે છે તેવા પછાત ભાગો શિવાય બીજે બધે અત્યંત જરૂરનું છે કે તે વધારે મોટા ભાગોમાં ઇન્સાફ આપનાર અમલદારો એવા હોવા જોઇએ કે જેઓની ઉમર, કેળવણી તથા અનુભવ તેમની સત્તાનો યોગ્ય ઉપયોગ થવાની ખાત્રી આપે. ધિરજ સારા નરસાનું તોલ કરવાની શક્તિ, કાયદાના નિયમોનું ભાન, ઉડતી અફવાઓથી બહારની આવતી વાતો પર કદિ પણ ધ્યાન નહિ આપવાનો ઠરાવ વગેરે સદ્ગુણો એવા છે કે જે ઇન્સાફ આપવાનું કામ કરતા અમલદારમાં હોવા અનિવાર્ય છે; એ સદ્ગુણો મેળવવા માટે કાંઇ પણ તક મળે એવી સનંદી અમલદારની કારકીર્દિ હોતી નથી, પરંતુ ઉલટું તેને માટે એવું શિક્ષણ મળે છે કે જેને લીધે તે ન્યાય ખાતાંના કામ માટે અયોગ્ય નીવડે છે.

## ( ૨૦ ) ન્યાય તથા મહેસુલી ખાતાં જુદાં પાડવાની જરૂર.

એનો ઉપાય ન્યાય તથા મહેસલી ખાતાં એક બીજાથી તદ્દન જૂદાં પાડવામાં છે; બીજા દેશોની પેઠે ન્યાય ખાતાની નિમણુંકો જે વકીલોને ન્યાય આપવાને લગતી કેળવણી મળી હોય તેઓને માટેજ અનામત રાખવામાં આવવી જોઇએ. બીજી કોઇ પણ રીતે એ બે ખાતાં જૂદાં પાડી શકાશે નહિ તથા ચુંટણીની બીજી કોઇ પણ રીતથી ન્યાય ખાતાંને લગતી ફરજો બરાબર બજાવી શકાય એવું કરી શકાશે નહિ.

## ( ૨૧ ) ધારા બાંધનારી સભાઓના બંધારણમાં સુધારા.

લૉર્ડ રિપનના વખતથી હિંદુસ્તાનમાં જે મોટામાં મોટો કારોબારી સુધારો થયો છે તે ધારા બાંધનારી સભાઓમાં થોડે ભાગે પણ પ્રતિનિધિઓને ચુંટી કહાડી દાખલ કરવાનો છે. આ સુધારો કરવામાં મોટો ભાગ બજાવવાની મગરૂરી જે હિંદી પ્રજાકિય કોન્ગ્રેસ લઇ શકે છે તે માટે હું તેને મુબારક બાદી આપું છું. હિંદી ધારા સભાઓને લગતો કાયદો જે ઇ. સ. ૧૮૯૨ માં પાસ કરવામાં આવ્યો હતો તે જાહેર પ્રજાને સંતોષ આપે તથા સરકારને ફાયદો થાય તેવી રીતે અમલમાં આવે છે; પણ તે કંઇ સંપૂર્ણ ઇલાજ નહોતો. તેમાં પણ કેટલીક ખામીઓ છે જે ગમે તેવી સંભાળ ભરેલી રીતે કામ કરવાથી કિંવા પ્રાંતિક

ગવર્નરો અને ચુંટી કહાડેલા સભાસદો–પ્રતિનિધિઓએ પરસ્પર છુટ મૂકી કામ લેવાથી દૂર થઇ શકે તેમ નથી. એક પ્રાંત કે જેની વસ્તી લાખો માણુસોની હોય તેને લગતી ધારા સભામાં ફક્ત વીશ પ્રતિનિધિઓને મોકલવાથી તે પ્રાંત ચુંટણીનો સંપૂર્ણ હક કદી ભોગવી શકે નહિ તેથી આવશ્યક છે કે ધારા સભાના સભાસદો–પ્રતિનિધિઓની સંખ્યા વધારવી; વળી તે ઉપરાંત ધારા સભામાં કાયમપણું તથા ટેક સાચવવા માટે જરૂરનું છે કે તેના બંધારણમાં જે અમીર વર્ગના પોતાની સ્થિતિ તથા મોભાને સબબે ધારા બાંધનારા તરીકે કામ કરવાને હક ધરાવે છે તેમને પણ દાખલ કરવા. આપણે એક વાત ભૂલી જવી જોઇએ નહિ કે પોતામાં થએલા પુષ્કળ ફેરફારો છતાં હિંદુસ્તાન એ હમેશાં મોભાવાળા ગૃહસ્થોના હાથ નીચેનો આમલા વિચારે વળગી રહેનારો એક દેશ છે; તથા હિંદી ખાતાંને તદન સામાન્ય વર્ગના અમલ નીચે લાવી મુકવાની કોશિશ નિશ્ફળ જશે. ખરેખરી ચુંટણી કરવાની રૂઢી ઉપર ધારા સભાનાં બંધારણોને લંબાવવાની યોજના અમલમાં મૂકવાથી દરેક કોમના કેળવાએલા વર્ગને સંતોષ મળશે એટલુંજ નહિ પરંતુ તેથી અમીર વર્ગને આનંદ પ્રાપ્ત થશે અને તેઓ પણ સંતોષ પામશે, વળી પોતાની પદી પ્રમાણે કારોબારની ફરજમાં તેમને ભાગ મળતો રહેવાની પણ ખાત્રી મળશે.

## ( ૨૨ ) નાણાં સંબંધી વહિવટપર અંકુશ–તિબેટની ચડાઈનો ખર્ચ.

મુખ્ય કરીને નાણાં સંબંધી બાબતમાં પણ એ ધારાસભાઓની સત્તામાં વધારો કરવાની જરૂર છે. હાલમાં આવક જાવકનો અટસટો ધારાસભાઓની જાણ માટ રજુ કરવામાં આવે છે પરંતુ તેમાં કરવામાં આવેલી ગોઠવણ ઉપર કાબુ રાખવાની કિંવા તેની વિરૂદ્ધ—સામે મત આપવાની તેને કંઇ સત્તા નથી. જે સાહસ કામોની સાથે તમને એકલાને લાગતું વળગતું છે તે સાહસ કામપર દર વર્ષે મોટી રકમો ખર્ચવામાં આવે છે પણ કરવામાં આવતા એ ખર્ચપર તમારા પ્રતિનિધિઓ કંઇ અંકુશ ધરાવતા નથી; તથા જ્યારે પાર્લામેન્ટમાં પણ તમારો કોઇ પ્રતિનિધિ નથી ત્યારે તો ખાસ હિંદુસ્તાનમાં ખર્ચપર અંકુશ રાખવાનું વધારે જરૂરનું થઇ પડે છે. હુ એક બંધબેસતું દ્રષ્ટાંત લઇશ; એ દ્રષ્ટાંત તિબેટની ચડાઇને લગતા ખર્ચનું છે. આ સવાલના સબંધમાં આમની સભામા લડાઈ ખાતાના પ્રધાન મી૦ બ્રોડરિકને થોડા વખત ઉપર જવાબ આપવાનું જણાવવામાં આવ્યું હતું તે વખતે તે બોલી ઉઠયો હતો કે:–" વાજાં વગાડાવનારાઓએજ વાજાં વગાડવા માટેનો ખર્ચ આપવો જોઇએ."—આ જાણીતી કહેવતનું વધારે ખરાબ ઉલંઘન અથવા તેનો વધારે નુકશાનકારક ગેરઉપયોગ કદી પણ થએલો તમારા જોવામાં આવ્યો છે ? હું ધારૂં છું આપણે જાણીએ છીએ કે વાજાં કોણે વગાડાવ્યાં હતાં, આ વાજાં વગાડાવનાર નક્કી હિંદુસ્તાનના લોકો નહોતા. જુદા જુદા પ્રતિનિધિઓની બનેલી આ મોટી મંડળીમાં એવો એક પણ માણસ છે કે જે ઉપલી ચડાઇ માથે લેવા અથવા ભલામણ કરવા માટે સહેજ પણ પોતાને જોખમદાર સમજતો હોય ? હું કહીશ કે તેવો એક પણ માણસ નથી. હિંદુસ્તાનના લોકો એકમતથી તેની સામે થયા છે તેમજ હાલમાં પણ તેઓ તેની વિરૂદ્ધ છે. હું તમો સઘળા તરફથી બોલું છું કે વગર અગત્યે કરવામાં આવેલી આ મારફાડ તથા પારકા દેશમાં પગ પેસારો કરવાનાં કામ જે ધિક્કારી કહાડતો નહિ હોય એવો તથા અપૂર્ણ રીતે હથિયારબંધ થએલા સાધુઓ તથા ભોળા ભરવાડો જેઓનાં હાડકાં ઠંડા પર્વતોપર વિખરાઇ પડેલાં છે તેઓની કરવામાં આવેલી ઘાતકી કતલ માટે ખેદ કરતો નહિ હોય એવો મનુષ્ય અત્રે કોણ છે ? તિબેટનો

ગુન્હો માત્ર એટલોજ હતો કે પોતાના મુલકપર લાવવામાં આવેલી ચડાઇ તથા પોતાનાં હથિયારો છોડવવાની કરવામાં આવેલી તજવીજની સામે તેઓ થયા હતા; અને તે છતાં એક મતે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો તેની પરવા નહિ રાખતાં આ ચડાઈ કે જે ઇંગ્લાંડનો વ્યાપાર વધારવા તથા મધ્ય એશિયામાં જેમ ગણવામાં આવે છે તેમ ઈંગ્લંડની પ્રતિષ્ઠા વધારવા માટે લઇ જવામાં આવી હતી તેનો સઘળો ખર્ચ કરના બોજાથી કચડાઈ ગએલા તથા ગરીબાઇમાં આવી ગએલા હિંદુસ્તાનના લોકો પર નાખવામાં આવ્યો છે. ઇંગ્લાંડના લાભની ખાતર આ દેશને કરવામાં આવેલા ગેરઇન્સાફનાં ઘણાં દ્રષ્ટાંત હું આપી શકીશ પરંતુ એક બરાબર રચવામાં આવેલી ધારા સભામાં જેનો બચાવ નહિ થઇ શકે તથા જેને વાજબી ઠરાવવાનું અશક્ય થઇ પડે એવું આ દ્રષ્ટાંત જેવું બીજું એક પણ દ્રષ્ટાંત મારા જોવામાં આવ્યું નથી.

( ૨૩ ) બેંગાલના વિભાગ પાડવાની સૂચના.

એક બીજી બાબત કે જે ઉપર વાજબી રીતે બેંગાલના મારા જૂના મિત્રોનું લક્ષ ખેંચાયું છે તે ઉપર હું બે બોલ બોલવા માગુંછું; હું જે બોલવા માગું છું તે બેંગાલના વિભાગ પાડવાની કરવામાં આવેલી સૂચનાના સબંધમાં છે. આપણે જ્યારે જાણીશું કે આ દરખાસ્ત એકત્રતાને તોડી નાખનારી તથા રાજ્યની ચોકસ પ્રજાની ઐક્યતાની દ્રઢ લાગણીનો નાશ કરનારી છે ત્યારે આપણને જણાશે કે આ બોના કેવળ સ્થાનિક નથી. પરગણાના સૌથી એક જૂના ગીચ વસ્તીવાળા પૈસાદાર ભાગને જૂદો કરી નાખવાની તથા તે ભાગના લોકોના બે જૂદા વિભાગ કરી નાખવાની આપખુદી ભરેલી યોજનાને લીધે બેંગાલીઓની લાગણીને ઘણો ધક્કો પહોંચ્યો છે. બેંગાલના અરધા ભાગને બેંગાલના પાયતખ્ત શહેર કલકત્તાથી જૂદો પાડી તેને આસામ સાથે જોડી દેવાની યોજનાને લીધે પ્રજાની લાગણી ઉશ્કેરાઇ ગઇ છે. એવી સૂચના કરવામાં આવી છે કે નવા વિભાગ માટે એક લેફ્ટેનેન્ટ ગવર્નર નીમવો અને તેના હાથ નીચે એક સેક્રેટરીએટ ખાતું તથા બીજાં જૂદાં જૂદાં ખાતાં ઉઘાડવાં; આપખુદી બંધારણના હિમાયતીઓને આ યોજના ઘણી પસંદ પડી છે કેમકે ઓફિસો વધવાથી એ લોકોને વધારે ફાયદો થવાનો સંભવ છે. તે પ્રાંતના વતનીઓ આ યોજનાથી ઘણા જ નાખુશ થશે કેમકે તેઓ આ પરગણા સાથે ઐતિહાસિક, સંસારિક વગેરે ગાંઠોથી ગંઠાએલા છે તેથી તેઓ આ પરગણાથી જૂદા પડવા ઇચ્છતા નથી. હું કબુલ કરૂંછું કે બેંગાલના લેફ્ટેનેન્ટ ગવર્નરની કેટલીક જોખમદારીઓ ઓછી કરી નાખવી જોઇએ; આ જોખમદારી બીજી કોઇ પણ યોજનાથી ઓછી થઈ શકશે; આ કામને માટે એક કારોબારી કાઉન્સીલ નીમવી અથવા તો મારા મત પ્રમાણે વધારે સારો ઉપાય એ છે કે બીહાર પ્રાંતને જૂદો પાડી નાખવો કેમકે એ પ્રાંતમાં બેંગાલી લોકો રહેતા નથી અને બે કરોડ માણસની વસ્તીવાળા આ પ્રાંતના રાજ્યબંધારણ માટે જૂદા કમિશનરની નિમણુંક કરવી. જેથી આખી પ્રજા નારાજ થાય નહિ તેવી યોજના ઘડી કહાડવી ઘણી સહેલી છે. બેંગાલીઓની લાગણીની વિરૂદ્ધ બેંગાલાના વિભાગ કરવાની દરખાસ્ત પાસ કરવાનો આગ્રહ કરવો તે બીનજોખમદારી તથા આપખુદ રાજનીતિનો દાખલો છે. મારી ખાત્રી છે કે ઉદાર મનનો હિંદી પ્રધાન આવી દરખાસ્તોને કદી પણ બહાલી આપશે નહિ. હું અંતઃકરણપૂર્વક આશા રાખુંછું કે નામદાર હિંદી સરકાર સારી લાગણી અને બાહોશી બતાવી પ્રજાની આવી લાગણીથી વિરૂદ્ધ યોજના પડતી મુકતાં અચકાશે નહિ.

( ૨૪ ) ટ્રાન્સવાલમાં હિંદીઓની હાડમારી.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને દાખલ કરવાના સવાલના સંબંધમાં પણ હું વાંધો ઉઠાવવા માગુ છું. બૉયર લોકો સાથે લડાઇની શરૂઆત થયા પછી થોડાં અઠવાડિયાં પછી લડાઇ

ખાતાના પ્રધાન અને હિંદના માજી વૉયસરૉય લૉર્ડ લેન્સડાઉને સેફિલ્ડ ખાતે ભરવામાં આવેલી એક સભામાં ખાત્રીપૂર્વક કહ્યું હતું કે, "બૉયર લોકોના દરેક ખોટા કામો કરતાં અંગ્રેજી રાજમાં વસતા હિંદીઓ તરફની તેમની વર્તણુંક પર હું ઘણીજ ધિક્કારની નજરથી જોઉછું." તેણે તે ભાષણ દરમ્યાન જો ઇંગ્લાંડ આવા હડહડતા અન્યાય સામે પગલાં નહિ ભરશે તો તેને લીધે હિંદુસ્તાનમાં જે રાજદ્વારી ઉપદ્રવો ઉત્પન્ન થશે તેનો સારો ચિતાર આપ્યો હતો. અંગ્રેજ પ્રજાને બૉયર લડાઇની તરફેણમાં આવું કારણ બતાવવામાં આવ્યું હતું; આથી એવી આશા આપવામાં આવી હતી કે લડાઇની છેવટમાં બૉયર લોકોની હિંદીઓની વિરૂદ્ધની લાગણીઓ દૂર કરી દેવામાં આવશે. શું એવી લાગણી દૂર કરવામાં આવી છે ખરી ? નહિ. સુલેહ થયા પછી ટ્રાન્સવાલના અંગ્રેજ રાજકર્તાઓએ બૉયર લોકોનો આ કાયદો અંગ્રેજ છાજતી સખ્તાઇથી કાયમ રાખ્યો છે, ટ્રાન્સવાલમાં વસતા હિંદીઓના સંબંધમાં બૉયર લોકો કરતાં પણ વધારે સખ્ત કાયદા છે. સારાં ભાગ્યે હિંદીઓ આથી નાઉમેદ થયા નહિ; તેઓના હક સાબીત કરવાની કોઈ પણ તક તેઓએ ગુમાવી નહિ અને "ટ્રાન્સવાલના કોઈ પણ ભાગમાં હિંદીઓને વ્યાપાર કરવાનો હક છે." એવા વડી અદાલતના ચૂકાદાથી તેઓને તેમના પ્રયત્નનો સંપુર્ણ બદલો મળેલો છે. નવો કાયદો ઘડી આ ચૂકાદો રદ કરવા માટે ત્યાંના અમલદારોમાં ખળભળાટ મચી રહ્યો છે, અને નામદાર શહેનશાહની સરકારજોગા એક સંદેશામાં લૉર્ડ મિલ્નર જણાવે છે કે આફ્રિકામાં બીજા લોકોને ગોરા લોકોની લાઇનમાં મૂકવાનું અશક્ય છે એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત તે ગેરવાજબી છે." આ શબ્દોમાં કેવી નિરાશા બતાવવામાં આવી છે ? લડાઇ પહેલાં હિંદીઓને આવી સખ્તાઇ સહન કરવી પડતી નહોતી; નોંધામણીની ફી આપ્યા વિના અથવા બીજા કોઈ પણ જાતના અંકુશ શિવાય તેમને ત્યાં દાખલ કરવામાં આવતા હતા, ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્યમાં તેમને ગમે તે ઠેકાણે રહેવાની પરવાનગી આપવામાં આવતી હતી તથા તેમને ગમે તે ઠેકાણે મુસાફરી કરવા દેવામાં આવતી હતી.

બ્રિટિશ રાજ્ય નીચે કાયમનો વસવાટ કરનારાઓને સખ્ત જાપતા તથા અંકુશ વગર અને ત્રણ પૌંડનું વાર્ષિક લવાજમ લીધા શિવાય કોઇને પણ એક દેશમાં કાયમના વસવા દેવામાં આવતા નથી, કાયમનો વસવાટ કરવા આવનાર પોતે કેળવાએલો છે કે નહિ ? તે માટે લેવામાં આવતી પરીક્ષા પાસ કરનાર શિવાય સઘળા હિંદીઓને તેમને માટે ખાસ ઇલાયદી રાખવામાં આવેલી જગાએ રહેવાની ફરજ પાડવામાં આવે છે અને ગેરકાયદે તેમની છબી સાથેની પાસો કહાડવાની દુઃખદાયક રૂઢી ચાલુ કરવામાં આવી છે. જે કાયદા બૉયર સરકાર અમલમાં મૂકતી નહોતી તે બ્રિટિશ રાજ્યમાં અમલમાં મૂકવામાં આવ્યા છે; વળી તે કાયદા કાનુનોને મહેસૂલી હુકમોથી વધારે સખ્ત કરવામાં આવ્યા છે, એટલુંજ નહિ પણ બ્રિટિશ હિંદીઓને દક્ષિણ આફ્રિકાના હોટેન્ટોટ્સ જાતના દેશીઓના વર્ગમાં વાંધા ભરી રીતે મૂકવામાં આવ્યા છે આપણે જે ફર્યાદો માટે દાદ ચાહીએ છીએ તે આ છે. હું જાણીને ખુશી થયો છું કે આ ફર્યાદો સામે આપણો વાંધો જાહેર કરનારો એક ઠરાવ આ કૉન્ગ્રેસ તરફથી કરવામાં આવશે કે જે હું ધારૂં છું કે દૂર થઇ શકે એવો અન્યાય અટકાવવામાં હિંદી સરકારના હાથ મજબૂત કરશે.

### ( ૨૫ ) પ્રમુખની છેવટની ટીકા.

ગૃહસ્થો ! હવે હું મારી ટીકાની સમાપ્તી કરીશ. આપણને આશા બાંધવાનાં સારાં કારણો છે. ભવિષ્યનો પાયો પૂરવામાં આવ્યો છે અને હાલમાં આશાની ઇમારત તેનાપર બાંધવામાં આવે છે. હોંશિયારી, સંભાળ અને દુરઅંદેશીની જરૂર છે. ઇમારત બાંધવા માટે ઉત્સાહ બતાવવો જોઇએ પણ તે ઉત્સાહને અંકુશમાં રાખવા માટે ડહાપણ પણ વાપરવું જોઈએ અને યોજનાઓ રચવામાં મોટું મન તથા ઉદારતા બતાવવી જોઇએ. તમે એક એવી હીલચાલના મુખ્ય કર્તાકારવતા છો કે જેની સત્તા દિવસે દિવસે વધતી જાય છે અને જે જૂદી જૂદી શક્તિઓ ઉપર હિંદુસ્તાનનું ભવિષ્ય આધાર રાખે છે તેને ઉશ્કેરવા, ઉત્તેજન આ-

પવા, કેળવવા અને કાબુમાં રાખવા માટે સૌથી મોટો જુસ્સો તે હમણાં સુધી પૂરો પાડે છે. રાજકર્તા અને રૈયત વચ્ચેનો સંબંધ વધારે ધાડો કરવાની, તથા તેને વધારે ઉંચી સ્થિતિએ લાવવાની મારી જીંદગીની મુખ્ય નેમ છે કે જેથી કરી તેઓ વચ્ચેનો કડવાસ વધારે નરમ પડતો જાય અને બંને પરસ્પર માન તથા વિશ્વાસ રાખતાં શીખે. હું આજે તમારી સન્મુખ જે સ્થિતિમાં ઉભો છું તે ખાત્રી આપે છે કે હું મારી નેમમાં છેક નિષ્ફળ નીવડ્યો નથી. જેઓ મારી પાછળ હવે પછી આવશે તેઓ માટે મેં સોનેરી ફાનસે તેમને રસ્તો બતાવ્યો છે.

## ( ૨૬ ) પ્રતિનિધિઓને પ્રમુખની શિખામણ.

ગૃહસ્થો ! હું હાલની સ્થિતિથી કદી નિરાશ થયો નથી અથવા તો મેં ભવિષ્યની ફ્લેહ માટે શક બતાવ્યો નથી. આપણી યોજનાની શરૂઆત કરવાનો તથા ખીલવવાનો સઘળો આધાર તમારા ઉપર રહેલો છે. તમારી પાસે જે મોટું કામ પડેલું છે તે કામમાં અંતઃકરણથી પડવાનો તમે સર્વથી ઉત્તમ જૂસ્સો ધરાવો છો. મરણ પામેલાઓની યાદદાસ્ત આ વખતે આપણા મનમાં તાજી છે. **રામમોહનરાય, દયાનંદ, કિસ્તોદાસપોલ, તેલંગ અને રાનાડે** કે જેઓનાં નામો હિંદી સ્વદેશાભિમાની નરોની ટીપમાં આપણે સન્માનપૂર્વક પ્યારથી કોતર્યાં છે: તેઓની યાદદાસ્ત તમારા અંતઃકરણમાં, તમારા દેશની સેવામાં તમારી જીંદગી અર્પણ કરવાનો ઉત્સાહ અને બળ આપે એવી હું આશીષ આપું છું. તમે તમારા હકો મેળવવાને ચાલુ લાયક છો એવું બતાવવાની કોશિષ કરો, તમે તમારે પોતાને માથે મોટી જોખમદારીઓ ખેંચી લીધી છે તે યોગ્ય રીતે બજાવવાની કોશિષ કરતાં તમો અટકશો નહિ. એક કવિ જણાવે છે તેમ:—

"આપણે આપણા કામથી જીવીએ છીએ—નહિ કે ગુજારેલાં વરસોથી જીવીએ છીએ; આપણે વિચારમાં—નહિ કે શ્વાસોશ્વાસ લેવામાં, લાગણીમાં—નહિ કે ઘડિયાળની તખ્તી પર માંડવામાં આવેલા આંકડા પ્રમાણે જીંદગી ગુજારતા ગણાઇએ. આપણે આપણા હૃદયના ધબકારા પ્રમાણે પોતાને જીંદગી ગુજારતા ગણાવું જોઇએ. જે સર્વથી વધારે વિચારે છે, સર્વથી વધારે ઉમદા લાગણી ધરાવે છે તથા સર્વથી સરસ કામ કરે છે તેણે પોતાની જીંદગી સર્વથી વધારે લાંબી ગુજારેલી ગણવી જોઇએ."

જે મોટી બક્ષિસો તમને મળી છે તેમાં તમારી પોતાની મહેનતથી સુધારો વધારો કરી તે તમારી પછીની પ્રજાને આપી જવા માટે જેમ તમે બંધાએલા છો તેમ તમે દરેક જણ તમારા પોતાના વિસ્તારમાં કામ કરો; સર્વના વિચારો તરફ ઉદાર નજરથી જૂઓ અને મુખ્યત્વે કરી એક બીજા તરફ મિત્રતાની લાગણી ધરાવવાની જરૂરીઆત તમારા અંતઃકરણમાં કોતરી રાખો. **યાદ રાખજો કે નૈતિક સુધારોજ માત્ર ખરેખરી ઐક્યતાનું એક મૂળ છે અને તે કારણથી તે સુખ તથા ટેકનું પણ મૂળ છે.** (ચાલુ તાળીયોનો ગડગડાટ.)

તાળીઓના નાદો વચ્ચે પ્રમુખે પોતાની બેઠક લેતાં મી० વાચ્છાને સબજેક્ટ્સ કમિટીનાં નામો વાંચવાને જણાવ્યું અને તે નામો વંચાઇ રહ્યા પછી તેમના શિવાય બીજાઓને જવાની તેમણે રજા આપી હતી.

## કોંગ્રેસનો ફોટોગ્રાફ.

કોંગ્રેસનું કામ શરૂ થતા પહેલાં જાણીતા ફોટોગ્રાફર મેસર્સ બોર્ન અને શેપર્ડવાળાએ આખી કોંગ્રેસ સભાનો ફોટોગ્રાફ લીધો હતો; બીજો ફોટો તેમણે રીસેપશન કમિટીના પ્રમુખ આ० સર ફીરોજશાહ મહેતા પોતાનું ભાષણ કરવા ઉઠ્યા તે વખતના દેખાવનો લીધો હતો, ત્રીજો ફોટો પ્રમુખ સર હેનરી કૉટનને સર ફીરોજશાહે હાર પહેરાવ્યો તે વખતના દેખાવનો લીધો હતો તથા ચોથો ફોટો વેદીપરના પ્રેક્ષક, વક્તા અને સ્ત્રીઓના દેખાવનો લીધો હતો.

(:*:)

## પ્રકરણ પાંચમું.

### કૉન્ગ્રેસની સબજેકટ્સ કમિટીની સભામાં થએલું કામકાજ.

કૉન્ગ્રેસની જાહેર સભામાં પહેલે દિવસે પ્રમુખ **સર હેનરી** કૉટનનું ભાષણ પૂરૂં થયા પછી સર હેનરી કૉટનના પ્રમુખપણા નીચે બીજે દિવસે તપાસ માટે કેવા સવાલો રજુ કરવા તથા કઇ કઈ દરખાસ્તો લાવવી તે વિષે વિચાર કરવા શિરસ્તા પ્રમાણે એક સભા ભેગી થઇ હતી.

### મુંબાઇ, બેંગાલ અને મદ્રાસ તરફથી ત્રણ ડેલીગેટોને ઇંગ્લાંડ મોકલવાનો ઠરાવ. સર વિલિયમ વેડરબર્નના વિચાર.

શિરસ્તા પ્રમાણે ચર્ચવાના સવાલ હાથ ધરતા પહેલાં **સર વિલિયમ** વડરબર્ને ઇંગ્લાંડમાં ઓછામાં ઓછા ત્રણ ડેલીગેટો કોંગ્રેસ તરફથી તેના ખર્ચે મોકલવાની સૂચના કમિટી પાસે મૂકી હતી. તેણે જણાવ્યું હતું કે; દુષ્કાળ તથા મરકીની આફતોમાં હિંદી પ્રજાએ બતાવેલી અસાધારણ સહનશક્તિ તથા સંતોષે અંગ્રેજ પ્રજાના મનપર તેમના વિષે ઉત્તમ અસર કરી છે. એ અસરનો લાભ લેવાનો વખત હિંદીઓએ ખોવો જોઇતો નથી. પાર્લામેન્ટની ચુંટણીનો વખત પાસે આવ્યો છે અને હાલની સરકારને હોદ્દાપરથી દૂર થવું પડવાની તથા લિબરલ પક્ષ ઘણા મોટા બળ સાથે હોદ્દાપર આવવાની તમારે ખાત્રી રાખવી. સુધારા વધારામાં પાછળ હઠવા સરખી હાલની સરકારની રાજનીતિના ગેરલાભ બ્રિટિશ પ્રજાએ સારી પેઠે જોઇ લીધા છે અને તેથી તે કંટાળી ગઇ છે. તેના મનની એવી અચુક સ્થિતિનો લાભ લેવા હિંદીઓએ હાલમાં ચુકવું એ બહુ દિલગીરી ઉપજાવનારી ભૂલ કહેવાશે, માટે હું તમને વિનંતિ કરૂં છું કે ઇંગ્લાંડમાં હિંદી પ્રજાનો મુકદમો બ્રિટિશ પ્રજા પાસે રજુ કરવા તથા ચુંટણી માટે બહાર પડતા ઉમેદવારોને ચુંટણી કરનારાઓ હિંદી હાજતો અને ફર્યાદોના સંબંધમાં બાંધી લે એમ તેમને સમજાવવા માટે તમારે ત્રણ ડેલીગેટોને તાત્કાલિક ઇંગ્લાંડ મોકલી આપવા,—એ માટેનો ખર્ચ ત્રીશ હજાર રૂપિયા થશે.

સર વિલિયમની આ સુચના વિષે થોડુંક વિવેચન થયા પછી ઑનરેબલ સર ફીરોજશાહ મહેતાએ મુંબાઈ ઇલાકા તરફથી એક ડેલીગેટ મોકલી આપવા માટેનો ખર્ચ ઉભો કરવાનું પોતાને માથે લીધું હતું; તે ઉપરથી ઑ૦ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ બેંગાલા તરફથી તેવીજ રીતે એક ડેલીગેટના ખર્ચની જોખમદારી પોતાને માથે લીધી હતી. મદ્રાસ તરફના પ્રતિનિધિ ઑનરેબલ મી૦ ક્રિષ્ણા સ્વામી આયરે જણાવ્યું કે મદ્રાસ ઇલાકાને નામે જો કે હું જોખમદારી માથે લેવા તૈયાર નથી પણ મદ્રાસ તરફથી એક ડેલીગેટ મોકલવાનો ખર્ચ જરૂર જણાતાં હું

મારા પદરનો આપીશ. મુંબાઇ તરફથી ઑનરેબલ પ્રોફેસર ગોખલે અને બેંગાલ તરફથી મી. સુરેન્દ્રનાથ બેનરજીને ડેલીગેટ તરીકે મોકલવાનું ઠરાવ્યું હતું જ્યારે મદ્રાસ તરફના ડેલીગેટનું નામ મુકરર થયું નહોતું. એ ઠરાવ પ્રમાણે ઑ૦ પ્રોફેસર ગોખલે ચાલુ સાલમાં (૧૯૦૬) ઇંગ્લાંડમાં જઇને હિંદના લાભો માટે પુરતો યત્ન કરી અત્રે પરત આવ્યા છે જેમને મુંબાઇના બારામાં ઉતરતાં હિંદી પ્રજાએ ભારે આવકાર આપી હીરા, મોતી અને માણેકથી વધાવી લીધા છે.

તે પછી ચાલુ કોંગ્રેસમાં નીચે પ્રમાણે દરખાસ્તો લાવવાનું મુકરર કર્યું હતું:—

## (૧) સરકારી નોકરીમાં હિંદીઓની નિમણુંક.

( क. ) આ કોંગ્રેસના મત મુજબ સરકારી ચઢીઆતી પંક્તિની નોકરીમાં હિંદીઓની નિમણુંક કરવાના સંબંધમાં તા૦........ના હિંદી સરકારના ઠરાવમાં જે નિયમો તથા રાજનીતિ જાહેર કરવામાં આવી છે તે ઇ. સ ૧૮૫૩ માં પાર્લામેન્ટ તરફથી કરવામાં આવેલા ઠરાવ સાથે તથા ઇ. સ. ૧૮૫૮માં મરહુમ મહારાણી વિક્ટોરિયાએ બહાર પાડેલા ઠરાવ સાથે બંધ બેસતાં થઇ પડતાં નથી તેમજ આ દેશના લોકને રાજકર્તા તથા પાર્લામેન્ટ તરફથી જે ગંભીર કબુલતો આપવામાં આવી હતી તે માટે ના પાડવાની અથવા તેનો કંઇ જુદોજ ખુલાસો કરી નાખવાની કરવામાં આવતી કોશિષ સામે આ કોન્ગ્રેસ સંપૂર્ણ માન સાથે પણ તેજ વખતે પૂર્ણ મજબુતીથી વાંધો લે છે.

( ख ) આ કૉન્ગ્રેસનો એવો અભિપ્રાય છે કે હાલની નાણાં સંબંધી તથા કારોબાર સંબંધી જે ખામીઓ માલમ પડે છે તે દૂર કરવાનો ખરો ઉપાય આ દેશની ચડીઆતી સરકારી નોકરીમાં હિંદીઓને મોટા પ્રમાણમાં દાખલ કરવાનો છે તથા આગલી કૉન્ગ્રેસો સાથે મળતી થઇ આ કૉન્ગ્રેસ પોતાનો મજબુત અભિપ્રાય દર્શાવે છે કે આ સવાલનો સંતોષકારક નિવેડો જ્યાં સુધી હિંદી સરકારી નોકરી તેમજ જેને ઉતરતે વાથેની નોકરી તરીકે ઓળખવામાં આવે છે તે નોકરી માટેની હરીફાઇની પરીક્ષા ઇંગ્લાંડ તેમજ હિંદુસ્તાનમાં લેવી એવો તારીખ બીજી જૂન ઇ. સ. ૧૮૯૩ ને દિવસે આમની સભામાં પાસ કરવામાં આવેલો ઠરાવ અમલમાં મૂકવામાં ન આવે ત્યાં સુધી લાવી શકાશે નહિ.

( ग ) હિંદુસ્તાનના ઘણાખરા પ્રાંતોમાંથી પ્રાંતિક નોકરી માટેની હરીફાઇની પરીક્ષા કહાડી નાખવા માટે આ કોન્ગ્રેસ પોતાનો ખેદ દર્શાવે છે. આગલા અનુભવ ઉપરથી પુરતી રીતે સાબીત થયું છે કે સરકારી પસંદગીની નિમણુંક કરવાની રૂઢી આ દેશના ખાસ સંજોગો જોતાં ફક્ત સરકારી અમલદારોની મહેરબાનીથી નિમણુંક થવાની રૂઢી ઉપર ઉતરી પડે છે તથા તેમ થવાથી કામને માટે નાલાયક આસામીઓ નોકરીમાં દાખલ થવાથી બરાબર રીતે કારભાર ચલાવવામાં હરકત નડે છે અને તે ઉપરાંત તેથી ચડતા હોદ્દા માટે હિંદીઓની લાયકાત ગેરવાજબી રીતે ઉતરી પડે છે તેથી આ કૉન્ગ્રેસ માનપૂર્વક હિંદી સરકારને આગ્રહ કરે છે કે જ્યાં જ્યાં પ્રાંતિક નોકરી માટેની હરીફાઇ કહાડી નાખવામાં આવી હોય ત્યાં તે પાછી દાખલ કરવી.

## ( ૨ ) કેળવણી.

ગયા માર્ચ માસના પોતાના ઠરાવમાં પ્રાથમિક કેળવણી ઉપર વધારે ખર્ચ કરવાની હિંદી સરકારે આપેલી કબૂલત માટે તથા પરદેશમાં હુનર ઉદ્યોગની કેળવણીનો અભ્યાસ કરવાનું બની આવે તે માટે વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપતી કરવાની કરવામાં આવેલી

ગોઠવણ માટે હિંદી સરકારનો ઉપકાર માનતાં, ચડીઆતી કેળવણીના સંબંધમાં સરકારે લીધેલાં પાછળ હઠવા સરખાં પગલાં સામે ગઇ કૉન્ગ્રેસમાં લેવામાં આવેલો વાંધો આ સભા પાછો ફરીથી રજુ કરે છે, તથા પોતાનો તે માટે મજબૂત અભિપ્રાય નોંધપર મૂકે છે કે, વરસો વરસ સરકારના હાથમાં જે મોટી ફાજલ રકમો રહે છે તેથી ખુલ્લી રીતે તેની ફરજ છે કે જાહેર ફંડમાંથી કેળવણીના ખર્ચ માટે હાલના કરતાં તેણે વધારે મોટો ફાળો આપવો જોઇએ કે જેથી:—

( क. ) સામાન્ય લોકોમાં પ્રાથમિક કેળવણી વધારે બહોળા વિસ્તારમાં આપી શકાય.

( ख. ) શાળાઓમાં "મેન્યુઅલ ટ્રેનિંગ" ( સારીરિક કેળવણી ) તથા શાસ્ત્રાનુસાર ખેતીવાડીને લગતી કેળવણી આપવા માટે ઘટતી ગોઠવણ રાખી શકાય.

( ग. ) થોડાંક ચુંટી કહાડેલાં શહેરોમાં મફત તથા ફરજીઆત કેળવણી આપવાનો અખત્રો શરૂઆત તરીકે અજમાવી શકાય.

( घ. ) આ દેશમાં ઓછામાં ઓછું એક પુરતું સાહિત્ય–સામગ્રી ધરાવનારૂં વિવિધ જાતના હુન્નર ઉદ્યોગો શીખવનારૂં ખાતું સ્થાપી શકાય તથા તેની સાથે જુદા જુદા પ્રાંતોમાં નાની હુન્નર ઉદ્યોગની શાળાઓ અને કૉલેજો સ્થાપી શકાય. તથા,

( ङ. ) દેશનાં અગત્યનાં મથકોમાં વ્યપારી શાળાઓ તથા કૉલેજો સ્થાપી શકાય.

## ( ૩ ) નાણાં સંબંધી સ્થિતિ.

આ કૉન્ગ્રેસનો એવો અભિપ્રાય છે કે આ દેશના લોકોની ભય ઉપજાવનારી ગરીબાઇનાં મુખ્ય કારણો વધી થયાં દેશની દોલત પરદેશમાં ઘસડાઇ જવાનાં, દેશના હુન્નર ઉદ્યોગ નાશ પામવાનાં, ખેતીવાડીની જમીનની ભારે આંકણી કરવામાં આવવાનાં, તથા કારોબાર ચલાવવાની ભારે ખર્ચાળુ રૂઢીનાં છે; તે માટે બીજા ઉપાયો ઉપરાંત નીચેના ઉપાયો લેવાની કૉન્ગ્રેસ ભલામણ કરે છે.

( क. ) આખા હિંદુસ્તાનમાં અગત્યનાં મથકો ખાતે હુન્નર ઉદ્યોગની શાળાઓ તથા કૉલેજો સ્થાપવાની સરકારે મહેરબાની કરવી.

( ख. ) કાયમ જમાબંધીની રૂઢી હિંદુસ્તાનના જે ભાગો તે માટે લાયક થયા છે તે ભાગોમાં તે બાબત ઉપર ઇ. સ. ૧૮૬૨ તથા ૧૮૬૭ ના હિંદી પ્રધાનના દસ્તાવેજોમાં જણાવવામાં આવેલી સરતો પ્રમાણે લંબાવવી તથા જ્યાં કાયમ જમાબંધી દાખલ કરવાનું સરકાર હજી સલાહકારક નહિ ધારે ત્યાં જમીનની મહેસૂલ માટેની આંકણી કરવામાં નહિ આવે તે માટે ઘટતા અંકુશો રાખવા.

( ग ) સરકારની નોકરીનાં ચડીઆતાં ખાતાંમાં બને ત્યાં સુધી હિંદીઓને વધારે પ્રમાણમાં દાખલ કરવા તથા બીજા ઉપાયો લઇ દેશની દોલત પરદેશમાં ઘસડાઇ જતી અટકાવવાના ઉપાયો કરવા.

## ( ૪ ) ખેડૂતોની કરજદારી.

આ દેશના ખેડૂતોની ભય ઉપજાવનારી કરજદારીને સબબે તથા દુકાળની પહેલી નિશાની માલમ પડતાં સરકારી મદદ મેળવવાને તેઓની મોટી સંખ્યાને દોડી જવું પડે છે તે સબબે લંડન ખાતાની "ફેમીન યુનિયન" નામની હિંદુસ્તાનમાં દુકાળ પડતા અટકાવવાના ઉપાયો સુચવવા માટે ઉભી થએલી મંડળીએ જે એવી સૂચના કીધી છે કે હિંદુસ્તાનનાજ જુદા

જુદા ભાગોમાંનાં થોડાંક ગામડાંઓની સ્થિતિની સરકારે સંભાળ ભરેલી તપાસ ચલાવવી; એ સુચનાને આ સભા મજબુતીથી ટેકો આપે છે.

## ( ૫ ) અંગ્રેજી સંસ્થાનોમાં જઇ વસતા હિંદીઓ.

(क.) ઑસ્ટ્રેલિયાની મુલાકાતે જનારા હિંદીઓની બાબતમાં ઑસ્ટ્રેલિયાની સરકાર તરફથી નાખવામાં આવેલા અંકુશોમાં જે છુટછાટ મૂકી છે તે તરફ આ સભા સંતોષની નજરથી જૂએ છે, પણ ખેદ સાથે નોંધ લે છે કે હિંદી વસનારાઓ જેઓ નામદાર શહેનશાહની રૈયત છે તેઓને હેરાન કરનારા અંકુશો અંગ્રેજી સંસ્થાનોમાં હજી ચાલુ રાખવામાં આવ્યા છે અને ઇંગ્લાંડની સરકારની રૈયત તરીકેના સાધારણ હકો આપવાની પણ તેઓને ના પાડવામાંઆવેછે.

( ख ) ટ્રાન્સવાલની માજી બૉયર સરકારે હિંદીઓ સામે જે કાયદા બાંધ્યા હતા તે અંગ્રેજી સરકાર તરફથી વધારે સખ્તાઇથી અમલમાં મૂકવાનો જે ઇરાદો દર્શાવવામાં આવ્યો છે તે સામે આ કોન્ગ્રેસ ખાસ કરી મોટી મજબુતીથી વાંધો લે છે. છેલ્લી બૉયર લડાઇનું એક કારણ એવું આપવામાં આવ્યું હતું કે બૉયર સરકારે નામદાર શહેનશાહની હિંદી રૈયત સાથે ઘણી ખરાબ વર્તણુંક ચલાવી હતી; તે જોતાં તથા તે ઉપરાંત દક્ષિણ આફ્રિકામાં જઇ વસેલા હિંદીઓની સ્વીકારવામાં આવેલા વફાદારી તથા છેલ્લી લડાઇ વખતે તેમણે આપેલી મદદ તરફ જોતાં આ કૉન્ગ્રેસ અંતઃકરણથી ઇચ્છે છે કે ઇંગ્લાંડની સરકાર તે સંસ્થાનમાં જઇ વસેલા હિંદીઓ સાથે ન્યાયી, વાજબી તથા ઉદાર વર્તણુંક ચલાવે એવું ઇંગ્લાંડની પાર્લામેન્ટ ત્યાંની સરકારને દબાણ કરશે.

( ग. ) આ સંબંધમાં ત્યાં જઇ વસેલા હિંદીઓ તરફથી હિંદી સરકાર તથા હિંદી પ્રધાને જે મજબુત બાથ ભીડી છે તે માટે તેઓનો આ કૉન્ગ્રેસ અંતઃકરણપૂર્વક આભાર માને છે; તથા કૉન્ગ્રેસ ઉમેદ રાખે છે કે આ બાબતનો સંતોષકારક નિવેડો આવે નહિ ત્યાં સુધી હિંદીઓ સાથે સારી વર્તણુંક ચલાવવાની ટ્રાન્સવાલની સરકારને ફરજ પાડવાની કોશિશો ચાલુજ રાખવામાં આવશે.

## ( ૬ ) હિંદી પ્રધાનને આપવામાં આવતો પગાર.

જ્યારે સંસ્થાનો માટેની લંડનમાંની ઑફિસના ખર્ચમાં કંઇ પણ ફાળો અંગ્રેજી સંસ્થાનો પાસેથી લેવામાં આવતો નથી ત્યારે લંડનમાંની હિંદી પ્રધાનની ઑફિસનો ખર્ચ હિંદુસ્તાનને માથે ગેરવાજબી રીતે નાખવામાં આવે છે તે માટે વાંધો દર્શાવતાં આ સભા પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે હિંદી પ્રધાનના પગારનો કાંઇ નહિં તો થોડોક ભાગ પણ લૉર્ડ વેલ્બીના કમિશને કીધેલી ભલામણ પ્રમાણે ઇંગ્લાંડના આવક-જાવકના અડમટામાં સામેલ કરવો.

## ( ૭ ) ફાજલ બાકી.

[ क. ] આ કૉન્ગ્રેસના મત પ્રમાણે છેલ્લાં છ વરસની ફાજલ પડતી ચાલુ મોટી બાકીઓ કે જે સઘળી મળીને લગભગ ત્રીશ કરોડ રૂપિયા જેટલી થવા જાય છે તે બાકી લોકોની વધતી જતી આબાદીનું એક પરિણામ છે એમ દર્શાવવા કરતાં ફક્ત એટલુંજ બતાવે છે કે આ દેશમાં કરની સપાટી જરૂર કરતાં ઘણી ઉંચી રાખવામાં આવી છે, કારણકે આ ફાજલ બાકી મેળવી શકાય છે તે હમેશાં નહિ તો મોટે ભાગે રૂપિયાની કિંમતમાં અસ્વભાવિક વધારો થવાનેજ લીધે છે કે જેથી હિંદી સરકાર તરફથી હિંદી પ્રધાનપર દરવર્ષે મોકલવામાં આવતાં નાણાંમાં લગભગ પાંચ કરોડ રૂપિયા જેટલો બચાવ થાય છે.

[ ख. ] હિંદી સરકારની ચલણને લગતી રાજનીતિથી જે વર્ગોને સર્વથી વધારે ભમવું પડયું છે તેમને રાહત આપવા માટે તથા વર્ષો વર્ષ ફાજલ બાકી મોટી રહેવાથી

ખર્ચમાં વધારો કર્યા જવાની સરકારના માર્ગમાં વગર શકે જે લાલચ રહી છે તે દૂર કરવા માટે આ કોન્ગ્રેસ મજબૂતીથી આગ્રહ કરે છે કે; (૧) મીઠાના કરમાં વધારે ઘટાડો કરવો, (૨) સઘળા પ્રાંતોમાં અને મુખ્ય કરીને જે પ્રાંતોમાં ખેડૂતોને આફતકારક વરસોમાંથી પસાર થવું પડયું છે ત્યાં સરકાર તરફથી માગવામાં આવતી જમીનની મહેસુલમાં સામાન્ય ઘટાડો કરવો તથા (૩) કાપડ ઉપરની જકાત કહાડી નાખવી.

( ગ ) આવો ઘટાડો કરવામાં આવે ત્યાં સુધી આ કોન્ગ્રેસ આગ્રહ કરે છે કે ફાજલ બાકીનો થોડોક ભાગ હિંદુસ્તાનમાં હુન્નર ઉદ્યોગને લગતી કેળવણીમાં વધારો કરવા જેવાં કામો કે જેથી લોકોને સીધો ફાયદો થાય તેવાં કામોમાં રોકવા તથા બાકીની ફાજલ સ્થાનિક તથા મ્યુનિસિપાલ બાર્ડોને મદદ કરવાના ઉપયોગમાં લેવી કે જે મંડળોનાં સાધનોમાં દુકાળ તથા વરસોવરસ ચાલતા મરકીના ઉપદ્રવને લીધે એટલો તો ગંભીર પ્રકારનો ઘટાડો થયો છે કે તેઓ સુખશાન્તિને લગતા ઘણાજ જરૂરના સુધારાઓ પણ હાથ ધરી શકતાં નથી.

ઉપર પ્રમાણે પહેલા દિવસની સબજેક્ટસ કમિટીમાં ઠરાવો મુકરર કરવામાં આવ્યા પછી બીજા ઠરાવો માટે સબજેક્ટસ કમિટીની બીજી બેઠક બીજા દિવસપર મુલતવી રાખવામાં આવી હતી, તે બીજે દિવસે (તા. ૨૭ મી ડિસેમ્બરે) સાંજે સર **વિલિયમ વેડરબર્ન**ના અધ્યક્ષપણા નીચે મળી હતી તે વખતે શરૂઆતમાં કોન્ગ્રેસના બંધારણને લગતો સવાલ પ્રથમ હાથ ધરવામાં આવ્યો હતો જેના સંબંધમાં કેટલુંક વિવેચન ચાલ્યા પછી છેવટે તે બાબતમાં કંઇ કરવાની જરૂર છે કે કેમ ? તે વિષે વિચાર ચલાવવા જૂદા જૂદા પ્રાંતો તરફના પ્રતિનિધિઓની કમિટી નિમવાનો ઠરાવ કંઈ પણ વિરૂદ્ધ મત વિના કરવામાં આવ્યો હતો. એ સવાલની તકરાર દરમ્યાન ઑનરેબલ સર ફીરોજશાહ મહેતાએ " સામા માણુસને જીતી લે એવા તેમના દેખાવ " માટે કરવામાં આવતી એક ફર્યાદનો વાળેલો જવાબ ઘણોજ રમુજી હતો. કોઇ કોઈ ટીકાકારો તકરારની ગેરહાજરીમાં તથા પોતાની સામે ઑનરેબલ સર ફીરોજશાહના મત પ્રમાણે ઠરાવ કરવામાં આવતાં એવો કઢંગો બચાવ લાવે છે કે તેમને સાંભળનારાઓ તેમના દેખાવથી અંજાઇ જઇ ખોટા મત આપે છે. ઑનરેબલ સર ફીરોજશાહે તે ઉપરથી પોતાના તેવા ટીકાકારોથી જાણવા માગ્યું હતું કે, ત્યારે તેઓએ પોતાના દેખાવનું શું કરવું ? શું પોતે પોતાનો દેખાવ છે તેથી જૂદી રીતે દેખાવાની તજવીજ કરવી? તેમણે જણાવ્યું કે ખરી વાત એટલીજ છે કે પોતે જે સારી સમજથી વાત કરે છે તે સામા માણુસના ધ્યાનમાં ઉતરી જાય છે અને તેથીજ તેઓ તે સ્વીકારે છે.

તે પછી બીજા દિવસની બેઠક વખતે કયા ઠરાવો કૉંગ્રેસ પાસે લાવવા તે સંબંધી વિચાર ચલાવવામાં આવ્યો હતો અને તેના પરિણામમાં એવો ઠરાવ થયો હતો કે કમિટિએ ગઇ કાલે પસંદ કરેલા ઠરાવોમાંના આજે બાકી રહેલા બે ઠરાવો ઉપરાંત નીચેના પણ રજુ કરવાઃ—

## ( ૮ ) રાજ્યકારભારમાં મળવો જોઇતો ભાગ.

કોન્ગ્રેસના અભિપ્રાય પ્રમાણે હવે વખત આવી પહોંચ્યો છે કે પોતાના મુલકના કારભાર અને વહિવટમાં આ દેશના લોકોનો વધારે મોટો અવાજ રજુ થાય તે માટે નીચેના ઉપાયો લેવા જોઇએ છીએઃ—

( ક. ) હિંદુસ્તાનના દરેક પ્રાંત અથવા ઇલાકાને ઇંગ્લાંડની આમની સભામાં પોતાના બે પ્રતિનિધિઓ મોકલી આપવાનો હક આપવો.

( ખ. ) બંને મોટી તથા પ્રાંતિક ધારા સભાઓનું બંધારણ લંબાવવું—તેમાંના સર-

કારી નહિ એવા પ્રતિનિધિઓની સંખ્યામાં વધારો કરવો તથા પોતાની પાસે આવતા સઘળા નાણાં સંબંધી સવાલોમાં તેઓને મત આપવાનો હક આપવો–ધારા સભાના વડાને તેઓનો ચૂકાદો રદ કરવાની સત્તા રહેશે.

( ग. ) લંડનમાંની હિંદી પ્રધાનની કાર્યભારી સભામાં તથા હિંદી સરકાર અને મુંબાઇ તથા મદ્રાસની કારોબારી સભાઓમાં ઓછામાં ઓછા એક હિંદીની નિમણુંક કરવી.

## ( ૯ ) તિબેટની બાબતો—સરહદ વધારવાની રાજનીતિ.

હિંદુસ્તાનની મહેસુલ હિંદુસ્તાનના કાયદાએ નક્કી કરેલી સરહદની બહાર પાર્લામેન્ટની અગાઉની સંમતી વિના પરદેશી હુમલા મારી હઠાવવા શિવાયના કામમાં વાપરવી નહિ એવી ઈ. સ ૧૮૫૮ના કાયદામાં ઘડવામાં આવેલી કલમનો હેતુ હાલની તિબેટની ચડાઇના સંબંધમાં નિષ્ફળ કરવામાં આવ્યો હતો, કેમકે જ્યાં સુધી તે ચડાઇ એવી સ્થિતિમાં નહિ આવી હતી કે પાર્લામેન્ટને ખર્ચની મંજુરી આપ્યા વિના છુટકો નહિ થાય ત્યાં સુધી તે ચડાઈને રાજદ્વારી મીશનનું નામ આપવાનું ચાલુ રાખવામાં આવ્યું તે માટે આ કૉન્ગ્રેસ પોતાની ગંભીર દિલગીરી જાહેર કરે છે, તેમજ આવી રીતે હિંદી મહેસુલને જે કાયદાથીજ રક્ષણ મળેલું હતું તે તેની પાસેથી ગેરવાજબી રીતે છીનવી લેવામાં આવ્યું હતું તે માટે પણ તે પોતાની ગંભીર દિલગીરી જાહેર કરે છે. આમની સભાએ તે ચડાઇના ખર્ચનો એક ભાગ પણ ગ્રેટબ્રિટનની તિજોરીમથી આપવા ના પાડી તે માટે આ કૉન્ગ્રેસ પોતાની દિલગીરીની નોંધ લે છે કેમકે એ ચડાઇ શહેનશાહી લાભો વધારવા માટે તથા શહેનશાહી રાજનીતિ આગળ જવા માટે કરવામાં આવી હતી.

આ અન્યાય માટે કૉન્ગ્રેસ ખાસ મજબુતીથી એટલા માટે વાંધો લે છે કે, તે માને છે કે તિબેટ ખાતાની ચડાઇ સરહદ આગળ વધારવાની સામાન્ય રાજનીતિનો એક ભાગ માત્ર હતો અને અફઘાનીસ્તાન તથા ઇરાન ખાતે જે એલચી ખાતાં મોકલવામાં આવ્યાં છે તે સાથે તે રાજનીતિથી હિંદુસ્તાન દેશ પરદેશોના ઝઘડાઓમાં સંડોવાઇ જવાનો ભય રહે છે અને તેથી હિંદુસ્તાનની મહેસુલપર અસહ્ય ભાર વધ્યા વિના રહેશે નહિ કે જે ભાર હિંદના ઉત્તમ લાભો માટે અંતમાં નાશકારક નીવડશે.

## ( ૧૦ ) પોલીસને લગતો સુધારો.

પોલીસ કમિશને પોતાનો રિપોર્ટ મોકલી આપ્યાને બે વર્ષ થઈ ગયાં છે અને જો કે સરકારી છુપી ખબરોને લગતા કાયદાનો જેના પર અમલ નહિ થઇ શકે તેવા પત્રોમાં તેના કેટલાંક ભાગો પ્રકટ થયા છે તે છતાં તે પ્રકટ કરવામાં આવ્યો નથી તે માટે આ કૉન્ગ્રેસ પોતાને ઉપજતી દિલગીરીની નોંધ લે છે.

દેશની પોલીસ ફોજમાં સંપૂર્ણ સુધારો કરવાની અત્યંત જરૂર જોતાં આ સવાલનો સંતોષકારક ફડચો થાય તેમાં સમાએલા મોટા જાહેર લાભો જોતાં તેવા કારણથી સુધારાની યોજનાનો સરકાર નિશ્ચય કરે તે પહેલાં પ્રજાને તે ઉપરના પોતાના વિચાર દર્શાવવાની તક આપવાની દેખીતી જરૂર જોતાં તથા હિંદી સરકારને હિંદી પ્રધાને તે બાબતપર વિચાર ચલાવ્યા પછી તે ઉપર જે પણ ટીકા જાહેર તરફથી કરવામાં આવે તે નકામી થઇ પડશે તે તરફ જોતાં આ કૉન્ગ્રેસ કંઇ પણ વધારે ઢીલ કર્યા વિના કમિશનનો રિપોર્ટ પ્રકટ કરવા અંતઃકરણથી આગ્રહ કરે છે.

## ( ૧૧ ) લશ્કરી ખર્ચ.

( अ ) દેશના લશ્કરી ખર્ચના બોજામાં દર વર્ષે જે ભારે તથા આડું ખર્ચ કરવામાં

આવે છે તે તરફ કૉન્ગ્રેસ ભારે ભયની નજરથી જૂએ છે. આ કૉન્ગ્રેસના મત પ્રમાણે હાલનો લશ્કરી ખર્ચ ખમી શકવાની હાલતમાં હિંદ નથી.

( ब ) લશ્કરી ખર્ચના સંબંધમાં હિંદની મહેસૂલ ઉપર વધારે ભાર મૂકવાની સૂચના કૉન્ગ્રેસ ઘણી દિલગીરીથી સાંભળે છે અને હિંદનું નવું બંધારણ કરવાની લૉર્ડ કિચનરની યોજનાનો ખર્ચ હિંદી તીજોરી ઉપર નાખવા સામે મજબુતીથી પોતાનો વાંધો દર્શાવે છે.

( क ) હિંદુસ્તાનમાં રાખવામાં આવતા લશ્કરની મજબુતી તથા તેની ઉત્તમતા વધારવા માટે વારંવાર જે પગલાં ભરવામાં આવે છે તે હિંદની લશ્કરી હાજતોની દ્રષ્ટિથી નહિ પણ પૂર્વ તરફના દેશોમાં બ્રિટિશ વડપણ સાચવી રાખવાના હેતુથી ભરવામાં આવે છે; તેમ જ હાલના વર્ષોમાં બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યા થોડા વખત માટે સંપૂર્ણ સલામતી સહિત હિંદની હદ બહાર રોકવા માટે ઘટાડવામાં આવી છે અને દેશની સુલેહ જોખમમાં આવી નથી તે કારણથી આ કૉન્ગ્રેસ ધારે છે કે બ્રિટિશ પાર્લામેન્ટે હિંદુસ્તાન ખાતાના લશ્કરના ખર્ચમાં સંગીન ફાળો-ભાગ આપવાનું વાજબીપણું તથા ઉત્તમ રાજનીતિ જોવી જોઇએ.

## ( ૧૨ ) મહેસૂલી તથા ઇન્સાફી ખાતાં જુદાં પાડવાની જરૂર.

આગલી કોન્ગ્રેસો સાથે મળતી થઇ આ કોન્ગ્રેસ ફોજદારી ઇન્સાફ આપવાના સંબંધમાં મહેસૂલી તથા ઇન્સાફીખાતાં જૂદાં પાડવાનું કામ ઢીલમાં નહિ રાખવા હિંદી સરકાર તથા હિંદી પ્રધાનને આગ્રહ કરે છે. સરકારે તેની જરૂર વારંવાર સ્વીકારી છે તથા તે ઘણું તો થોડા નિર્જીવ ખર્ચના વધારાથી અમલમાં મૂકવાની શક્તિ વારંવાર બતાવવામાં આવી ચૂકી છે.

## (૧૩) ઇંગ્લંડ ડેલીગેટો મોકલવાનો ઠરાવ.

હિંદના જૂદા જૂદા પ્રાંતોમાંથી એક એક ડેલીગેટ ઇંગ્લાંડની પ્રજાને હિંદની હાજતો વગેરેથી વાકેફ કરવા માટે પાર્લામેન્ટની નજીક આવતી ચુંટણીના પ્રસંગે મોકલી આપવા માટે ત્રીશ હજાર રૂપિયાનું એક ફંડ કરવું.

## (૧૪) હિંદના ત્રણ હિતેચ્છુઓ મરહુમ મી૦ તાતા, ડિગ્બી તથા અર્લ ઓફ નોર્થબ્રુક માટે દિલગીરી.

મરહુમ મી૦ જમશેદજી નસરવાનજી તાતાના અકાળ મરણથી હિંદને ગએલી ભારે ખોટ માટે તથા હિંદના બીજા બે હિતેચ્છુઓ મી૦ વિલિયમ ડિગ્બી અને લૉર્ડ અર્લ ઓફ નોર્થબ્રુકના મરણ માટે ખેદ બતાવવો.

## (૧૫) લૉર્ડ રિપનના બાવલાનો સવાલ.

લૉર્ડ રિપનના બાવલાનો સવાલ એક પ્રતિનિધિએ ઉભો કરતાં એમ ઠરાવવામાં આવ્યું કે તે માટે એક ફંડ ઉભું કર્યા પછી કોન્ગ્રેસ પાસે તે માટેનો ઠરાવ લાવવો. મુંબાઇ તરફથી યાદ આપવામાં આવી હતી કે મુંબાઇએ તો એ મહાન્ વૉયસરૉયની યાદદાસ્ત તેના નામે દોઢ લાખના ખર્ચે ટેક્સટાઇલ સ્કુલ વીક્ટોરિયા ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટના સંબંધમાં ઉભી કરાવી સારી રીતે ફરજ અદા કરી છે.

આ ઉપરાંત બ્રિટિશ કમિટીને તેના વાર્ષિક ખર્ચ માટે સાતસો પૌંડ મોકલવા, સેક્રેટરીઓની નિમણુંક કરવા, બ્રિટિશ કમિટીનો આભાર માનવા વગેરેના ઠરાવો લાવવાનું નક્કી થયું હતું.



# પ્રકણ છઠું–બીજી બેઠક.

## પાસ થએલા ઠરાવો–તેનાપર થએલું વિવેચન–જૂદા જૂદા વિદ્વાનોનાં ભાષણો.

### બીજી બેઠકની શરૂઆત.

વીશમી હિંદી પ્રજાકિય કોન્ગ્રેસનું કામકાજ બીજે દીવસે ( તા. ૨૭ મી ડીસેંબરે ) સવારે બરાબર અગિયાર વાગે પહેલા દિવસની પેઠેજ ઉત્સાહપૂર્વક શરૂ થયું હતું; બીજે દિવસે પણ ડેલિગેટો, પરોણાઓ ને શ્રોતાઓની પધરામણી ઠરાવેલા વખત પહેલાંજ થવા માંડી હતી; વખત થતાં આખો મંડપ સારી રીતે ભરાઈ ગયો હતો, સ્ત્રીઓની હાજરી પણ પહેલા દિવસના જેવીજ ધ્યાન ખેંચનારી હતી; બીજે દિવસે જાણીતા પરોણાઓમાં **સ્વામી નિત્યાનંદ** તથા **સ્વામી વિશ્વેશનંદ**ની હાજરી ખાસ વધારા તરીકે હતી. શરૂઆતમાં આગળ દર્શાવવામાં આવેલું ભારત ભૂમિનું જયકીર્તન મહિલા સમાજે સુસ્વરથી વાજીંત્રોના સ્વરો વચ્ચે ગાયું હતું. **મી૦ બાળગંગાધર તીલક** આવી પહોંચતાં તેમને શ્રોતાઓએ ઉભા થઈ હુરરેના પોકારોથી આવકાર આપ્યો હતો; મી૦ સુરેન્દ્રનાથ બેનરજીએ ઉભા થઇ બ્રિટિશ ન્યાયના મિત્રોને ન્યાયની ફત્તેહ માટે ત્રણ જયનાદ કરવાનું સુચવતાં તાળીઓના ગડગડાટ અને “ પીટ પીટ હુરરે ” ના પોકારથી આખો કોન્ગ્રેસ મંડપ ગર્જના કરી રહ્યો હતો.

તે પછી પ્રમુખ સાહેબે ખુલાસો કરતાં જણાવ્યું હતું કેઃ—આપણી પાસે વખત ઘણો થોડો છે તેથી પ્રથમ બોલનારને દશ મિનિટ તથા ટેકો આપનારને પાંચ મિનિટ આપવામાં આવશે પણ સાધારણ સરસ વક્તાઓને થોડોક વધારે વખત આપવામાં આવશે. આપણું કામ બરાબર બજાવવા માટે મારે જરા સખ્તાઈથી કામ લેવું પડશે. હવે હું બાબુ સુરેન્દ્રનાથને પહેલો ઠરાવ રજુ કરવા જણાવું છું. ( જોસ ભેર તાલીઓ. )

### પાસ કરવામાં આવેલા ઠરાવો.

### ઠરાવ પહેલો–સરકારી નોકરીમાં હિંદિઓની નિમણુંક બાબુ સુરેન્દ્રનાથ બેનરજીનું ભાષણ.

પાછલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણેનો પહેલો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. એ પહેલા ઠરાવની દરખાસ્ત રજુ કરતાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ જણાવ્યું કે;—

આજે એટલે હિંદુસ્તાનમાં બ્રિટીશ અમલની સ્થાપના થયા પછી લગભગ દોહોડસો વરસે કે જ્યારે સઘળી તરફથી દરરોજ વધતા જતા જ્ઞાન અને બીજી રીતનાં અજવાળાં સાથે પૂર્વ અને પશ્ચિમ વચેનો સમાગમ વધતો જાય છે, જ્યારે એક તરફથી એશિયાટીક રહીશોની કી-

ર્તિ લડાઇનાં મેદાનોમાં ઉચી પ્રકારની પુરવાર થતી જાય છે તેવા કાળમાં, સરકારની એક ચોક્સ પ્રકારની રાજનીતિ સામે પ્રોટેસ્ટ નોંધવાની આપણને જરૂર પડે છે. જે રાજનીતિ દુનિયાની પ્રજાઓમાં આપણને પાછળ પડવા જેવી જણાય છે એટલુંજ નહી પણ પૂર્વેમાંના બ્રિટીશ અમલની ઉતરતા આવેલા નિયમોથી તથા આ દેશમાંના ઇંગ્રેજ નામની કીર્તિથી તદન ઉલટાંજ પ્રકારની છે. સરકારે પાછળ હઠવા સરખી જે રાજનીતિ ધારણ કરી છે તેથી પ્રજાનો અવાજ જંગલમાં પોકાર કીધા સમાન થઈ પડવાની વકી છે, એટલે તે અવાજનો કોઇ જવાબ આપનાર નથી, તેટલું છતાં પણ આપણી ફરજ છે કે, ઇંગ્લંડની પ્રજાનાં અંતઃકરણો ઉઘડે તેવી રીતે આપણે ચાલુ ને ચાલુ પોકાર કરતા રહેવું. તા૦ ૨૪ મી મે ૧૯૦૪ ના પોતાના ઠરાવમાં હિંદી સરકારે જે રાજનીતિ અખત્યાર કરવાનું જાહેરનામું કહાડયું છે તે મહારાણી સંસ્કારના ઢંઢેરા તથા ચારટર આક્ટથી તદન ઉલટુંજ છે. અત્યાર સુધી તો તે ઢંઢેરા તથા આક્ટની કલમો સુવાડેલી હતીજ પણ હવે તો તેનો ખુલ્લી રીતે અનાદર કરવામાં આવે છે. લોર્ડ કર્ઝન જણાવે છે કે હિંદુસ્તાનની સરકાર એક દિવસ પણ સ્થિર ઉભી રહેવા પામતી નથી. હું જણાવું છું કે સરકાર સ્થિર રહેતી નથી પણ હીલચાલ કરતી રહે છે અને તે હિલચાલ આપણાં કમનસીબે પાછળ હઠે છે અને તે પણ વળી ખોટે માર્ગે, અને જે હીલચાલને લોર્ડ કર્ઝન વધારા તરીકે ઓળખાવે છે, તેને આપણે "પાછળ હઠવા" ના નામથી પીછાનીએ છીએ. આ પાછળ હટવવાની હીલચાલ જે પ્રકારે તા૦ ૨૪ મી મે ૧૯૦૪ ના હિંદી સરકારના ઠરાવમાં જાહેર કરવામાં આવેલી દેખાય છે તે કરતાં ખરાબ બીજો કોઈ પણ હીલચાલનો દાખલો મળી શકતો નથી. તે ઢંઢેરા તથા ચારટર આક્ટના ખુબાથી યોગ્યતાની કસોટી ગુણ દોષથી થતી હતી ત્યારે હાલ તે કમોટી, મહેરબાની ઉપર આવી ઉતરી છે. શેહેનશાહી કાઉન્સીલમાં લોર્ડ કર્ઝને જાહેર કીધું છે કે બ્રિટીશ અમલ હેઠળના હોદ્દાઓની જોખમદારી ચલાવવાને દેશીઓ લાયકાત ધરાવતા નથી તેથીજ તેઓને મોટા હોદ્દાઓ ઉપરથી બાતલ રાખવામાં આવે છે. રાજના એક મોટા પ્રતિનિધિ તરફથી હિંદુસ્તાનના લોકોને આવું મોટું અપમાન કદી પણ આપવામાં આવ્યું નથી. પાછળ હઠાવાની રાજનીતિ ચલાવીને ઢંઢેરાઓની સરતોનું ઉલંઘન કરતું એ તેની જાતે અન્યાયી તો છેજ, પણ દેશના લોકો ઉપર આવી જાતનુ કલંક લગાડવું એ અન્યાય ઉપર અપમાન ચોંટાડવા સરખું છે. જો એશિયાટીકો યુરોપીયનો કરતાં યોગ્યતામાં ઉતરતા હોય તો જેપાનિયોનોજ દાખલો આપણે લઇશું જેપાનિયોને ધ્યાનમાં લઇશું તો ઉપલું કલંક એક ઘડી ભર પણ ટકી શકનાર નથી. હિંદી પ્રતિનિધિઓ શેહેનશાહી અમલની જોખમદારીઓ ચલાવવાને સમાન યોગ્યતાવાળા છે, હિંદુસ્તાને ટોડરમલ, અબુલ્ફઝલ તથા બીજાઓ તેમના સરખા ઘણાક બાહોશ રાજદારીઓ ઉત્પન્ન કરેલા છે કે જેવા રાજદારીઓ ધરાવવા માટે કોઈ પણ દેશ મગરૂરી લઇ શકે. જે પાછળ હઠનારી રાજનીતિ અખત્યાર કરવામાં આવી છે તે ખોટા શેહેનશાહી દમામથી ઉભા [illegible] અવિશ્વાસ અને શકને આભારી છે. બ્રિટીશ અમલ દેશની મોટી નોકરીઓમાંથી દેશીઓને મોટી હદમાં બાતલ રાખનારો છે. હું જાણવા માગું છું કે, લશ્કરમાં કે પોલીસમાં કેટલા દેશીઓ મોટા હોદ્દાઓ ધરાવે છે? એ બાબતમાં, રૂશિયન સરકારની રાજનીતિ, એશિયાટીકો સાથે કામ લેવામાં બ્રિટીશો કરતાં વધારે ઉદાર છે.

(વચ્ચે વચ્ચે બાબુ બેનરજી જ્યારે શ્રોતાઓને સવાલ કરી જાણવા માગતા કે તેઓ કંટાળી તો ગયા નથી, ત્યારે આખું સભા સ્થાન, નહીં નહીં, ચલાવો ચલાવોના પોકારોથી ગાજી રહેતું હતું, અને તે જોઇ મી૦ બેનરજી પોતાના હાથ ધરેલા વિષયને અચ્છી રીતે લંબાવતા હતા.)

તેઓ બોલ્યા કે, લોર્ડ કર્ઝન પોતે સરકારી ઑફિસોમાં દેશીઓનું પ્રમાણ સંતોષકારક માનો જે દાવો કરતા હતા તે તેમનાજ આંકડાઓ ઉપરથી ખોટો પડે છે. તે આંકડાઓ ખુલ્લું તાવે છે કે સરકારી ઑફિસોમાં દેશીઓ કરતાં યુરોપિયનો અને યુરેશિયનોનું પ્રમાણ વધુ છે. આંકડાઓ બતાવે છે કે આ દેશના પુત્રોને દેશના રાજકારોબારમાંથી બતાલ રાખવામાં વે છે. એ જોતાં લોર્ડ કર્ઝનનો દાવો વધુ વખત ટકી શકે તેવો નથી. છેલ્લાં ૩૬ વરસના ાંકડાઓ રજુ કરીને હું બતાવીશ કે સરકારી નોકરીમાં દેશીઓનું પ્રમાણ દિવસે દિવસે તું જાય છે. ૧૮૬૮ માં સઘળા મળીને સરકારી હોદ્દાઓની સંખ્યા ૧૩૦૩૧ હતી, જે હિંદુ તથા મુસલમાનોનું પ્રમાણ ૭૨ ટકા જેટલું હતું; જ્યારે યુરોપિયન તથા યુરેશિય-નું પ્રમાણ ૨૮ ટકા જેટલું હતું. ૧૮૬૮ માં એ પ્રમાણ હતું પણ જેમ જેમ આગળ વ-ા જઈશું તેમ તેમ તે પ્રમાણ ઓછું થતુ જશે—( શરમ શરમના અવાજો. ) ૧૮૮૭ માં કારી હોદ્દાઓની સંખ્યા આગળના જેટલીજ હતી. પણ તે વેળાએ હિંદુ તથા મુસલમા-નું પ્રમાણ ૫૬ ટકા જેટલું હતું જ્યારે યુરેશિયન અને યુરોપિયન અમલદારોનું પ્રમાણ મોટી સુધી વધતું ચાલ્યું છે. ૧૯૦૩ માં સરકારી હોદ્દાઓની સંખ્યા ૨૮૨૭૮ ની હતી, એટ-આગળ કરતાં તેમાં વધારો થયો હતો છતાં તેમાં દેશીઓનું પ્રમાણ તો જેટલું ને તેટલુંજ હતું. ચઢતા હોદ્દાઓના સંબંધમાં આવો બનાવ બન્યો છે તેવોજ બનાવ ઉતરતા હો-ઓના સંબંધમાં પણ બન્યો છે. લશ્કરી નોકરીમાં પણ એજ મુજબ દેશીઓનું પ્રમાણ ાડવામાં આવ્યું છે. તેમાં ક્યા હોદ્દા દેશીઓને આપવામાં આવતા નથી અને ાજ ઉતરતા હોદ્દાઓ તેમને આપવામાં આવે એ શું વાજબી છે? આજ કાલ દેશીઓને ઓનરરી કેપટન અને કાઉન્સીલરના હોદ્દાઓ આપવામાં આવે છે ( હસા-. ) જેઓ માત્ર નામનાજ છે. તેઓ ખરા કેપટન તથા કાઉન્સીલરો નથી. ફીલીપાઇ-ં અમેરિકન સરકારે ત્યાંની પ્રજાને સ્થાનિક સ્વરાજ્ય આપ્યું છે અને તેના રાજકારોબારમાં પ્રજા તત્વ ઉમેર્યું છે. સરકારી નોકરીમા દેશીઓને દાખલ કરવાનો સવાલ ઘણો જુનો ઇંગ્લંડના આપણા ઇંગ્રેજ મિત્રોની દિલસોજી આપણા તરફ વધતી જાય છે, કેમકે તેઓ ીઓની ફરિયાદમાં વાજબીપણું સમજતા થયા છે. આપણા સાચા ખેરખાહ સર વિલિયમ બર્ન જે કોંગ્રેસમાં ભાગ લેવાને અત્રે પધાર્યા છે તેના માનમાં લંડન ખાતે અપાયલા ખા-ાં આપણાં ઇંગ્રેજ મિત્રોએ જાહેર કરેલા વિચારો આપણા પ્રત્યેની તેમની ઉંચા પ્રકારની ાજીનો એક ખરો પુરાવો રજુ કરે છે. નીષ્ફળતાથી નાઉમેદ થવાનું આપણને કશું કા-નથી. આપણા હેતુઓ ઉત્તમ છે અને તે પાર પડ્યા વગર કદી રહેશે નહી. બ્રિટીશ અ-માં આપણે અનેક સુખો ભોગવતા થયા છીએ અને વધુ સુખો મેળવવાની લાલચથી આપ માગણી કરીએ છીએ જે આપણને મળવી જોઇએ છીએ. છેવટે બાબુ સુરેંદ્રનાથે ઉમેદ બ-ી કે આપણી સઘળી આશાઓ અને ઇચ્છાઓ પાર પડે એવી હું આશીષ માગી બેસી ની રજા લઉં છું. ( તાળીઓના અવાજો. )

તેમનું ભાષણ પુરૂં થતાં પ્રમુખ સાહેબે ફરીથી બોલનારાનું ધ્યાન વખતની ટુંકતાઇ ખેંચ્યું અને મદ્રાસ વાળા મી૦ જી. સુબ્રામની આયરને ઉપલી દરખાસ્તને ટેકો આ-ક્યું.

## પહેલા ઠરાવની દરખાસ્તને ટેકો—મી૦ સુબ્રામની આયરનું ભાષણ.

મદ્રાસવાળા મી૦ સુબ્રામની આયરે ઉપલી દરખાસ્તને ટેકો આપતાં એક સુભાષિત અને સરનું ભાષણ કર્યું હતું. તેઓ બોલ્યા કે, સરકારી નોકરીમાં દેશીઓને દાખલ કરવાનો

સવાલ બહુ જુનો છે, અને તે હવે એવી હદે પોહોંચ્યો છે કે આપણે બહુ તેજી થવું જોઇએ છે. આપણે આપણા હકો માટે લડત ચલાવવાને વધુ બળથી કમર કસવી જોઇએ છે. દેશીઓને સરકારી નોકરીઓનાં મોટાં પ્રમાણમાં દાખલ કરવાને અનેકવાર કબુલાતો અપાયલી છે. તેની શરૂઆત ૧૮૩૩ માં થઇ હતી, તે પછી ૧૮૫૭ ના ઢંઢેરામાં તે કબુલાતો પુનઃ અપાઈ હતી, તે પછી ૧૮૬૧ માં ઇંડિયા ઑફિસમાં કેટલીક કોશિશ થઈ હતી, અને ૧૮૯૩ માં આમની સભાએ ચઢતા સરકારી હોદ્દાઓની પરીક્ષા ઇંગ્લંડ અને હિંદુસ્તાનમાં એકી વખતે લેવાની તરફેણમાં એક ઠરાવ પસાર કર્યો હતો. એ રીત જોતાં ૬૦ વરસ થયાં એ સવાલ ઉપર વિચાર ચલાવ્યામાં આવે છે, છતાં આપણી સ્થિતિ તો આગળના સરખીજ રહી છે.—એમ કહું કે આગળ કરતાં સ્થિતિ બગડી છે તો તેમાં કશું ખોટું નથી. આગળ જ્યારે હિંદુસ્તાનમાં બ્રિટીશ રાજ્યની બરાબર સ્થાપના થઈ નહોતી ત્યારે સરકાર હિંદીઓને મોટી મોટી કબુલાતો અને આશાઓ આપતી હતી, પણ હવે જ્યારે રાજ્યની સ્થાપના હિંદુસ્તાનમાં પાકી થઇ છે અને જ્યારે હિંદીઓની રાજ તરફની વફાદારી પુરેપુરી સાબીત થઇ છે ત્યારે સરકાર પોતાના આપેલા વચનો ઉપર પાણી ફેરવવા માગે છે. લોર્ડ કરઝને ખુલ્લું જાહેર કીધું છે કે, હિંદી સરકારની રાજનીતિ અને પદ્ધતિ ઢંઢેરામાં જાહેર કીધેલા નિયમોને અનુસરતાં નથી પણ તેથી તદન ઉલટાંજ છે. લોર્ડ કર્ઝને હિંદીઓને આપવામાં આવેલા સરકારી હોદ્દાઓની જે સંખ્યા આપી છે તે ઉપર ટપકેથી જોતાં લાગે છે કે તેમની સંખ્યા વધી છે, પણ બરાબર તપાસીશું તો માલમ પડશે કે, હોદ્દાનું પ્રમાણ ખરેખર ઘટયું છે. મારી પાસે કેટલાક આંકડાઓ છે કે જે ઓછા વખતને લીધે હું આપી શકતો નથી, પણ તે ઉપરથી હું એવું અનુમાન કહાડું છું કે જો ૧૦૦ નવા હોદ્દા વધ્યા હોય તો તેનો ઘણો મોટો ભાગ યુરોપિયનો અને યુરેશિયનોને ભાગે છે જ્યારે એક નાનો ભાગ હિંદીઓને માટે છે, ઠરાવમાં એવી ભલામણ કરવામાં આવી છે કે સીવીલ સરવીસનું બંધારણ તપાસી જઇ ફરી વાર રચવું, પણ તેનો અર્થ ખુલ્લો થવો જાઇએ છે; તેનો અર્થ એવો થવો જોઇએ કે સનંદી અમલદારોની હાલની મોટી સંખ્યામાં ઘટાડો કરવો અને હિંદીઓને વધુ ને વધુ પ્રમાણમાં તે હોદ્દાઓ આપવા. હવેજ કાંઇ કરી બતાવવાનો વખત આવ્યો છે. અત્યાર સુધી આપણે બહુ ધીમા હતા પણ હવે તેજ બનવું જોઇએ છે, પણ તે કામ લેવું તે અરધા અંતઃકરણથી કરવું જોઇતું નથી, પણ જે કબુલાતો રાજ તરફથી આપવામાં આવી છે, જે કાયદાઓ પાર્લામેંટે ઘડ્યા છે તે પ્રમાણે વર્તવાને આપણે બહાર પડવું જોઇએ છે. હિંદુસ્તાન જે માગે છે તે મળશેજ પણ આપણી તે માટે જોરથી માગણી કરવાનીજ ઢીલ છે.

## પહેલા ઠરાવને એક મોહમેડન ડેલીગેટનો વધુ ટેકો.

બર્દવાન તરફથી આવેલા એક મુસલમાન ડેલીગેટ મી૦ જી. અબદુલ કાસીમે, આ દરખાસ્તને વધુ ટેકો આપ્યો હતો. તેમ કરતાં તેમણે જણાવ્યું કે, હિંદીઓને સરકારી હોદ્દાઓ ઓછા મળે છે તે સામેના પોકારમાં મારો નમ્ર અવાજ ઉમેરવા માગું છું. એ હોદ્દાઓને લગતો સવાલ બહુ જુનો છે, દર વરસે કોન્ગ્રેસના પ્રોગ્રામમાં તે રજુ કરવામાં આવે છે, છતાં સરકાર તે ઉપર ધ્યાન આપતીજ નથી એટલે તે આપણને વારંવાર રજુ કરવાની ફરજ પડે છે. ન્યાય અને વાજબીપણુનો બ્રિટીશ મુદ્રાલેખ છે અને તેને લીધેજ આ જાતનો ઠરાવ ફરી ફરી આપણે રજુ કરતા રહીએ છીએ અને તેમાં લોર્ડ કર્ઝનના પ્રતાપથી એક ભાગ ઉમેરાયો છે. (હસાહસ) જ્યારે પણ હિંદી સરકાર કાંઇ પાછળ પડવા જેવું પગલું ભરે છે અથવા પાછળ હઠાવનારી રાજનીતિ ચલાવે છે ત્યારે તે સઘળો ટોપલો મારી ઇસલામી કોમને માથે ઢોળવામાં આવે છે. (હસાહસ) હું જાણવા માગું છું કે સરકાર કોઇ પણ વખતે મસલત લે છે ખરી કે ? સર એંડ્રુ ફ્રેઝરને બર્દવાનમાં મુસલમાનોએ એક માનપત્ર એનાયત

કર્યું હતું તે વેળા એ અમલદારના મન ઉપર એવું ઠસાવવાની મેં કોશિષ કીધી હતી કે મુસલમાનોને મોટા સરકારી હોદ્દાઓ ઓછા મળેછે તેનો એક, સબબ મોટા સરકારી હોદ્દાઓ માટેની પરીક્ષા ઇંગ્લંડ અને હિંદુસ્તાનમાં સાથે લેવામાં આવતી નથી તેછે. જો તેમ કરવામાં આવે તો મુસલમાનોની ફરિયાદ દુર થાય. સર એંડ્રુ ફ્રેઝરે જણાવ્યું કે, મુસલમાનો પોતાનાજ લાભો સમજતા નથી. સીવીલ સરવીસ કમિશન વેળા ૧૯ મુસલમાનોની સલાહ લેવામાં આવી હતી. જેમાંના દશ જણે સીવીલ સરવીસની પરીક્ષા ઇંગ્લંડ અને હિંદુસ્તાનમાં સાથે લેવાની હિમાયત કરી હતી, બે જણાઓએ એકે તરફ અભિપ્રાય આપ્યો નહોતો અને બાકીના ચારે તેની વિરૂદ્ધમાં અભિપ્રાય આપ્યો હતો. સર સૈયદ આમદે ૧૮૮૫ માં એક જાહેર સભામાં પ્રમુખસ્થાન લીધું હતું જે સભાએ સીવીલ સરવીસની પરીક્ષા હિંદુસ્તાનમાં લેવા માટે એક ઠરાવ પસાર કર્યો હતો. ( તાલીઓ. ) આ ઉપરથી તમો જોઇ શકશો કે કોઇ પણ સમજુ મોહમેડન કાન્ફરેંસના આ ઠરાવની સામે વાંધો લઈ શકશે નહિ, વળી જેઓ એમ કહેતા હોય કે, મુસલમાનોની સંખ્યા સરકારી હોદ્દાઓમાં ઘણી છે તો તેઓને હું પારસી કોમનો દાખલો આપીશ કે જેની સંખ્યા બહુ નાની છે છતાં તેઓ મોટા પ્રમાણમાં સરકારી હોદ્દા ધરાવે છે.

## પહેલા ઠરાવને ઑ૦ મી૦ કૃષ્ણા નાયરનો બીજો વધુ ટેકો.

કલીકટવાળા ઑ૦ મી૦ કૃષ્ણા નાયરે દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, દેશનો કારોબાર ઇસ્ટ ઇંડિયા કમ્પની પાસેથી સરકારે પોતાને હસ્તક લીધો તે વેળાએ તેણે તેમજ ઇંગ્લંડની પ્રજાએ જે ઉદાર પ્રસંશાપાત્ર વલણથી કામ લીધું હતું તેજ રીતે જો હંમેશાં કામ લેવામાં આવતું રહ્યું હોત તો આપણી સ્થિતિ બહુ ઉત્તમ થવા પામી હોત. સને ૧૮૩૩નો ચાર્ટર આક્ટ વાંચતાં બ્રિટીશ પ્રજાના ઉંચા હેતુઓ આપણે જાણી શકીએ છીએ. તે આક્ટની કલમો જ્યારે બરાબર અમલમાં મુકાયલી નથી અને હિંદી પ્રજાને સંતોષ મળ્યો નથી એમ જ્યારેં મરહુમ શેહેનશાહબાનુને લાગ્યું ત્યારે સને ૧૮૫૮ નો ઢંઢેરો બાહાર પાડવામાં આવ્યો હતો. તે ઢંઢેરામાં જે વાક્ય બંધારણ દાખલ કરવામાં આવ્યું છે તે લાંબો વિચાર કરીને દાખલ કરવામાં આવ્યું છે અને તે કાંઈ સરકારી દસ્તાવેજો કે સંદેશાઓમાં સેહલાઇથી દાખલ થઈ શકતું નથી. તે ઢંઢેરામાં આપવામાં આવેલાં વચનો કાંઈ હિંદી પ્રજાને ખોટે રસ્તે દોરવવા માટે મુકવામાં આવ્યાં નહોતાં પણ ખાસ ઉદારવૃતિ અને ઉંચ હેતુઓને પરિણામેજ મુકવામાં આવ્યાં હતાં. તે ઢંઢેરો બહાર પાડવામાં આવ્યા બાદ તેની કલમો અમલમાં મુકવાનું હિંદી સતાવાળાઓને વાજબી લાગ્યું નહોતું. ઇંગ્લંડની સરકારે થોડા થોડા વખતને અંતરે હિંદની સરકારને યાદ આપી છે કે, તે ઢંઢેરાની કલમો અમલમાં મુકવાને હિંદી સરકારે બનતું કરવું જોઇએ. તેવી યાદ ઘણી વખત આપવામાં આવ્યા પછી સને ૧૮૭૮ માં લોર્ડ લીટને જે ખાનગી જવાબ વાળ્યો હતો તે ઉઘાડો પડી ગયો છે, અને તે ઉપરથીજ ઇંગ્લંડની પ્રજાની ઉદારવૃતિનું અને તેમના નોકર હિંદી સરકારી અમલદારોની હલકીવૃતિનું માપ થઇ શકે છે. આ ઢંઢેરાની રાજનીતિ અમલમાં મુકવા માટે વખતો વખત કેવી રીતે કામ લેવામાં આવ્યું તેનો લંબાણ હેવાલ આપી, છેવટે નામદાર વૉયસરાય લોર્ડ કર્ઝને બાહાર પાડેલાં જાહેરનામાં ભુલભરેલી અને આગલાં વચનોથી ઉલટી વલણ ધરાવનારાં જણાવ્યાં હતાં.

## પહેલા ઠરાવને મી૦ હુસેન બદ્રુદીન તૈયબજી તરફનો ત્રીજો વધુ ટેકો.

મી૦ હુસેન બદ્રુદીન તૈયબજીએ ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું; કે આ ઠરાવ તરફ મારા ઇસ્લામી બંધુઓની દિલસોજી નથી એવો સવાલ ઉઠાડવામાં નહી આવે એટ-

આ માટે એ દરખાસ્તને ટેકો આપવાની મને માગણી કરવામાં આવી છે, જે હું મોટી ખુશી સાથે કબુલ રાખું છું. નામદાર સરકારે દેશીઓને ચહડતા હોદ્દાઓ આપવા જોઇએ, સઘળા પ્રકારની સરકારી નોકરી થોડાક અપવાદો શિવાય જાહેર હરીફાઇથી મેળવવા માટેના દરવાજા ખુલ્લા કરવા જોઇએ એજ આપણે નામદાર સરકાર પાસેથી માંગીએ છીએ. અલબત કેટલાક અગત્યના મોટા હોદ્દા આપણે માંગતા નથી પણ તે શિવાયના બીજા હોદ્દાઓ માટે હરીફાઇ કરવાને આપણને પરવાનગી મળવી જોઇએ. ખાસ રાજદ્વારી સબબોસર યુરોપિયનનોને મોટા મોટા હોદ્દાઓ આપવાનું બહાનું સરકારે ઘડીએ ઘડીએ વચ્ચે લાવવું જોઇતું નથી. લાંબો વખત થયાં હિંદુસ્તાનની ફરિયાદ છે કે મોટા હોદ્દાઓ યુરોપિયનોને દેશીઓના ભોગે આપવામાં આવે છે. સરકારે એક ઠરાવ બાહાર પાડી આ ફરિયાદને વજન વગરની ઠરાવી છે, અને કહે છે કે તે દેશીઓને મોટા હોદ્દા આપવાના સંબંધમાં છુટથી વર્તિ છે. સરકારે ટાંકેલા આંકડાઓ ઉપરથી ખુલ્લું જણાય છે કે હિંદુસ્તાન, બરમા, આસામ અને બીરારના સઘળા ભાગોમાં મળી એક હજારના પગારના હોદ્દાઓ ધરાવતા હિંદીઓની સંખ્યા માત્ર ૯૨ છે, જ્યારે યુરોપીયનોની સંખ્યા ૧૨૭૮ છે. આ ઉપરથી ખુલ્લેખુલ્લું માલમ પડે છે કે દેશીઓ સરકારી હોદ્દાઓની સંખ્યા બહુ જુજ ધરાવે છે. સરકારી ઓફીસોમાં મોટા હોદ્દાઓ ઉપર દેશીઓને વધુ પ્રમાણમાં નીમવાની જરૂર છે કારણ કે તે હોદ્દાઓ ઉપર પણ દેશીઓની સંખ્યા બહુ નિર્જીવ છે. હું ખાતરી રાખું છું કે નામદાર સરકાર ત્રીશ કરોડની હિંદી વસ્તીમાંથી જેઓ સરકારી હોદ્દાઓ ભોગવવાને લાયક છે તેમની યોગ્યતાની કદર કીધા વગર રહેશે નહી. બ્રિટીશ તાજ તરફ આખી હિંદી પ્રજા વફાદારી ભરી લાંગણી ધરાવે છે અને તે માટે ભારે મગરૂરી ધરાવે છે; પણ જે દેશ ઉપર સરકાર અમલ ભોગવે છે તે દેશના રહીશોને તેણે મોટા પ્રમાણમાં સરકારી કારભારમાં ભાગ આપવો જોઇએ છે. (હર્ષનાદ.) બાદ તાલીઓના ગગડાટ વચ્ચે પ્રમુખે પેહેલો ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો હતો.

---

## ઠરાવ બીજો—કેળવણી.

---

### મી. ડી. જી. પાધ્યેનું ભાષણ.

ગોકળદાસ તેજપાળ હાઇ સ્કુલના હેડ માસ્તર મિ૦ પાધ્યે બીજા ઠરાવની દરખાસ્ત પાછલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે મુકતાં જણાવ્યું કે:—

આપણે 'પાયોનીયર' કહે છે તેમ સરકારની ઉદારતાને ધિક્કારતા નથી પરંતુ તેનાં સારાં કામની ઉપકાર સાથે તુલના કરીએ છીએ. વળી બીજા કેટલાકો કહે છે કે, કોન્ગ્રેસની હિલચાલો શ્રીમંતોને લાભકારી છે પરંતુ તેમ નથી. આ દરખાસ્તથી દર્શાય છે કે કોન્ગ્રેસ ગરીબમાં ગરીબ માટે પણ લાગણી ધરાવે છે અને તેની ઉન્નતિ માટેનો ઉદ્યોગ કરે છે. સરકારે ૧૮૫૪ માં કેળવણી સંબંધી જે ઠરાવ બહાર પાડયો હતો તેમાં તેનો આવોજ શુભાશય હતો. એમ દર્શાવી મી૦ પાધ્યે તેમાંના થોડાક ઉતારા વાંચી બતાવી સરકારનો પ્રથમ કેવો ઉદાર આશય હતો તે૧૯૦૪ ના યુનિવરસીટી કાયદા સાથે સરખાવી બતાવ્યું હતું. યુનિવરસીટી કાયદા ઉપર વિવેચન ચલાવતાં મી૦ પાધ્યે જણાવ્યું હતું કે, આવો કાયદો ઘણો વખત ટકી શકશે નહી, કારણ કે ચાલુ આવેલી રૂઢીમાં મોટો ફેરફાર કરી તેને પ્રજાની એક સંસ્થામાંથી સરકારી સંસ્થામાં ઉથલાવી નાંખવામાં આવ્યો છે. આ સંસ્થાને અનુભવીઓના હાથમાં મુકવાની વાત આગળ ધરવામાં આવે છે પરંતુ એક અનુભવી તરીકે મારો એવો અભિપ્રાય છે કે અનુભવીઓ એકલા

કંઇ કરી શકતા નથી. આગળ ચાલતાં મી૦ પાધ્યે સરકારની ફાજલ પુરાંત ગરીબ ખેડુત વ-ર્ગમાં કેળવણીનો પ્રસાર કરવા પાછળ ખરચવાની ભલામણ કરી હતી.

### બીજા ઠરાવને સતારાવાળા મી. કરંદીકરનો ટેકો.

સતારાવાળા મી૦ કરંદીકરે ઉપલી દરખાસ્તને અનુમતિ આપતાં જણાવ્યું હતું કે, ૧૮૯૭ માં સરકારે એક ઠરાવ બહાર પાડયો હતો તેમાં ખુલ્લુ જણાવેલું છે કે, ખેડુતોને કેળવણી આપ્યા શિવાય કે ખેતીવાડીની સારી સમજ આપ્યા શિવાય દેશમાં હુનર ઉદ્યોગની કેળવણીનો વધારો અને પ્રસાર સારી રીતે થઇ શકે નહિ. બંગાળ અને મદ્રાસની સરકારો ખેડુતબેંકો સ્થાપવાની ગોઠવણો સંબંધી કંઇ પણ વિચાર કરે છે ત્યારે મુંબાઇ સરકાર તે સંબંધી કંઇ પણ વિચાર કરતી હોય એમ જણાતું નથી. આયર્લાંડના ખેડુતો કેવી રીતે આગળ વધ્યા તે સંબંધીનું કેટલુંક સાહિત્ય વાંચી મી૦ કરંદીકરે તેના ઉપર લંબાણથી વિવેચન કર્યું હતું.

### બીજા ઠરાવને રાયપુરવાળા મી૦ ગોરનો બીજો વધુ ટેકો.

રાયપુરવાળા મી૦ ગોરે મિ૦ પાધ્યેની દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું હતું કે, યુનિવરસીટી કેળવણીવાળી બાબત બહુ ચર્ચાઇ ગયેલી હોવાથી હું તેની ઉપર વધારે બો-લવા માગતો નથી પણ કેળવણીનો સવાલ મનુષ્યના જીવન સાથે નિકટનો સંબંધ ધરાવનાર હોવાથી કોન્ગ્રેસે તેની ઉપર વિચાર ચલાવવો ઘટે છે. આ પ્રશ્ન દેશના ગરીબો સાથે બહુ સં-બંધ ધરાવનારો છે. લોર્ડ કરઝને સીમલા કોનફરન્સમાં કેળવણીના પ્રસારની હિમાયત કરી ઉંચી કેળવણીનાં દ્વાર દેશીઓને માટે બંધ કરવામાં આવશે નહિ એમ જણાવ્યું હતું તેમ છતાં તે પછી યુનિવરસીટી કમીશન નીમાયું અને તેમાં સર ગુરૂદાસે પોતાની અનુમતિનો અભિપ્રાય દર્શાવ્યો નહિ. તે કમિશને પોતાનો રિપોર્ટ કર્યો અને તે પ્રમાણે અનુવર્તન પણ થયું. કેળવણીની બાબતમાં આખા દેશ સાથે સરકારે ઉદાર આશયે છુટછાટ મુકવી જોઇએ. જ્યાં-સુધી સરકાર કેળવણીને માટે છુટથી નાણાંનો વ્યય કરશે નહિ ત્યાં સુધી પ્રજાનું કદી પણ કલ્યાણ થવાનું નથી."

### બીજા ઠરાવને અલ્હાબાદવાળા મી૦ ચિંતામણીનો ત્રીજો વધુ ટેકો.

અલ્હાબાદવાળા મી૦ સી. વાઇ. ચિંતામણિ પોતાની સહાનુમતિ આપતાં બોલ્યા કે, કેળ-વણી ઉપર કોઇ પણ જાતનો અંકુશ ન જોઇએ, અને જો દેશમાં તેનો ફેલાવો કરવો હોય તો તેનો કાયદો પણ સખત રાખવો જોઇએ નાહ–યુનિવરસીટી કમિશનનો રિપોર્ટ બહાર પડતાં તેની સામે લોક લાગણી પ્રકટી નીકળી હતી તેમ છતાં સરકારે પ્રજા મતની ઉપેક્ષા કરી તેને લગ-તો કાયદો પ્રજાતત્વને ઓછું કરી અધિકારીકતત્વના આધિક્ય સાથે રચ્યો. નવા કાયદાથી યુનીવરસીટી સેનેટોમાંથી કેવા કેવા યોગ્ય નરો નીકળી ગયા છે તે મિ. ચિંતામણીએ દર્શાવી આપ્યું હતું. સરકારની રાજનીતિ કેળવણી માટે એવી હોવી જોઇએ કે જે પ્રજાને સહાય કરી તેને આગળ વધતી અને સગવડ પડતી કેળવણી લેવાને માર્ગ કરી આપે. આપણા પ્રમુખ સર હેનરી કોટન અને હિંદના દાદા ઓ૦ મી. દાદાભાઇ નવરોજી કે જેઓ સતત એક સરખા ઉત્સાહથી ઇગ્લાંડમાં રહી હિંદુસ્તાનનું હિત કર્યા કરે છે તેઓ સાથે મળીને હિંદુસ્તાનની ગરી-બડી પ્રજાનું શ્રેય થવા માટે કેળવણીના પ્રસારની આડે આવે એવી રાજનીતીનો પ્રશ્ન ઉપાડી લઇ તેમાં સુધારો કરાવશે.

### બીજા ઠરાવને મદ્રાસવાલા મી. નેટેસનનો ચોથો ટેકો.

મદ્રાસવાળા મિ. જી. એ. નેટેસને ઉપલી દરખાસ્તને વળી વધુ અનુમતિ આપતાં જણાવ્યું હતું કે, રાજદ્વારી નરો કહે છે કે કેળવણી આપવી એ રાજાનો પ્રજા પ્રતિનો સહુથી શ્રેષ્ઠ

અને પવિત્ર ધર્મ છે—લોર્ડ રિપન એવોજ અભિપ્રાય દર્શાવી ગયેલો છે તથાપિ બાબુ સુરેન્દ્રના-થ બેનરજી કહે છે તેમ હમણાં આપણો સુદિન નથી તેથી ઉદાર રિપનની રાજનીતિ હાલ ઉ-થલાઈ જાય છે. વારંવાર એવા ઉદ્દઘોષ કરવામાં આવે છે અને મૂર્ખાઇથી કહેવામાં આવે છે કે, યુનિવરસીટીઓ તરફથી બહાર પડેલા સાતસો ગ્રેજ્યુએટોથી અસંતુષ્ટ થયા છે. આપણા દેશની વિશાળતા સાથે સરખાવતાં જે ગ્રેજ્યુએટો બહાર પડેલા છે તે કંઇ વિશાળમાં નથી. પ્રાથમિક કેળવણી અપાતી નથી, ઉંચી કેળવણી ઉપર અંકુશ મુકાય છે અને હુન્નર ઉદ્યાગની કેળવણીની ઉપેક્ષા થાય છે, ખેતીવાડીના શિક્ષણ માટે પણ સરકારે હજી કંઇ કર્યું નથી એટલે હિંદુસ્તાનને સઘળી બાજુએથી કેળવણીની અગત્ય છે, છતાં સરકારે મરહુમ મિ. તાતાની યોજનાની ઉપેક્ષા કરી અથવા એ બાબત અદ્ધર ઉડાવી દીધી એ ખેદની વાત છે. જ્યારે સરકારને વિનંતિ કરવામાં આવેછે કે તેણે ઉદ્યોગ હુન્નર, અને બીજાં લોકોપયોગી કેળવણીનાં ખાતાંની સ્થાપના કરવી ત્યારે તે નાણાંની પ્રતિકૂળતાને આગળ ધરે છે. ઔદ્યોગિક કેળવણીને માટે સરકારે દેશમાં શા-ળાઓ અને સાધનો વધારવાં જોઇએ. દેશોદયનું એકજ મૂળ તે કેળવણી છે અને તેનો સરકારે ખુલ્લા તથા ઉદાર મને ઉત્કર્ષ કરવો જોઇએ.

આ પ્રમાણે અનુમતિઓ મળતાં મિ૦ પાર્થેની દરખાસ્ત તાળીઓના ગડગડાટ વચ્ચે પ-સાર કરી કોન્ગ્રેસ વિશ્રાંતિ તથા ઉપાહાર માટે ઉઠી હતી.

## ઠરાવ ત્રીજો--નાણાં સંબંધી સ્થિતિ.

### મી૦ મધોલકરનું ભાષણ.

ત્રીજો ઠરાવ રજુ કરતાં બીરારવાળા મી૦ મધોલકરે જણાવ્યું કે આ બાબત વિષે ધિરજ-થી અને થંડેપણે વિચાર કરતાં જણાશે કે તેના ઉપર પ્રજાની આબાદીનો આધાર રહેલો છે. એક વખત એવો હતો કે હિંદની પ્રજાને ગરીબ કહેવી એ એક અપરાધ ગણાતો અને તે બ્રિટીશ હકુમતને હલકી પાડવા સરખું ગણાતું. હિંદુસ્તાનની ગરીબી વિષે મી૦ દાદાભાઇ નવરોજીએ (તાલીઓ) ત્રીશ વરસ ઉપર એક નિબંધ વાંચ્યો ત્યારે કનઝરવેટીવોએ તેમના ઉપર સખ્તમાં સખ્ત બખાળા કહાડ્યા હતા, પણ દુકાળોએ હવે તેમની નજર ઉઘાડી છે અને તેઓની ખાતરી થઇ છે કે સઘળું બરાબર નથી. એક આગેવાન હિંદી અંગ્રેજ પત્રે પણ કબુલ કીધું છે કે પ્રજાનો જથ્થો ગરીબાઇનાં સંકટમાં ડુબેલો છે. દોઢસો વર-સના અરસામાં સંખ્યાબંધ દુકાળો પડ્યા છે અને છેલ્લાં થોડાં વરસમાં આઠ દુકાળ પડ્યા છે. પ્રજાની વારષિક આવક મી૦ દાદાભાઇની ગણત્રી પ્રમાણે રૂ. ૨૦, સર ડેવીડની ગણત્રી પ્રમાણે રૂ. ૨૬ અને લોર્ડ કર્ઝનની ગણત્રી પ્રમાણે રૂ. ૩૦ છે. એ મોટો આંકડો પણ કબુલ કરતાં તેમાંથી રૂ. ૩ા કરના આપવા પડે છે અને તેને ખાવાને રોજના છ પૈસા પણ મળતા નથી! આગલા મોગલ શેહેનશાહતના સમયમાં ગમે તેટલી અંધાધુની છતાં પ્રજાની આબાદીને આટલો બધો ધોકો પોહોંચ્યો નહોતો અને તે વખત પછી છેક બ્રિટીશ અમલની શરૂઆતમાં પણ સ્થિતિ તેવીજ હતી, પણ તે બાદ મામલો ફેરવાવા લાગ્યો અને કમ્પની સરકારના નોકરો આબાદ થવા લાગ્યા જ્યારે પ્રજા ગરીબ થતી ચાલી. કાપડ સુતરના ઉદ્યોગ ઉપર ફટકો પડ્યો અને ઉદ્યોગોને કચડી નાખનારી જકાતો લાગુ પાડવામાં આવી અને તેને લીધે તમામ ઉદ્યોગો કચડાઈ ચાલ્યા. તેની પાછળ યાંત્રિક કળાની પીડા નડવા લાગી અને તેની હરીફાઇએ ઉદ્યોગો હમેશના કચડાઇ ચાલ્યા જેથી કારીગરો, ખેડુતો અને મજુરોની સ્થિતિ ઉપર આવી પડ્યા અને તેમની સંખ્યા દિન ઉગે વધીને ૯૦ ટકા જેટલી થઇ ગઇ. વરસો સુધી આ મામલો ચાલ્યા પછી ખેડુતોની સ્થિતિ સુધારવાનો

સવાલ ઉભો થયો, અને જમાબંધીનાં ધોરણમાં ફેરફાર કરવામાં આવ્યાથી લોકોને કાંઈક રાહત મળતી થઈ; પણ તે માટે મુકરર નિયમ ન હોવાથી એ સુધારો જળવાઇ રહેવો મુશ્કેલ પડયો. કેટલીક ખટપટ પછી જાથુકની જમાબંધીનું ધોરણ દાખલ કરવાની ગોઠવણ કરવામાં આવી પણ મુંબઇ સરકારે તે સામે બાથ ભીડી, અને કમનસીબે તેના ઉપર પાણી ફરી વળ્યું, જે તે આજની ઘડી સુધી. લોર્ડ રિપને એક વચલો માર્ગ સુચવ્યો અને તે એ કે પૈસાને બદલે વખતના સંબંધમાં જાથુકની જમાબંધીનું ધોરણ લાગુ કરવું એટલે કે અનાજના ભાવ વધે અને બીજાં અગત્યનાં કારણો મળે નહી ત્યાં સુધી મેહસુલનો બોજો વધારવો નહી. આ સઘળાનું પરિણામ પ્રજાના કચડાટમાંજ આવ્યું. ઉદ્યોગ કચડાઈ ગયાથી બીજી પ્રજાઓની નકલ કરી મીલો સ્થાપી, એટલે અંગ્રેજ કારખાના વાલાઓએ, આપણો પગાર ખાનાર હિંદી પ્રધાન ઉપર દબાણુ ચલાવી આપણા માલ ઉપર ભારી જકાતો નંખાવી, અને તેની પછવાડે બીજા પણ બોજાઓ ચાલુ થયા. સ્ત્રીઓ અને બાળકોને રક્ષણ આપવાને બહાને નવો ઝઘડો ઉભો કરવામાં આવ્યો અને મીલોવાલાને તેમની દયા કે માનસીકપણું ન હોય તેમ સજા તરીકે તેમના હાથો બાંધી લીધા. હિંદ ગરીબ છે છતાં તેની પ્રજા ઉપર દોલતના પ્રમાણમાં વધુ કર લેવામાં આવે છે. પ્રજાની ઓલાદ વધુ ને વધુ નિર્ધન સ્થિતિમાં ગબડતી જાય છે. રૂ ૧૦ હજારની ઉપરની આવક કરનારાઓમા ૨૩૩૦ યુરોપિયનો છે અને તેઓ ૪।। કરોડ રૂપિઆ ઘસડી જાય છે, જ્યારે બાપડા સાદ દેશીઓ દશ લાખ રૂપિઆ બચાવી અહીં રાખે છે. હિંદના સરકારી દેવાંને પેટે પણ મોટી રકમ ઘસડાઇ જાય છે. નીરૂપયોગી રેલવેઓ અને બીજાં કામો માટેના ખરચને પેટે પુસ્કળ રકમ ઘસડાઇ જાય છે, અને ઈંગ્લંડમાં કરવામાં આવતા ખરચને પેટેજ રૂ. ૧૭ કરોડનો ભોગ લેવામાં આવે છે. એ ઉપરાંત સરકારી અમલદારો અને પેનશનરો પણ દેશની દોલત ઘસડી જાય છે. તેનો એકલો ઉપાય દેશીઓને મોટી સંખ્યામાં જાહેર નોકરીમાં દાખલ કરવાનો અને બાબુ બેનરજીએ હમણાં પસાર કરેલો ઠરાવ અમલમાં મેલવાનો છે. ( જોશભેર તાલીઓ).

### ત્રીજા ઠરાવને ઑન 'મી૦ ગોવિંદ રાઘવ ઐયરે આપેલા ટેકો.

ચિતોડવાળા ઑ૦ મી૦ ગોવિંદ રાઘવ ઐયરે દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે, હિંદની ગરીબાઇ વિષે હવે કશો શક રહ્યો નથી. તેમનાં સાધનો વિષે સર્વથી સંગીત વિચાર ધરાવનારાઓને પણ તે સ્વીકારવી પડે છે. તે ગરીબાઇ શી રીતે ઘટાડવી તેનોજ મુખ્ય સવાલ આપણે માટે રહ્યો છે. તેનો એક અસરકારક ઉપાય એ છે કે દેશીઓને સરકારી નોકરીમાં વધુ મોટા પ્રમાણમાં રાખવા. બીજો એક મુખ્ય સુધારો જમીનની મહેસુલ ઉઘરાવવાના ધોરણમાં ફેરફાર કરવાને લગતો છે. હાલમાં બેંગાલ શિવાયના બીજા ઘણા ખરા ભાગોમાં જાથુકની જમાબંધી નથી તે દાખલ કરવાની જરૂરીયાત છે. હિંદી પ્રધાને ૧૮૬૨ના હિંદી સરકારજોગા પત્રમાં પણ તેના રાજદ્વારી લાભો સ્વીકાર્યા હતા. તેણે વધુ જણાવ્યું હતું કે હાલનાં ધોરણથી લોકોને બહુ અગવડ તથા આપદા પડે છે. તે વખતનો પ્રધાન આપણા વિચાર સાથે મળતો થયો છે. જે ભાગોમાં જાથુકની જમાબંધી દાખલ કરવામાં આવી છે તે ભાગોની સ્થિતિ સારી સુધરી છે પણ હવે મુંબાઇ, મદ્રાસ, તથા સંયુક્ત પ્રાંતોમાં તેવી જાથુકની જમાબંધી કરવાની ખાસ જરૂર છે. જો સરકાર ત્રીશ વરસની જમાબંધીનીં રૂઢી કોઇ કારણથી દાખલ નહી કરી શકે તો ખેડુતોને એટલી તો ખાતરી મળવી જોઇયે કે જો ખેડુતો જમીન સુધારે તો તેનો લાભ સરકાર નવી જમાબંધી વખતે લઈ નહી શકે તે વિષે પ્રજાને ખાતરી આપ-

વી અને અયોગ્ય વધારા સામે તેમને કોર્ટમાં અરજ કરવાનો હક આપવો. આપણે એ માગણી સરકારને કરતા રહ્યા છીએ પણ હજી તે સ્વીકારવામાં આવતી નથી. એ માગણી કોઈ રીતે ગેરવાજબી નથી પણ તે મધ્યમસરની અને વાજબી છે, તથા સરકારે તે સ્વીકારવાની કૃપા કરવીજ જોઇએ છીએ.

**ત્રીજા ઠરાવને એો૦ મી૦ ગોકલદાસ કાહાનદાસ પારેખે આપેલો બીજો વધુ ટેકો.**

ગુજરાતની ખેતી અને ખેડુતોના ચુસ્ત હિમાયતી ઓ૦ મી૦ ગોકળદાસ કાહાનદાસ પારેખ, ભાષણ કરવા ઉઠયા ત્યારે, સભાએ તેમને જોસભેર તાલીઓથી વધાવી લીધા હતા. તેઓએ જણાવ્યું કે આ દેશની ગરીબાઇના સબબો મારી આગળ બોલનારાઓએ સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે, પણ તે ઉપરાંત બીજા પણ બે ત્રણ સબબો છે તે એ કે, લોકોનો મોટો ભાગ ખેતી ઉપરજ જીવનારો છે; તેઓ ખેતીની છેલ્લામાં છેલી શોધ પ્રમાણેની રૂઢીઓ જાણતા નથી, અને તેઓને સરકારનું બહુ ભારે ભરણું ભરવું પડે છે. ભારે મેહેસુલના સંબંધમાં એક ઉપાય છે તે એજ કે કાયમ જમાબંધી દાખલ કરવી. કાયમ જમાબંધી દેશની આબાદીનું એક મુળ અને સારૂ સાધન થઈ પડશે. કવચિત જો સરકાર કાયમ જમાબંધી દાખલ કરી નહી શકે તો પણ જમીન ઉપરની મેહેસુલ ઘડીએ ઘડીએ વધારવામાં નહી આવે તેને લગતી કોઈ ખાત્રી મળવી જોઇએ છીએ મુંબઇ ઈલાકામાં જમીનની મેહેસુલ કેટલી ભારે છે તે એટલાજ ઉપરથી જણાશે કે હિંદુસ્તાનના બીજા ભાગોમાં સેંકડે ત્રણ કે દશ ટકા જેટલી મેહેસુલ લેવામાં આવે છે ત્યારે મુંબાઇ ઈલાકામાં સેંકડે વીશ કે તેથી પણ વધુ ટકા જેટલી મેહેસુલ લેવામાં આવે છે. આ મોટી મેહેસુલ માગવાના ટેકામાં સરકાર તરફથી એવાં કારણો રજુ કરવામાં આવે છે કે, ગુજરાત દેશ ઘણો રસાળ છે. એકવાર તે કારણ ખરૂં પણ હોય તોપણ સરકારે આટલો વિચાર કરવો જોઇએ છે કે બીજા ભાગોમાં દર ખેડુત દીઠ જમીનનો વિસ્તાર જ્યારે મોટો આવે છે ત્યારે અત્રે તે ઘણો નાનો આવે છે, તેનું કાંઈ પણ કારણ હોવું જોઇએ, અને તે કારણ બીજું કાંઇજ નહી પણ મેહેસુલનો ભારે દર છે, કે જેના બોજાને લીધેજ ખેડુતો મોટી જમીનની માલેકી ધરાવવાને અશક્ત થઈ પડે છે.

**ત્રીજા ઠરાવને બીરારવાળા મી૦ મહાજનીએ આપેલો ત્રીજો ટેકો.**

બીરારવાળા મી૦ આર. બી. મહાજનીએ મરાઠીમાં દરખાસ્તને વધુ અનુમોદન આપતાં જણાવ્યું કે આ સવાલ આપણા પેટને લગતો છે, અને તેને ખાતર આ દેશનો મુખ્ય ધંધો ખેતીનો છે, મરાઠીમાં કહેવત છે કે "આગોદર પોતોબા અનકીં મંગ વીઠોબા." આ પછી હિંદુસ્તાન તરફથી ઇંગ્લંડને કેટલી ખંડણી આપવી પડે છે, અને તેનો મુખ્ય બોજો ખેડુતો ઉપર કેવી રીતે પડે છે તેની સમજણ આપી તેઓએ સવાલ કીધો કે, એવી હાલતમાં હિંદની સ્થિતિ કેમ સુધરે ? તેઓએ તે પછી વીશ યા ત્રીશ વરસે આંકણી ફેરવી, તેમાં વખતો વખત વધારો કરતા જવાની રૂઢીથી ખેડુતોનો મરો થઈ જતો જણાવી કાયમની જમાબંધી નક્કી કરવાની ભલામણ કરી હતી. વેપાર સંબંધી આંકડાઓ આપી તેઓએ જણાવ્યું કે હિંદુસ્તાનના ઉદ્યોગો પડતા જાય છે, હિંદુસ્તાનમાંથી કાચો માલ ચાલ્યો જાય છે અને તૈયાર થયેલો માલ પાછો આપણને મળે છે. લોર્ડ રિપને જેમ જણાવ્યું છે તેમ અનાજના ભાવો ખાસ વધે ત્યાં સુધી મહેસુલ વધારવાની જરૂર નથી.

**ત્રીજા ઠરાવને મી૦ માણેકજી કે. પટેલનું અનુમોદન.**

મુંબાઇવાળા મી૦ માણેકજી કે. પટેલે દરખાસ્તને વધુ અનુમતી આપતાં જણાવ્યું કે

હાલ લગભગ દોઢસો વરસ થયાં લક્ષ્મી ઘસડાઈ જવાથી દેશ ગરીબ સ્થિતિમાં આવી ગયો છે તે વાત સરકારનો ખરેખરો હિમાયતી પણ કબુલ કરે છે. દેશોન્નતિમાં બ્રિટિશ અમલ આડે આવ્યો છે. મોટાં સાધનવાળો આ દેશ યુરોપના ગરીબમાં ગરીબ દેશ કરતાં પણ વધારે ગરીબીમાં આવી પડયો છે તેનું કારણ ધન ખેંચાઇ જવા શિવાય બીજું કંઇ નથી. રાજનું રાક્ષસી ખરચ, પેનશનમાં યુરોપ તરફ મોકલાતી રકમો, પરદેશી માલ ઉપરની ઓછી જકાત, રેલવેનો વધારો, વિદ્યા હુન્નરની કેળવણીનો અભાવ, મહેસુલની મોટી આંકણી અને કુદરતી સાધનોને ખીલવવાની ઉપેક્ષાએ આ દેશ ગરીબ બન્યો છે. વળી મોટા પગારની નોકરીઓ અંગ્રેજોને આપવામાં આવે છે તેથી તથા દેશને અનુપયોગી ખર્ચ કરવા પાછળ થયેલા ખરચના વ્યાજમાં હિંદુસ્તાનનું નાણું ઘસડાઇ જાય છે. યંત્રોથી સોંઘામાં બનેલી બીનજકાતી વસ્તુઓ પરદેશથી આવવાને લીધે દેશના ઉદ્યોગને ધોકો પહોચ્યો છે. મોગલાઇ રાજ્યમાં હિંદુસ્તાન કાપડ અને બીજો માલ પરદેશ મોકલતું હતું જ્યારે હાલ યંત્રથી બનાવેલો માલ હિંસ્તાન આવે છે અને વેપાર ઉદયોગને રક્ષણ આપવાનાં દેશમાં કંઇ સાધનો નથી. રેલવેથી કેટલાક ફાયદા હોવા છતાં પરદેશી માલ દેશમાં રેલ છેલ થઇ દેશી માલ પરદેશ ખેંચાઇ જવાથી ઉદ્યોગની પાયમાલી સાથે દેશની નિર્ધનતા વધી જઈ દુકાળની આફતો આવી પડે છે. ખેતી, કાપડ, રંગ, હુન્નર વગેરે કારીગીરીઓ ભાગી પડી લોકોની રોજીને હરી ગઇ છે અને દેશની સ્થિતિ એવી કંગાલિયત થઇ પડી છે કે મોટે વ્યાજે પણ દેશી સાહસને માટે નાણાં મળી શકતાં નથી. ઇંગ્લંડ, આયરલાંડ અને હિંદુસ્તાન વગર બીજા દેશોમાં વેપારના રક્ષણની રાજનીતિ ચાલું છે અને સ્વદેશના વેપારને વધારવા માટે બીજા દેશો જેવી રાજનીતિ ચલાવે છે તેવી રાજનીતિ ચલાવવાની અગત્ય છે. જર્મની દશ વરસમાં ઘણું આગળ વધ્યું છે તેનો દાખલો લઇ સરકારે દેશોન્નતિનાં પગલાં ભરવાં જોઇએ. ઉદ્યોગ હુન્નર અને વ્યવહારિક જ્ઞાનનાં સાધનમાં વધારો કરવાથીજ દેશોન્નતિ થશે અને સુભાગ્યે આ દેશમાં કાચાં સાધન પુષ્કળ છે એટલે સરકાર જો એ બાબત ધ્યાનમાં લેશે તો તેનો ઉપાય થઇ શકશે. સરકારે ઘણીવાર એવા ઠરાવો બહાર પાડ્યા છે પરંતુ દુર્ભાગ્યે તેનો અમલ થતો નથી અને દેશ, હુન્નર ઉદ્યોગ ને ખેતીવાડીની કેળવણીના અભાવને લીધે ખરાબ સ્થિતિએ પહોચતો જાય છે. મરહુમ મી૦ તાતાની યોજના ખોળંબે નંખાઈ અને જોઈતી કેળવણી માટે કંઇજ થયું નથી એમ કહેવું પડે છે. હિંદુસ્તાનને પરદેશો સાથે હરિફાઇ કરવાને.(૧) કેળવણી અને (૨) થાપણુનીજ જરૂર છે, અને ઈંગ્લંડે પોતાના હીતને માટે હિંદને સુધારવું જોઇએ છે, નહિ તો તેની સ્થિતિ આખરે એક દુકાનદાર જેવી થઇ પડશે. હિંદુસ્તાનની ઉન્નતિ એજ ઈંગ્લંડની ઉન્નતિ છે જે અંગ્રેજોએ ખુબ લક્ષમાં રાખવાનું છે. આ પ્રમાણે અનુમતિ મળતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## ઠરાવ ચોથો—ખેડૂતોની કરજદારી.

### ઑ૦ મી૦ દિક્ષીતનું ભાષણ.

આ દરખાસ્તના સમર્થનમાં મી૦ દિક્ષિત બોલ્યા હતા કે, ઈ. સ. ૧૮૯૯ ના દુકાળ પછી ઈંગ્લંડમાં ફેમીન યુનિયનની સ્થાપના થઇ છે અને તેણે દુકાળોનો અટકાવ કરવાની ઉપર જણાવેલી સુચના હિંદી પ્રધાનને કરી છે. પ્રધાને એ સુચના છેવટના નિર્ણય માટે હિંદી સરકારપર મોકલી આપી છે, પરંતુ સરકારે હજી તેની ઉપયોગિતા લક્ષમાં લીધી નથી. એમ કહેવામાં આવે છે કે અનાજની અછતને લીધે દુકાળ પડે છે પરંતુ તેમ નથી. દેશમાં અનાજનો પુષ્કળ જથો હોવા છતાં ગરીબ લોકો પૈસા વગર તે ખરીદ કરી શકતા નથી, આ

થાત અનાજનો નહિ પણ હિંદમાં પૈસાનો દુકાળ છે. સરકારના કેટલાક અમલદારો આ વિ-ચાર ઉપર આવેલા છે માટે સરકારે એ વિચારમાંથી શું ખરૂં છે તેની તપાસ ચલાવી તત્વ કાઢી બતાવવું જોઇએ છીએ.

### ચોથા ઠરાવને મદ્રાસવાળા મી૦ દેશીકાચારીનો ટેકો.

મદ્રાસવાળા મી૦ દેશીકાચારીએ ઉપલી દરખાસ્તને અનુમાત આપતાં જણાવ્યું હતું કે, ફેમીન યુનિયનમાં સરકારના વિશ્વાસુ અમલદારો સામેલ થયેલા છે અને તેમણેજ દુકાળોના અટકાવ માટેની હિલચાલ ઉભી કરી સરકારને તપાસ કરવાની સૂચના કરી છે તેમ છતાં જ્યારે યુનિયનના ડેપ્યુટેશને હિંદી પ્રધાનને મળવાની માગણી કરી ત્યારે તેણે મી૦ કેન પાર્લામેન્ટમાં સવાલ પુછનાર છે એટલે ડેપ્યુટેશનની મુલાકાતનું કંઇ પ્રયોજન નથી એવો જવાબ વાળ્યો અને પાર્લામેંટમાં પુછાયલા સવાલોને પણ સંતોષકારક ઉત્તર આપ્યો નહિ એટલે ખરી રીતે જોઇએ તો સરકારે યુનિયનની સૂચનાની પણ ઉપેક્ષાજ કરી છે. લોર્ડ કરઝનની સરકારે સંખ્યાબંધ કમિશનો નીમી જુદા જુદા સવાલોના સંબંધમાં તપાસ કરાવી છે તો શામાટે આ તપાસને ઉડાવ્યામાં આવે છે તે આપણાથી સમજી શકાતું નથી.

### ચોથા ઠરાવને ઢાકાવાળા રાય પાર્વતિશંકરનો બીજો ટેકો.

ઢાકાવાળા રાય પાર્વતિશંકર ચોધરી વધુ અનુમતિ આપતાં તે પછી બોલ્યા હતા કે, ખેડુતોની સ્થિતિ દેવાદાર છે એમ સરકાર જાણે છે, કારણ કે તમની એવી સ્થિતિ જાણવાને લીધેજ સરકારે ખેડુત બેંકો કાઢવાનો સવાલ હાથ ધર્યો છે અને જ્યારે સરકાર તેમની તેવી સ્થિતિ જાણે છે ત્યારે તેની તપાસ કરાવવામાં શું હરકત છે? તપાસથી તેમની સ્થિતિ બરોબર જાણવામાં આવશે તો વધારે સારી રીતે તેનો ઉપાય કરી શકાશે. ભાષણ કર્તાએ જણાવ્યું કે દુકાળ જેવી મુશ્કેલીમાં ખેડુતોને મદદ કરવા માટે અનાજ લઇ નાણાં આપવાની પેઢીઓ કાઢવી જોઇએ. સારા પાકવાળાં વરસોમાં અનાજનો મોટો જથ્થો એ રીતે એકઠો કરી શકાય છે. દશ વરસ ઉપર પોતે 'ગ્રેનબેંક, નામની ઉપલી યોજના બહાર પાડી એક ગામમાં અજમાએશ તરીકે 'ગ્રેનબેંક' કાઢી હતી અને આઠ વરસના અનુભવમાં તે સારી રીતે ઉપયોગી માલુમ પડી આવી છે. બીજાં શહેરોમાં એ જાતના અખતરા દાખલ કરવામાં આવ્યા છે અને ફતેહમંદ નીવડતા જાય છે, માટે સરકારે પણ પોતાની મદદથી ખેડુતોને મદદ આપવાને આવી યોજનાઓને અમલમાં મુકવામાં સ્વદાનુભૂતિ આપવી જોઇએ.

### ચોથા ઠરાવને અમદાવાદ વાળા ડૉ૦ બેન્જામીનનો ત્રીજો ટેકો.

અમદાવાદવાળા ડૉ. જોસફ બેન્જામીન બોલ્યા કે; આ બાબત ઉપર પુરતું વિવેચન થઇ ગયું છે એટલે મારે કંઇ વિશેષ બોલવાનું નથી પરંતુ હું ગુજરાતના ખેડુતોના સહવાસમાં વીશ વરસથી આવેલો છું અને મારી કોમ બેનીઇસરાયલ પણ કોંકણમાં ખેતીવાડીમાં પડેલી છે એટલે મને એ સંબંધી જાણવાનો પુષ્કળ અવકાશ મળ્યો છે, અને છેલ્લા દુકાળમાં ખેડુતોની દુર્દશા જોવાથી મારા તે જ્ઞાનમાં વધારો થયો છે. આ વરસે પણ અમદાવાદ અને ખેડા જીલ્લાના કેટલાક ભાગમાં દુકાળ જેવી સ્થિતિ ચાલે છે. દુકાળો ઉપર દુકાળો પડવાથી તેમની સ્થીતિ છેક જ બગડી ગઇ છે છતાં મારે કહેવું જોઇએ કે તેમના જેવી ઉદ્યોગી જાત દુનિયાંમાં બીજી કોઇ નથી. સર વિલિયમ વેડરબર્ને પોતાના અમલમાં ખેડુતોની આવી કંગાલીયત ઉપર સરકારનું ધ્યાન ખેંચ્યું હતુ અને આપણે આશા રાખીએ છીએ કે તેઓ અને હિંદના માનવંત વૃદ્ધ દાદા મી૦ દાદાભાઇ પાર્લામેંટ અને ઇંગ્લંડમાં એ માટે વધુ અને વધુ ધ્યાન ખેંચતાજ રહેશે.

આ ઠરાવ તે પછી સર્વાનુમતે તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર કરવામાં આવ્યો હતો.

# ઠરાવ પાંચમો–અંગ્રેજી સંસ્થાનોમાં હિંદીઓ.

## ઑ૦ મી૦ બી. એ મદનજીતનું ભાષણ.

દક્ષિણ આફ્રિકાવાળા મી૦ બી. એ. મદનજીતે તે પછી પાંચમો ઠરાવ રજુ કર્યો હતો.

મી૦ મદનજીતે એ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે, હિંદીઓને જે હાડમારીઓ વેઠવી પડે છે તેની વિગતવાર હકીકતોમાં ઉતરવા હું માગતો નથી છતાં મારે કહેવું જોઈએ કે હિંદીઓને ધિક્કારવામાં આવતા હોવા છતાં તેમના વગર તેઓને ચાલતું નથી. આફ્રિકાના પ્રદેશો હિંદીઓને લીધેજ આબાદ થવા પામ્યા છે. હિંદીઓ આ પ્રમાણે ઉપયોગી હોઈ તેમની માગણી થતીજ રહે છે તેમ છતાં વળી તેમને સતાવવામાં આવે છે. નાતાલના કમિશનરે હમણાં ૧૮૦૦૦ હિંદીઓ માટેની માગણી કરી ત્યારે માત્ર ત્રણ હજાર અરજીઓ તેને મળી છે. હિંદીઓને આફ્રિકા બોલાવી તેમની પાસે મજુરી લઈ દેશને આબાદ બનાવી છેવટે તેને તરછોડી કાઢવામાં આવે એ ઠીક નથી. આફ્રિકામાં હિંદીઓ ઉપર કેટલાક ગેરવાજબી પ્રતિબંધો મુકાયલા છે. તેમના બાળકોને માટે કેળવણીની કંઈ વ્યવસ્થા નથી. બહાર જવાને હિંદીઓએ પાસ લેવી પડે છે અને તેમાં હલકા નોકરો તેમને નીચોવી લે છે; પોતાની સ્ત્રીની સુવાવડ માટે દાયણ શોધવા ગયેલા પતિને પકડી ચાવડીપર બેસાડી મુકવામાં આવે છે. (શરમના પોકારો) પિતા પુત્રને કે બહેન ભાઈને પણ પાસના પ્રતિબંધને લીધે મળી શકતાં નથી. કાળાઓની જગ્યાએ ગોરાઓ ધમધોકાર ધુસી જાય છે. અમુક લતાઓમાંજ હિંદીઓ-કાળાઓથી જઈ શકાય એવો કેપની સરકારે પ્રતિબંધ મુકયો છે અને આવા આવા પ્રતિબંધોને લીધે જુના વેપારીઓને પણ પોતાના ધીકતા ધંધા ગુમાવી દેવા પડે છે. ટ્રાન્સવાલ આવા અન્યાઓનું કેન્દ્ર થઈ પડયું છે અને અમલદારો ગોરાઓને કાળાઓની સતાવણીમાં ઉત્તેજન આપતા રહે છે માટે હિંદી સરકારે હિંદીઓની પક્ષમાં ઉભા રહેવું ઘટે છે. જે કારણે બોયર સરકાર સાથે લડાઈ જગાડવામાં આવી એમ કહેવામાં આવ્યું હતું તે કારણોને હાલ ખુણે નાંખી દઈ બોયર સરકારના કરતાં પણ હિંદીઓને માટે વધારે સખત હાડમારીઓ અમલમાં મૂકવા માંડી છે.

### પાંચમા ઠરાવને મી૦ એન. ભરૂચનો ટેકો.

મી૦ એન. ભરૂચાએ ઉપલી દરખાસ્તને અનુમતિ આપતાં જણાવ્યું કે ૧૮૯૭ થી દક્ષિણ આફ્રિકાની આવી હિંદીઓ સામેની રાજનીતિનો ઇતિહાસ શરૂ થાય છે અને બોયર રાજ્યમાં હિંદીઓને હાડમારી પડતી અટકાવવાને લડાઈથી કંઈ ફાયદો થયો નહિ. હિંદી વેપાર કરવા માટે પરવાનગીઓ મેળવવી પડે છે અને તેમને એકાદ અમલદાર ના પાડે તો તેની અપિલનો માર્ગ તેમને માટે ઉઘાડો નથી. હિંદી ગમે તેટલો કેળવાયલો હોય છતાં તેને મજુર જેવો ગણવામાં આવે છે અને હોટેલોમાં, નાટકોમાં, રેલવેની પહેલા વર્ગની ગાડીમાં અને બીજા સ્થાનમાં તેનાથી ગોરાઓ સુગાય છે. લડાઈ દરમ્યાન હિંદીઓએ અંગ્રેજ સરકારની જે અમુલ્ય સેવાઓ બજાવી હતી તે ભુલી જવામાં આવી છે. સંસ્થાનોમાંની હિંદી સ્થિતિની તપાસ માટે કરવામાં આવેલી માગણી તરફ લક્ષ આપવામાં આવ્યું નથી તેમ છતાં હું કહીશ કે જો આપણે આપણી લડતમાં ચાલુને ચાલુ મચ્યાજ રહીશુ તો અંગ્રેજ સરકાર એવી નથી કે જેની પાસેથી આપણને ન્યાય મેળવવા માટે નિરાશ થવું પડે.

## પાંચમા ઠરાવને મી૰ ઈસા હાજી સુમારનો બીજો ટેકો.

મી૰ ઇસા હાજી સુમાર ઠરાવને વધુ ટેકો આપતાં ગુજરાતી ભાષામાં બોલ્યા કેઃ—વરસો વરસ આ બાબત કોન્ગ્રેસમાં ચર્ચા કરવામાં આવે છે તેમ છતાં તેના ઉપર કાંઇ પણ લક્ષ આપવામાં આવ્યું નથી એજ બતાવી આપે છે કે, હજી પણ આપણો અવાજ નિર્બળ છે. રાજકિય બાબતોમાં આપણે કમ્મર કસીને મચ્યા રહેવું ઘટે છે. જાપાન હથીઆરથી મક્કમ રીતે લડે છે તેમ આપણે પણ કલમ અને ઐક્યતાથી સતત લડવાનું છે. આફ્રિકામાં અંગ્રેજી નહિ ભણેલાઓનો ભાગ મોટો હોવાથી હિંદીઓની મુસ્કેલીઓનો અવાજ બરોબર ગોરાઓને કાને પડતો નથી અને બન્ને વચ્ચેનો તફાવત વધતો જાય છે, માટે અમારી વચ્ચે મુસાફરી કરી અમારાં દુઃખ નજરે જોઇ લડત ચલાવવામાં આવે તો અમને વધારે લાભ થાય. નાતાલ, કેપ, ટ્રાન્સવાલ અને ઓરેંજ રિવર સંસ્થાન, જ્યાં જાય ત્યાં હિંદીને હાડછેડ થાય છે. અંગ્રેજીમાં પરીક્ષા લીધા વગર સંસ્થાનમાં દાખલ થવા દેતા નથી અને પરીક્ષા શબ્દકોષના બે ચાર અઘરા શબ્દો પુછીને કરવામાં આવે છે પરીક્ષા પાસ થઈ દાખલ થવા છતાં વેપારનો પરવાનો મળતો નથી. કાળાઓના ચાલવાથી રસ્તાની પગથી કાળી થાય એવા ભયથી પ્રેટલંડમાં કાળાઓને તેની ઉપર ચાલવા દેવામાં આવતા નથી. ( મોટી હસાહસ ). ટ્રાન્સવાલમાં પડતી હાડમારીઓનાં રોદણાં રોતાં તો પારજ આવે એમ નથી. બોઅર સરકાર અને બ્રિટીશ સરકારના અમલની સરખામણીના દાખલા આપતાં ભાષણ કર્ત્તાએ જણાવ્યું કે, બોયર રાજ્યમાં ગોરાઓને નામે કાળાને જમીન મળતી પણ બ્રિટીશ અમલ થયા પછી તો તેમ પણ થતું નથી. બોયર રાજ્યમાં એક ગોરાને નામે મેં જમીન લીધી હતી તે બ્રિટીશ રાજ્ય થતાં મારે નામે ચઢશે એવી આશા હતી પણ પૈસા ખરચવા છતાં હવે તેમ થતું નથી, અને પેલો ગોરો મરી જાય તો મારી લાખ રૂપિયાની જમીન પણ તેની સાથે મરી જાય તેની મારે રાત દહાડા ચિંતા કરવી પડે છે. ઓરેંજ રિવરના સંસ્થાનમાં તો હિંદીઓને પેસવા પણ દેતા નથી તો વેપારની શી વાત ! ! લોર્ડ મીલનર કહે છે કે આફ્રિકામાં હિંદીઓની હાલત હાલ સારી છે તે વાતમાં કંઇ વજુદ નથી. હિંદીઓ આફ્રિકામાં કંઇ પણ હક ધરાવતા નથી અને તેમને પગલે પગલે પ્રતિબંધ નડયાજ કરે છે. અમે આફ્રિકા જઈ વસેલા હિંદીઓ સ્વદેશ ઉપર મમતાળુ છીએ અને છેલ્લા દુકાળમાં અમે અમારી ફરજ બજાવી છે—હવે તમારે અમારી હાડમારી સામેની લડતમાં અમારી પક્ષે રહી અમે કે જે તમારા ભાઇઓજ છીએ તેમની મુક્તિને માટે મથન કરવાનું છે. તમારા માયાળુપણાથી અમને અમારી લડત ચલાવવામાં હિમ્મત અને ઉમેદ મળે છે.

## પાંચમા ઠરાવને ડૉ. મનજીનો ત્રીજો ટેકો.

ડૉ. મનજીએ તે પછી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું હતું કે, મી૰ સુખડવાળાદ્વારા હું બોયર લડાઈ વખત ટ્રાન્સવાલ ગયો હતો ને મેં ત્યાં બધુ જાતે જોયેલું છે. હિંદીઓને પહેલા વર્ગની રેલવે ગાડીમાં, કે ટ્રામમાં મુસાફરી કરવા દેવામાં આવતી નથી, હોટેલોમાં જગ્યા મળતી નથી, શહેરના સારા ભાગોમાં હિંદીઓને રહેવા દેવામાં આવતા નથી અને કાળી ચામડીને લીધે અમે દુર્ગુણોના ધામ હોઇએ એમ ગણવામાં આવે છે. અમારા આફ્રિકાવાસી હિંદીઓની ઉપર પડતી હાડમારીઓનો ગમે તેટલાં વર્ણનો અને વિવેચનોથી પણ તમને ખ્યાલ આપી શકાય તેમ નથી છતાં હું તમને ખાત્રી આપું છું કે તે અસહ્ય છે અને તમારે અમને એમાંથી મુક્ત કરવાને માટે તન મન અને ધનથી અમારી સહાયે ઉભાં રહેવું જોઇએ છીએ.

દરખાસ્ત ઉપર મત લેવામાં આવતાં તે પસાર થઇ. વખત થઇ જવાથી તે પછી સભા ત્રીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

# ત્રીજા દિવસના કામકાજની શરૂઆત.

ત્રીજે દિવસે વીશમી કૉન્ગ્રેસની છેલ્લી બેઠક હોવાથી દેશાવરથી બીજા અનેક શ્રોતાઓ ઉતરી આવ્યા હતા, વખત પહેલાં સઘળા બરાબર ગોઠવાઇ ગયા હતા; અગિયાર વાગે પ્રમુખ સાહેબ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખ સ્થાને બિરાજ્યા હતા. શરૂઆતમાં આગળ જણાવવામાં આવેલું નં ૧–૨–૩ નું ભારત ભૂમિનું જયકીર્તન પહેલા બે દિવસોની પેઠેજ મહિલા મંડળે મીઠા સ્વરે ગાયું હતું. તે પછી અધુરા રહેલા ઠરાવો રજુ કરવાનું કામ શરૂ થયું હતું.

## ઠરાવ છઠ્ઠો–હિંદ હિતેચ્છુઓ મી૦ તાતા તથા મી૦ વિલિયમ ડિગ્બીના મરણની નોંધ.

આ ઠરાવ રજુ કરતાં પ્રમુખે જણાવ્યું કે હિંદના ઉદ્યોગના વધારા માટેની મહાન્ સેવા કરનાર મી૦ તાતાના મૃત્યુ માટે દીલગીરી જાહેર કરવાનું મારે નશીબે આવ્યું છે. તેમજ હીંદના વધારે ખેરખાહ મિત્ર નહિ મળી શકે તેમ હોવાથી મી૦ ડિગ્બીના અકાળ મૃત્યુનો શોક પણ આપણે કરવો પડે છે. મી૦ ટાટા એક સાહસિક, ઉદાર, ધર્મિષ્ઠ અને સર જમશેદજી જીજીભાઇ જેવોજ પરોપકારી પુરૂષ હતો. આપણા સમયમાં એવો બીજો કોઇ પુરૂષ ભાગ્યેજ થયો હશે કે જેણે હિંદના વધારા અને સુધારા માટે આટલો પ્રયત્ન કીધો હોય–કે જેનું નામ સખી અને દાનવ મનુષ્ય રૂપે અત્રે તેમજ યુરોપ આદિ આગળી સુધરેલી પ્રજામાં પ્રખ્યાત થયું હોય. દુઃખી અને ગરીબને મદદ આપવાને સદોદિત તૈયાર રહેનાર આ પુરૂષનું મુખ્ય કામ તો એની હુન્નરકળાના શોધ માટેની સ્કુલ માટેની મોટી સખાવત હતી. હિંદમાં ચાલુ થએલી અનેક ઉપયોગી હીલચાલોમાં આ મુખ્ય પદ ભોગવશે એવી મારી ખાત્રી છે, અને મહીશુર સરકારની ઉદાર મદદથી મહાત્મા આત્મા પ્રસન્ન થયા છે; અને તે મરહુમની મુખ્ય ઇચ્છા સફળ થવામાં વિલંબ નહિ થાય એમ હું માનુંછું. તે હિંદના ઉદ્યોગના વધારાનો પિતા હતો અને તેનું નામ દેશમાં સર્વ કોઇના હૃદયમાં કોતરાયેલું રહેશે. મી૦ ડીગ્બીનું નામ આ પુરૂષની સાથે યોગ્ય સ્થાનેજ છે—જો કે તેનું કામ બીજા પ્રકારનું હતું. તે મહાન્ લેખક હોવાથી છાપા વગેરેથી તમારી સેવા કરતો હતો અને તેનું આખું જીવન હિંદના લોકોના સુખ અને સુધારા વધારાના પ્રયત્નોમાં ગયું હતું. હિંદના લાભો માટે એના કરતાં વધારે કે તેવો પણ ભાગ કોઈ પણ બીજા અંગ્રેજે લીધો નથી. તેનું મુખ્ય કામ છવીશ વર્ષ ઉપરના મદ્રાસના દુષ્કાળ વખતનું હતું. તેણે અંગ્રેજોને સમજાવીને મોટી રકમ તે વેળાના દુકાળના ફંડમાં ભરાવી હતી, અને સરકારે પણ તે બાળકવયના પુરૂષને આ સેવાના બદલામાં ખીતાબથી નવાજ્યો હતો. ઇન્ડિઅન એમ્પાયરના ઓરડરમાં બીજો કોઇ પણ ગૃહસ્થ સત્તાવીશ વર્ષની યુવાન વયે દાખલ થયો નહિ હોય. પછી ઈંગ્લંડ જઈને પણ તેણે હિંદ માટે બહુજ કામ કીધું હતું; તમો તેના ભારે આભાર તળે દબાયલા છો ને એક તેના જુના મિત્ર તરીકે મારે તમારો શોક અત્રે જાહેર કરવો પડે છે તેમાં હું પણ દુઃખી છું ને ભાગ લઉ છું તથા ખાત્રી છે કે તમો બધા આ ઠરાવ પસાર કરશો અને તે ઠરાવ ઉભા થઇને પસાર કરી તમારા મોટા શોકની નિશાની જાહેર કરશો. તુરતજ સઘળા ઉભા થયા ને ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

—:o:—

## ઠરાવ સાતમો—હિંદી પ્રધાનનો પગાર.

### ડૉ૦ સર ભાલચંદ્રનું ભાષણ.

ડૉ૦સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકરે દરખાસ્ત કરી કે, લંડનમાંની સંસ્થાનો માટેની સભાના ખરચમાં સંસ્થાનો કંઇ પણ હિસ્સો આપતાં નથી ત્યારે હિંદી પ્રધાનની લંડનમાંની સભાનું ખરચ બધુંજ હિંદુસ્તાનને માથે અયોગ્ય રીતે ઓળવવામાં આવે છે તે સામે કોન્ગ્રેસ પોતાનો વાંધો રજુ કરતાં એવો અભિપ્રાય ધરાવે છે કે, લૉર્ડ વેલ્બીવાળા કમિશને કરેલી ભલામણને અનુસાર તેના વર્ષાસનના થોડો પણ હિસ્સો ઇંગ્લંડની ત્રીજોરીમાંથી આપવા માટે આવકજાવકના અડસટામાં દાખલ કરવો જોઇએ. આ દરખાસ્તના સમર્થનમાં તેઓ બોલ્યા કે, હિંદુસ્તાન ખાતાના પ્રધાનનો પગારજ નહિ પરંતુ તેની ઓફિસનું સઘળું ખરચ કે જે રૂ. ૨૧,૪૫૦૦૦ નું થવા જાય છે તે પણ હિંદને માથે નખાય છે. સંસ્થાનોની ઓફિસનું ખરચ સાત લાખનું અને બીજા પ્રધાનોનું વર્ષાસન પાંચ હજાર પાઉન્ડ જેટલું છે. ત્યારે હિંદી પ્રધાનનું વર્ષાસન અને તેની ઓફિસનું તમામ ખરચ આપણી પાસેથી લેવામાં આવે છે. સંસ્થાનોના પ્રધાનપદ પાછળ અને હિંદી પ્રધાનપદ પાછળ થતા ખર્ચની સરખામણી સર ભાલચંદ્રે આગળ ચાલતાં જણાવ્યું હતું કે; ઇંગ્લંડ સંસ્થાનોનું રક્ષણ કરે છે ત્યારે હિંદને થતા ખર્ચની સરખામણી કરી સર ભાલચંદ્રે આગળ ચાલતાં જણાવ્યું કે પોતાનેજ પોતાનું રક્ષણ કરવું પડે છે. સંસ્થાનો વળી ઇંગ્લંડના માલ ઉપર પણ જકાત નાખી શકે છે, જ્યારે હિંદુસ્તાન તેમ કરી શકતું નથી. સંસ્થાનો જેવા હકો પણ હિંદને આપવામાં આવેલા નથી એટલે જો ખરી રીતે કહીએ તો હિંદી પ્રધાનવડે પાછળ થતું સઘળુંજ ખરચ ઇંગ્લંડે આપવું જોઇએ, પણ મારી દરખાસ્ત તો તેવી નહિ પરંતુ મધ્યમસરની છે. માત્ર હિંદી પ્રધાનનુ વર્ષાસન જો ઇંગ્લંડની ત્રીજોરીમાંથી અપાતું કરવામાં આવશે તો તેથી બીજો એ લાભ થશે કે, તે ઇંગ્લંડની સરકારમે વધારે જોખમદાર થશે અને પાર્લમેંટમાં તેનુ વર્ષાસન ઘટાડવાની પણ કોઇ સભાસદ દરખાસ્ત આણી શકશે. હિંદુસ્તાન ખાતાના આગલા પ્રધાન લૉર્ડ જોર્જ હેમિલ્ટનને સર વિલિયમ વેડરબર્ન અને મી૦ સેમ્યુયલ સ્મીથે ઘણીવાર જુદી જુદી બાબતો પુછીને સંકોચમાં આણ્યો હતો તો તેનો પગાર ઇંગ્લાંડની ત્રિજોરીમાંથી અપાતો હોત તો તેને તેઓ એથી વધારે મુસ્કેલીઓમાં અને વિવાદમાં તાણી જાત. ફ્રીમેન યુનિયને હિંદી પ્રધાનને જેવો ઉત્તર આપ્યો છે તેવો ઉત્તર, તેનો પગાર જો ઇંગ્લંડમાંથી અપાતો હોત તો તેનાથી આપી શકાત નહિ. આપણા માનવંતા પ્રમુખ અને ઑ૦ મી૦ દાદાભાઇ ભવિષ્યમાં પાર્લામેંટમાં જશે તો તેઓ પણ, સ્ટેટ સેક્રેટરીનો પગાર ઇંગ્લંડની તીજોરીમાંથી આપવાનો ઠરાવ થયો હશે તો હિંદી પ્રધાનને વધારે સારી રીતે ચકચારમાં ઉતારી શકાશે અને હિંદ સંબંધી વધારે મક્કમ સવાલો પુછી તેની પાસેથી ઉત્તર મેળવવાનું બળ મળશે. હિંદુસ્તાન ખાતાના પ્રધાનનો પગાર ઇંગ્લંડની તીજોરીમાંથી આપવામાં આવ્યાથી હિંદુસ્તાનને કરમાં ઘટાડો થવાનો નથી, પણ તેમ થયાથી એક ઉપયોગી કાર્યક્રમનો નિયમ આપણુને મળશે. મને આશા છે કે મારી આવી મધ્યમસરની દરખાસ્તને તમારી અસ્ખલિત અનુમતિ મળશેજ.

### ઠરાવ સાતમાને મી૦ જી. શ્રીનીવાસરાવનો ટેકો.

ઉપલા ઠરાવને ટેકો આપતાં મદુરાના મી૦ જી. શ્રીનીવાસરાવે જણાવ્યું કેઃ—

સામાન્ય રીતે આપણે આપણા ઉપરના ખરચમાં સંસ્થાનોના સંબંધમાં થાય છે તેમ જ ઇચ્છીએ અને ઇંગ્લંડની સરકાર પાસેથી તેમનો ફાળો માગીએ, પણ હિંદુસ્તાનના સંબંધમાં તેવું કાંઈ નથી. તમો તમારા હિસાબનો તપાસ કરી શકતા નથી તેમજ ઇંગ્લંડને તેવી તપાસ કરવાની જરૂર નથી. છતાં કેટલાક ખેરખાહોની મદદથી વેલબી કમીશન નિમાયું ને તેમાં એક તરફ સંસ્થાનો ને એક તરફ હિંદ હતું. સંસ્થાનોએ મહારાજ્યના ખરચમાં એક પૈ પણ આપી નથી ને આપતા નથી જ્યારે હિંદની પાસેથી પુરેપુરો ખરચ લેવામાં આવે છે ને જ્યારે એક પરંપરાથી પઇ નહીં આપતા હોવાથી તેમનું તેમ ચાલવા દેવામાં આવે છે, ત્યારે બીજા પરંપરાથી આપતા હોવાથી તેઓએ આપ્યા જવું એમ કહેવામાં આવે છે છતાં કમીશનમાં બે જણાએ વિરૂદ્ધ વિચાર લખ્યો હતો જે તમોએ ધ્યાનથી વાંચવો જોઇએ છીએ. છેવટે કાંઈક ભાગ બ્રિટીશ તીજોરીમાંથી મળવો જોઇએ એવો ઠરાવ ૧૯૦૦ માં થયો પણ આપણે કમનસીબે હજુ સુધી એક રાતી પાઈ પણ ઇંગ્લંડે આપી નથી ને આપશે એમ આશા નથી. હિંદને તેઓ કેવું ગણે છે તે મી૦ ચેમ્બરલેનના ૧૮૯૩ ના ભાષણમાંથી માલમ પડશે. તેમજ ૧૮૯૮ ની ૩ જી ડીસેમ્બરે લૉર્ડ કર્ઝને કહ્યું છે તે સાંભળો—"હિંદ આપણું જવેર છે, બધું જાય તે પરવડશે પણ જો હિંદ આપણા હાથમાંથી જશે તો આપણે રવડી મરીશું." આપણે પણ તેમને જવાને કહેતાજ નથી, કારણ કે તેમનાથી આપણને ઘણા ઘણા લાભો મળ્યા છે જે ગણાવવા મુસ્કેલ છે, પણ આપણે માત્ર તેમની પાસેથી ન્યાય, ઉદાર વર્તણુક, ને પ્રેમાળ વૃત્તિની આશા રાખીએ છીએ. આપણે તેમના દોષો દેખાડીને આપણે આપણી ઇચ્છાઓ જાહેર કરીશું ને ન્યાય માગીશું. આવોજ આ એક અન્યાય હોવાથી આપણે કહીશું કે સેક્રેટરી ઑફ સ્ટેટને રજા આપો અથવા તમે તેનો પગાર ભરો પછી ભલે તેને રાખો.

## ઠરાવ સાતમાને મી૦ પાધ્યેનું અનુમોદન.

નાગપુરવાળા મી૦ એમ. કે પાધ્યેએ એ વિશે પુષ્ટી આપતાં જણાવ્યું હતું કે, કોંગ્રેસ તરફથી કરવામાં આવેલી માંગણીઓના સંબંધમાં લોર્ડ ડફરીનના સમયથી એવો ઉત્તર આપવામાં આવ્યો હતો કે, જોખમદારી વહોર્યા વગર તમો સત્તા મેળવવા કેમ માગોછો? હિંદી સરકાર, પ્રધાન અને તેની કારભારી સભાને માટે આપણે પણ આવોજ ઉત્તર આપીએ તો કેમ ! ઇંગ્લંડની પ્રજા જેમાં પોતાને કંઇ આપવું પડતું ન હોય તેમાં માથું મારતી નથી એટલે તે હિંદી પ્રધાનને તેના કાર્યભાર માટે પ્રશ્ન કરવાની ઝાઝી દરકાર કરતી નથી. હિંદી પ્રધાન અને તેની ઑફિસ નથી ઇંગ્લંડના પ્રજામતને કે નથી હિંદુસ્તાના પ્રજામતને પત કરતી એટલે તેઓ વગર જોખમદારીએ મોટી સત્તા ભોગવે છે તે ચાલુ રાખવાને આપણે પણ ના પાડવી જોઇએ. એક વાર નામદાર મહારાણીએ અને બીજીવાર દિલ્હી દરબારને સમયે વાઇસરોયે હિંદુસ્તાનને અપુર્વ વચનો આપી દત્તક કરી લીધેલું છે, તો આપણે ઇંગ્લંડની પ્રજાને તે પ્રમાણે વર્તવાને જણાવવુંજ જોઇએ. યુરોપનો કાળો કે ગોરો ગમે તેવો યુરોપિયન આ દેશમાં આવી ઇચ્છાનુંસાર વેપાર ચલાવી હિંદનાં નાણાં ઘસડી જાય છે છતાં રક્ષણીય પ્રતિબંધ જેવું આપણે અહીં કંઇ પણ રાખવામાં આવેલું નથી, માટે આપણી આ સ્થિતિમાં અવસ્ય કરીને આપણે ફેરફાર કરાવવોજ જોઇએ છીએ. હિંદને એક મુગુ અને ધિરજવાળા ઉંટ જેવું ગણીને—ગધેડું નહી. (હસાહસ.) હિંદુસ્તાન ઉપર એક પછી એક જુદી જુદી જાતનો બોજો લાદવામાં આવે છે, પણ તેણે હવે હિમ્મતથી પોતાના બોજાનો ભાર પોતાને કેવો જીવલેણ થઇ પડે છે તે જણાવવું ઘટે છે.

પછી આ દરખાસ્તને સર્વાનુમતે એક ઠરાવ તરીકે પસાર કરવામાં આવી હતી.

---

## ઠરાવ આઠમો—ઇંગ્લંડ ખાતે પ્રતિનિધિઓ મોકલવાનો ઠરાવ.

### સર વિલિયમ વેડરબર્નનું ભાષણ.

સર વિલિયમ વેડરબર્ન ઉપલા ઠરાવ માટેની દરખાસ્ત રજુ કરતાં ઈંગ્લંડમાં કોન્ગ્રેસના કારભારનો તથા લોર્ડ રિપને મોકલેલો સંદેશો જણાવવા ઉભા થયા કે તાળીઓ અને હુરરેની મોટી ગર્જના થઈ રહી. પોતાનું ભાષણ શરૂ કરતાં તેમણે કહ્યું કે પંદર વર્ષ ઉપર આ દેશમાં આજ મહા સભાના પ્રમુખપદે હું બિરાજેલો હતો અને તે સમયે તમોએ મને જે આવકાર આપ્યા હતો તેવોજ તમારો પ્રેમ હજી સુધી મારા તરફ ટકી રહેલો જોઇને મને હિંદના લોકોનો સ્વભાવ કેવો માયાળુ તથા કૃતજ્ઞ છે તેની પવિત્રતાનું સ્મરણ થાય છે. ઇંગ્લંડમાં તમારે માટે સતત પ્રયાસ કરી રહેલા હિંદી નેશનલ કોંગ્રેસની બ્રિટીશ કમિટીના તમારા મિત્રો તરફના પ્રતિનિધિ તરીકે હું અત્રે આવેલો છું અને તે લોકો તરફનો સંદેશો મારે તમને કહેવાનો છે. પ્રથમમાંજ હું તમને તમારા વયોવૃદ્ધ દાદા દાદાભાઇ નવરોજજીનો ( તાળીઓ ) સંદેશો સંભળાવીશ. તેમના શબ્દો થોડા છે, પણ ગંભીર અર્થસૂચક છે, તેઓ તમને "સંપીલા, ધૈર્યવાન, એક સરખી રાજનીતિવાળા ( consistent ) અને ખંતીલા" થવાને કહે છે. તેમના ઉપલા શબ્દો કરતાં તેમનું જીવન તમને ખરેખરો બોધ આપે છે. અર્ધી સદીથી વધારે લાંબો સમય થયાં તેઓ પોતાના સ્વાર્થના, સુખના, અને લાભના અનેક ભોગો આપીને, લોકોમાં વગોવાઇને પણ તમારા હિત માટે સતત મચ્યા રહે છે, તેમ તમો પણ કરતાં શીખો. આ શિવાય તમારા આ કોંગ્રેસના પિતા વૃદ્ધ મી૦ હ્યુમ ( તાળીઓ ) અને મી૦ ડબલ્યુ. સી. બોનરજીએ તમને જય ઇચ્છતાં તમારા કાર્યમાં મચ્યા રહેવાને તમને કહાવ્યું છે. તેઓ તમારું આમંત્રણ સ્વીકારીને ઘણીજ ખુશીથી અત્રે આવત, પણ અસુખી શરીરને લીધે લાચારીથી આવતા અટકી ગયા છે. આ શિવાય તમારો પ્રિય અને વૃદ્ધ વૉયસરાય લોર્ડ રિપન ( લાંબી હર્ષ ગર્જના ) કહાવે છે કે, "હું મુંબઇમાં મળનારી કોંગ્રેસની બેઠકનો રિપોર્ટ પુરો વાચીશ અને ખાત્રી રાખજો કે જેટલું હું હિંદને લગતી બાબતો ઉપર પેહેલાં ધ્યાન આપતો હતો તેટલુંજ આજે પણ આપું છું. હું બહુજ બારીકીથી તમારા કાર્યોનું નિરીક્ષણ કરું છું અને તમારા પ્રેમ માટે તમારો ઘણોજ આભારી છું." તમારા દૃઢ અને બુદ્ધિમાન મિત્ર-કમનસીબે અકાળ મૃત્યુ પામનાર-લોર્ડ હોબહાઉસે પણ છેવટ તમારેજ માટે પ્રીતિના શબ્દો ઉચ્ચાર્યો હતા. તમો લોકો કંટાળો ના, હવેજ તમારે માટે મજબુત પ્રયત્નો કરવાનો સમય આવ્યો છે-તમોને હવેજ ખરી તક મળી છે ને તે તક જવા દેશો ના. જેમ અહિંયા તેમજ ઇંગ્લંડમાં પણ આજ દશ વર્ષ થયાં એક પરિવર્તન કરનારી રાજનીતિ ચલાવનાર પ્રધાનમંડળ રાજ્ય કરે છે અને પરિવર્તન રીતિવાળા હાકેમો આવે છે, પણ હવે સમય બદલાવાનો થયો છે ને તમારા પ્રયત્નો તરફ મીઠી નજરે જોનાર નવા પ્રધાનમંડળની સત્તા થશે એવી પુરી આશા છે. ઇંગ્લંડના પ્રધાન મંડળનો આધાર ત્યાંના પ્રજામત ઉપર છે અને પ્રજામતનું વલણ બદલાતું જાય છે-તે બદલાતા વલણને તમો તમારી તરફ વાળી દો. જેમ મહા કવિએ કહ્યું છે કે, "મનુષ્ય જીવનના દરેક કાર્યમાં ભરતી અને ઓટ હોય છે." એવી ભરતી આવતી હોય તેનો ઉપયોગ કરવા એજ જયનું ચિન્હ છે. ના હિમ્મત થશો નહિ. ૨૦ વર્ષ સુધી તમોએ સામા પવને તમારું વહાણ હંકાર્યું છે ને હવે અનુકુળ પવન વાય છે ત્યારે અટકશો નહિ. આવો સમય વારે ઘડીએ આવતો નથી માટે હવેજ વધારે પ્રબળ પ્રયત્નો કરવાનો સમય છે. મંડયા રહેજો ને પ્રજામતને તમારા તરફ વાળવાના દૃઢ પ્રયત્નો કરજો. પ્રજામત મતઆપનારાઓને દોરે છે—મત આપનારા પાર્લામેન્ટમાં બળ ઉત્પન્ન કરે છે—પાર્લામેંટનો પક્ષ પ્રધાનમંડળ ચુંટી કાઢે છે, પ્રધાન મંડળ-સ્ટેટ

સેક્રેટરી અને હાકેમો પુરા પાડે છે—ટુંકમાં પ્રજામત ઉપર સર્વનો આધાર છે માટે તમો તેના તરફ તમારા પ્રયત્નો પહોંચાડો. તમો વિલાયતના પ્રજામતને કહો કે તમને સર ફાઉલર કે ગોડરીક જેવા સેક્રેટરી નથી જોઇતા પણ લૉર્ડ રિપન જેવા સેક્રેટરી જોઇએ છે. કિલ્લો લેવા જનાર સૈન્ય બે બાબતનો વિચાર રાખે છે, (૧) કયાંથી હલ્લો લઇ જવો વધારે લાભકારક થશે અને (૨ કયે સ્થળે લઇ જવો વધારે સુગમ પડશે. તેમ આપણને પણ બે વાત જોવાની છે:—એક તો ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના અમલ વેળાએ જેમ દર ૨૦ વર્ષે પટો ફેરવતી વખતે કંપનીના કારોબારની બારીક તપાસ પારલામેન્ટ તરફથી થતી હતી તેમ હવે થવી જોઇએ અને ( ૨ ) સેક્રેટરી ઓફ સ્ટેટનો પગાર અંગ્રેજી ત્રીજોરીને માથે નાખવો જોઇએ. જો ગ્રેટબ્રિટનના લોકો તમારી આ માગણી બરોબર જાણશે તો તમને દાદ આપવાની પાર્લામેન્ટપર તેઓ ફરજ પાડશે માટે આ વાત તમને જણાવવાને અત્રેથી તમો એક ( મીશન ) મંડળ મોકલો. હિંદના ડાહ્યામાં ડાહ્યા અને વિદ્વાન પુત્રોને ત્યાં મોકલો, ત્યાં હિંદના સાચા મિત્રો તેમને પૂરેપુરી મદદ આપશે, તેઓ તમને રસ્તો પણ બતાવશે અને તમારી મેહેનતમાં ભાગીદાર થશે; માટે તે કામ બજાવવા માટે તમો તમારામાંથી સરસમાં સરસને પસંદ કરીને મોકલો. હું અત્રે પૈસા સબંધી વાત કરતો નથી, કારણ કે મારી ખાત્રી છે કે હિંદના પુત્રો જેમાં પોતાનો ખરેખરો લાભ જુએ છે તેવા કામમાં પૈસા આપવામાં કદી પણ પાછા નહિ પડે. (હુરે અને તાળીઓના ચાલુ અવાજો.) હું તેથી આ દરખાસ્ત તમારી આગળ વિચાર ચલાવવાને રજુ કરૂં છું.

## આઠમા ઠરાવને મી૦ બાળગંગાધર તીલકનો ટેકો.

અતિશય જોશમાં નીકળતા હુરરેના અને તાળીઓના અવાજો વચ્ચે "કેસરીપત્ર"ના અધિપતિ મે. તીલકે પોતાનું ભાષણ શરૂ કર્યું:—"મારે બહુજ થોડું બોલવાનું છે, કારણ કે સર વિલિયમે પુરતું કહેલું છે. પણ આ બહુજ અગત્યનો ઠરાવ છે, કારણ કે "હાલમાં કોંગ્રેસનું કામ માત્ર દર વરસે લોકમતને એકત્ર કરવાનું કાર્ય કરે છે" એમ કહેવાય છે, ને આ કોંગ્રેસની વ્યાખ્યા સ્વીકારવામાં હું માન સમજું છું, પરંતુ માત્ર બધાના મતને એકત્ર જ કરવાથી કાંઇ આપણું વળવાનું નથી. આ રીતે સૂર્ય અને અગ્નિના કિરણોને એકત્ર કરવાની શાસ્ત્રીય રીતિ ઉપરથી લીધેલી છે, પણ તેજ કિરણો જો બરોબર વાપરવામાં આવે તો એકત્ર કરનારના હાથને તે બાળે છે. તેમજ આ પ્રજામતનું એકત્રપણું આપણને નુકશાન ન કરે તે જોવાનું કામ આપણું છે. આપણો મુખ્ય હેતુ અત્રે આવાનો આપણા ઉપર લગભગ નિરંકુશિત સત્તા ભોગવનાર વિભાગાધિકારી સત્તાધીશોને (bureaucrats) ચેતવવાનો, તેમના હૃદયમાં રહેલા આપણી તરફના અણગમાની (prejudice) લાગણી દૂર કરવાનો તથા અંગ્રેજી પ્રજામતના હૃદયમાંના અણગમાને દૂર કરવાનો છે. આ માટે આપણે આપણો પોકાર ઇંગ્લંડમાં લઇ જવો જોઇએ, કારણ કે આપણા અને આપણી સરકારના પણ ખરા ન્યાયાધીશો તો ત્યાં બેસે છે. આપણે અત્રે કેસ તૈયાર કરીને આપણા એડવોકેટો ને ત્યાંના ન્યાયાધીશ એવા અંગ્રેજી પ્રજામંડળ આગળ રજુ કરવાને મોકલવા જોઇએ. હિંદ સરકાર જે આપણા અવાજ આગળ તદન નહિ ભેદી શકાય તેવા પોલાદના દિવાલ જેવી છે તે ત્યાંના પ્રજામતને નમે છે અને તેથી તેમના દ્વારા આપણે આપણું કાર્ય સિદ્ધ કરી શકીશું. આ જ ઠરાવ આપણે ત્રીજીવારનો કરીએ છીએ ને મને આશા છે કે આ ઠરાવ હવે ઇંગ્લંડમાં રહેતા જાથુકના રાજકિય મીશન રૂપે પરિણમશે ખાત્રીથી માનજો કે આપણા શ્રોતાઓ ત્યાં મજાહ કરવા જતા નથી, પણ અથાગ શ્રમ લેવા જાય છે. આપણામાંના છ સાત વિદ્વાનજનો જો ત્યાં રહીને અંગ્રેજી પ્રજામતને કે-

ળવવા પાછળ—આપણી તરફ તેમની વલણ વાળવા પાછળ—તેમને આપણી સ્થીતિ સમજાવવા પાછળ મંડશે તો ખાત્રી રાખજો કે આપણે ઘણાક પરોપકારી—ઉદાર વિચારવાળા— બ્રિટિશ પુત્રોને આપણી તરફ ખેંચી શકીશું. હાલની હિંદી સરકારની રાજનીતિ આપણને બ્રિટિશ શાહેનશાહતમાંના એક અંગ રૂપે ન ગણતાં પૃથક પ્રકારના અંગરૂપે ગણવા જેવી છે. પણ મારે કહેવું જોઇએ કે જ્યારે શરીરમાં પૃથક બાહ્ય પદાર્થ પેસી જાય છે ત્યારે તે કાઢવાને વાઢકાપની જરૂર પડે છે—પણ આપણે માટે વાઢકાપ નહિ (હસાહસ) પણ જો શરીરમાંજ પાંચની છ આંગળી કે કોઈ અવયવ અવસ્ય વધે છે તો તે તેમાં બરોબર દુઃખ કર્યા વિના રહી શકે છે. તેમજ જો આપણને તેઓ પોતાના અંગરૂપે કરી દેશે તો કોઇપણ એવો સમય નહિ આવે કે તેથી તેમને કે આપણને દુઃખ થાય. વળી આપણે તેમને એક બોજારૂપ ન થઈ પડીએ માટેજ આપણે ત્યાં આગળ રાજકિય મીશન મોકલીને આપણી જાગૃતી બતાવીને, તેમનામાં ભળવાને લાયક છીએ એ બતાવવું જોઇએ. આપણું કમીશન શાંતિથી આપણી હાજતો ત્યાંની પ્રજાને જણાવનારૂં હોવું જોઇએ, પણ ગરીબ નિરાધાર સાધુઓને કે પોતાના જાન માલનું રક્ષણ કરનાર તરફ, વગર આમંત્રણે ઘેલા પેઠે ધુસી જઇ લડાઈ કરનાર—ટીબેટ મીશન જેવું મીશન—કે આખા હિંદુસ્તાનને ખ્રિસ્તી બનાવવાનો નહિ થઈ શકે તેવો પ્રયત્ન કરવાની ઇચ્છાવાળા ખ્રિસ્ત મીશનો જેવું મીશન નથી. ખ્રિસ્તિ મીશનરીઓ જો કે જાણે છે કે તેમના પ્રયત્નો અસંભવિત છે, તોપણ જે દ્રઢતા—ખતીપણું ને ધિરજથી મંડ્યા રહે છે તેમ આપણે મંડ્યા રહેવું જોઇએ ને અંગ્રેજી મહા શાહેનશાહતમા એક પ્રથક આગંતુક બાહ્ય ( foreign ) ભાગ છીએ તેવા ન રહેતાં તેમના જીવનમય શરીરના એક અંગરૂપ થઇ જાય તેવા મીશનની જરૂર છે. આપણા મીશનરીઓએ પણ પ્રમાણિકપણે—સત્યપક્ષ, ખતથી—અને ઉત્સાહથી મંડ્યા રહેવું જોઇએ અને આપણે તેમ કરીશું તો જય મળશે ને તેથી તમો આ દરખાસ્ત પસાર કરશો. ( અતિશય તાળીઓના ગડગડાટ વચ્ચે મી૦ તીલકે જગ્યા લીધી. )

## આઠમા ઠરાવને મી૦ એસ. સિન્હાનો વધુ ટેકો.

અલ્હાબાદવાળા મી૦ એસ. સિન્હાએ ઉપલી દરખાસ્તને વધુ અનુમોદન આપતાં જણાવ્યું હતું કે, સર વિલિયમ વેડરબર્ન અને મી૦ તિલકે તેમની અવિવેચક સહાનુમતિઓ આપ્યા પછી મારે માટે વિશેષ કહેવાનું રહેતું નથી, છતાં મને જે કંઇ અનુભવ મળેલો છે તે ઉપરથી હું જણાવીશ કે આગળ મી૦ જસ્ટીસ ચંદાવરકર, મી૦ મુડલેયર અને મી૦ ઘોષને ઇગ્લંડમાં ભાષણો કરવાને મોકલવામાં આવ્યા હતા ને તે પછી પાંચ વર્ષે મેસર્સ બેનરજી, મધોલકર અને જોશીને આપણા પ્રતિનિધિઓ તરીકે હિંદી પ્રજાનો ઉદ્ઘોષ કરવાને ઈંગ્લંડ મોકલવામાં આવ્યા હતા અને મેં તેમનાં ભાષણો સાંભળી ઇંગ્લંડના લોકો ઉપર તેની કેવી અસર થાય છે તે પ્રત્યક્ષ જોયું હતું. આપણે કેવા કેળવાયા છીએ, સુધારા વધારામાં આપણે કેવા આગળ વધ્યા છીએ અને આપણે કેવી સ્થિતિએ આવેલા છીએ, તે ઇંગ્રેજ પ્રજાના જાણવામાં આવે નહિ, ત્યાં સુધી આપણે જે કંઇ માગણીઓ કરીએ તે તેઓ આપણને આપે નહીં માટે ઇંગ્લંડમાં આપણા પ્રતિનિધિઓ મોકલાવી આપણો અવાજ ઇંગ્લંડના દિગંતરોમાં ગર્જાવવાની ઘણી મોટી આવશ્યક્તા છે. ઇંગ્લંડની રંગભૂમિ ઉપર દેશી પોશાકમાં હાજર થઇને જ્યારે ઓન. મી૦ સુરેંદ્રનાથ બેનરજીએ અંગ્રેજ સભાસદોની સન્મુખ પોતાના હિંદુસ્તાન સંબંધે છટાદાર ભાષામાં એક ચકિત કરી નાખનારૂં ભાષણ આપ્યું ત્યારે અંગ્રેજ શ્રોતાઓ ઉપર ઘણીજ ઉંડી અસર થઇને એક એવી તો મક્કમ છાપ પડી હતી કે, એ મહાન્ વક્તાનું ભાષણ સાંભળી આશ્ચર્યમાં મગ્ન થતાં તેઓ

એવું બોલ્યા હતા કે, એક હિંદુ ગ્રહસ્થ, કેળવણીમાં આટલો બધો આગળ વધેલો હશે એવું અમે સ્વપ્ને પણ ધાર્યું કે અનુમાન્યું ન હતું. ગૃહસ્થો ! હિંદી બાબતોનો અવાજ ઈંગ્લંડમાં સંભળાતો કરવાને માટે આપણે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા નરોને આપણા પ્રતિનિધિઓ તરીકે ઈગ્લંડ મોકલતા આપીએ અને તેઓ હિંદુસ્તાન સંબંધીનો ઉદ્ઘોષ ઈગ્લંડમાં પ્રતિધ્વનિત કરે તો તેમાંથી આપણને ખચિતજ મોટો લાભ થાય.

આ દરખાસ્ત તે પછી સભાએ જયઘોષની તાળીઓ વચ્ચે સર્વાનુમતે પસાર કરી હતી.

## ઠરાવ નવમો—હિંદી તિજોરીમાં ફાજલ બાકી.

### ઑનરેબલ પ્રોફેસર ગોખલેનું ભાષણ.

મોટા જયઘોષ અને તાળીઓના ગડગડાટ વચ્ચે ઉપલીદરખાસ્તના સમર્થનમાં ઑ. પ્રો ગોખલે પોતાનું ભાષણ આરંભતાં બોલ્યા હતા કે; આગળ જ્યારે ત્રીજોરીમાં વર્ષોવર્ષ ખાડો પડતો હતો, ત્યારે છેલ્લાં ૭ વર્ષ થયાં એક અસાધારણ બનાવની માફક ખજાનચીએ સ્વપ્ને પણ આશા નહિ રાખેલી એવી ફાજલ પુરાંત બાકીઓ રહ્યા કરે છે અને તે ૭ વર્ષમાં ત્રીશ કરોડ જેટલે મોટે સરવાળે જઈ પહોંચી છે. નહિ ધારેલો આવો ચમત્કાર કેમ બનવા પામ્યો છે ? એવો પ્રશ્ન થતાં કેટલાકો એવો ઉત્તર આપી દે છે કે નામદાર વાઈસરોયને લીધે ! સામાન્ય અને અણસમજુ માણસો આ ઉત્તર કદાપિ સ્વીકારે તોપણ આપણે તો તેમાં ઉંડા ઉતરીને તપાસ કરી આવા અદ્‌ભુત ચમત્કારનાં ખરાં કારણો બહાર તારવી કાઢવાં જોઈએ. ૧૮૮૪ સુધી સૈનિક ખર્ચો ઉપર અંકુશ હોવાથી અંદરનો સુધારો ચાલુ રહ્યો હતો પરંતુ તે પછી સૈનિક ખર્ચો તરફ નજર નાંખવામાં આવી અને સોનેરી રાજશાસનનો પણ ત્યાંથીજ અંત આવી ગયો. સૈનિક વ્યય વધવા માંડ્યો અને હિંદુસ્તાનને નામે ઈંગ્લંડમાં થતા વ્યય પાછળ હિંદની લક્ષ્મીએ ગતિ કરવા માંડી, તેની સાથે વળી રૂપિઆના ભાવ પણ ગળવા માંડ્યા. ૧૮૮૪ પછીના બાર વર્ષોમાં આ સપાટો એવો લાગ્યો કે મીઠા ઉપરનો કર વધારવો પડ્યો. આવક ઉપર નવો કર નાખવો પડ્યો અને જકાતનું લાકડું ઘુસાડવામાં આવ્યું. આમ કરવા છતાં આવક વ્યયની તુલા સમાન રહી શકી નહીં ત્યારે ટંકશાળો બંધ કરી. છતાં તેથી પણ કંઈ વળ્યું નહીં અને સરકારને હુંડીઆમણની ખોટ પુરવા માટે બાર કરોડ રૂપીઆ ઉભા કરવા પડ્યા. ૧૮૯૫ માં જ્યારે રૂપીઆનો ભાવ તેર પેન્સનો હતો ત્યારે પણ રૂપીઆના કૃત્રીમ ભાવથી સરકાર મોટી પુરાંત બતાવવાને શક્તિમાન થઈ, છતાં તેનું સમતોલ પણું રાખવાને માટે તેથી પણ આગળ વધીને રૂપીઆની કૃત્રિમ કીંમત સોળ પેન્સની કરવી પડી. આ પ્રમાણે જ્યાં રૂપીઆની કીંમત કૃત્રિમ બનાવવામાં આવી કે તુરતજ ત્રીજોરીમાં પુરાંતોનું પુર આવવા માંડ્યું ! દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી મોટા ભયંકર બે ત્રણ દુષ્કાળ પડ્યા તેમ છતાં સરકારની ત્રીજોરી તો તે પછી પુરાંતમાં મોટી મોટી બાકીઓજ દેખાડતી રહી અને 'હોમ ચાર્જીસ' એકત્રીશ કરોડ ઉપરથી સાડી પચ્ચીશ કરોડ ઉપર આવી ગયેલો લોકોને દેખાયો. બાકી રહેતી પુરાંતોમાં વળી અફીણની મહેસુલે પણ મોટી સહાય આપી છે કારણ કે પાંચ કરોડ ઉપરથી વધીને તે સાત કરોડ ઉપર ગઈ છે, અને એ મહેસુલના વધારાને લીધે મીઠા ઉપરના અને આવક ઉપરના કરમાં ઘટાડો કરવામાં આવ્યો છે. ગૃહસ્થો ! આ ઉપરથી તમો જોઈ શકશો કે, ત્રીજોરીમાં બાકી પુરાંતોની જે રેલછેલ થઈ રહી છે તે લોકોની આબાદીને લીધે નહિ, પરંતુ રૂપિઆની કૃત્રિમ કિમ્મત રાખવાથી, ઈંગ્લંડ

ઓછાં નાણું વાળવાં પડે છે તેને લીધે છે. નાણું પેડમાં તો તેટલાંજ વાળવાં પડે છે પણ કૃત્રિમ કિમ્મતને લીધે તેના રૂપીઆ થોડા થાય છે. સરકાર પણ લોકોની આબાદીનાં આ ચિન્હ છે એમ કહે છે; પણ હિમ્મતથી તે આબાદીનું પરિણામ છે એમ કહી શકતી નથી. લોકની આબાદીના ચિન્હનો પુરાવો માગવામાં આવતા તે આમતેમથી થોડા ઘણા આંકડા બતાવે છે, પરંતુ તેની તે તકરાર ચાલી શકતી નથી. મારા મિત્ર મી૦ સેમ્યુઅલ સ્મીથ કહે છે તેમ દારૂની મહેસુલમાં થતો વધારો લોકની આબાદી નહિ પણ વ્યસનનું આધિક્યજ બતાવ છે. રેલવેના વધારાઓ પણ લોકોને ખેતી ઉપર હડસેલી મુકી દેશમાંથી સુવર્ણ ઘસડી જવાની સગવડ કરી આપે છે. ત્રીજોરીમાં વર્ષો વર્ષ ફાજલ બાકી કેમ રહે છે તે હવે તપાસવાની છે અને તેથી મીઠા ઉપરના ગરીબ વર્ગ પાસેથી લેવાતા કર તરફ અને આવક ઉપરના મધ્યમ વર્ગ પાસેથી લેવાતા કર તરફ નજર કરવાની છે. આ બન્ને કરોની ઉપજમાં વધારો થતો નથી તે બતાવે છે કે લોકો આબાદ થયા નથી. ખજાનચીએ એક સાઇસ અને કસ્ટમનો દાખલો આપ્યો છે તેના કરતાં આ બાબત વધારે ઉપયોગી અને, અસરકારક છે. મી૦ રાનાડેએ સર ડેવીડ બારબરના આંકડા લઇ ઉડસટો કાઢ્યો છે કે દેશની ફાજલ બાકી આઠ કરોડની છે. લોર્ડ કરઝન બાર કરોડ કહે છે, પરંતુ દુકાળમાં જે ૩૦ કરોડ જેટલી ખોટ ઢોર વગેરેના મરણથી ગઇ છે તે બાદ કરીએ છીએ ત્યારે ફાજલ બાકી ઉડી જાય છે! સરકારે આ ફાજલ બાકીઓ લોકોને નિચોવીને ઉત્પન્ન કરેલી છે માટે તેનો ઉપર જણાવ્યા પ્રમાણે ઉપયોગ કરવો જોઇએ છીએ. ખેડુતો ઉપર પેહેલો બોજો પડેલો છે માટે પ્રથમ જમાબંધી ને, પછી ગરીબ લોકને મીઠા ઉપરનો કર ઘટાડી આશ્વાસન આપવું જોઇએ છીએ, ઉપરની ભલામણો ઉપરાંત આપણે એકસાઇઝ જકાત કાઢી નાખવાની પણ ત્રીજી ભલામણ કરી છે. પણ તેમ કરતાં લોર્ડ કરઝનને લેંકેશાયરના ચુંટણી કરનારાઓનો ડર લાગતો હશે. ફાજલ બાકીઓની મોટી રકમ સરકારને બીજી લાલસાઓ કરાવી આપણને મોગલાઇનું સ્મરણ કરાવે છે. ટીબેટ, ઈરાન અને અફગાનીસ્તાન તરફ મિશનો મોકલવા, રેલ્વેની મોટી યોજનાઓ ઉભી કરવી વિગેરે લાલચોનો તેને અવકાશ રહેવા દેવો નહીં એ ખરેખર લોકોને લાભપ્રદ કાર્ય છે. હિંદી સરકારને એવી એવી લાલસાઓ નહિ થાય તો ઈંગ્લંડની સરકારનો ડોળો તેની તરફ ફેરવાશે. આવક વ્યયના અડસટામાં ખોટ દેખાતાં જેમ કર નાખવામાં આવે છે તેમ બાકી દેખાતાં કરો ઘટવાને પણ તેણે તૈયારજ રહેવું જોઇએ.

યુનિવરસીટીના ખરડા ઉપરના વાદ વિવાદ દરમ્યાન મેં પ્રોફેસરોની ચેર્સ સ્થાપવાની માગણી કરી ત્યારે લોર્ડ કરઝને જણાવ્યું હતું કે તે લોકોનું કામ છે, હું પુછીશ કે ત્યારે શું એ ફાજલ બાકીઓ લોકોની નથી? શું સમુદ્ર પરથી ઘસડાઈ આવેલી છે? એમાંથી યુનિવરસીટીના ચેર્સ, ટેકનીકલ ઇનસ્ટીટ્યુટ અને સુખશાંતિ સંબંધીના સુધારા વધારા થવા ઘટે છે. પ્રથમ તો સરકારે લોકોને તેનો લાભ આપવો અને જો તેમ ન કરે તો તેણે લોકોપયોગી કાર્યો કરવાં. આ પ્રમાણે ફાજલ પુરાંતની વિગતો અને તેના સદુપયોગ કરવાને દ્વારો છે એટલે મને આશા છે કે તમે આ દરખાસ્તને સર્વાનુમતે પસાર કરશો. ( જોશભેર તાળીઓ. )

## નવમા ઠરાવને દિ૦ બા૦ અંબાલાલ સાકરલાલનો ટેકો.

અમદાવાદવાળા દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇએ આ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે, આપણે આજે એવી ભલામણ કરીએ છીએ કે ફાજલ પુરાંત, જે ૩૦ કરોડ રૂપીયા તીજોરીમાં પડેલા છે તે વાપરી નાખવા જોઇએ ને તેમ કરવા

માટે હિંદી પ્રજા ઉપરના કરોમાં ઘટાડો કરો. હિંદી સરકારને જ્યારે જરૂર ન હોય અને આવક વધવા પામે ત્યારે તે નાણાં પાછાં પ્રજાના ગજવામાં જવાં જોઇયે. ગરીબ પ્રજા મેહસુલમાં મોટો ફાળો આપે છે તેથી તેનો તેનેજ લાભ મળવો જોઇયે છે. સરકારે ત્રીશ કરોડ રૂપિયા ક્યાંથી મેળવ્યા? તે કાંઈ ઉંચેથી આવાને પડ્યા નથી. પણ માત્ર ચલણના કાયદાને લીધેજ વધી પ ડ્યા છે. આગલા વખતના એશિયાટિક રાજાઓ રૂપિયામાં વધારે ત્રાંબું મેળવીને પુરાંત કરતા હતા, પણ હાલની સરકાર તો બાર આનાનેજ રૂપીઆ તરીકે ઓળખાવે છે અને વપરાવ છે—પણ પાછલા કાળના રાજાઓ તો જેઓ રૂપિયા તરીકે નહિ ઓળખે તેને સજા કરતા હતા. હાલના રૂપીયાનો એ ફરક કોના ગજવામાંથી જાય છે તે જોવાનું છે. કરનો મોટો બોજો ખેડુતો ઉપર પડે છે અને તેથીજ તેમને છુટકારો મળવો જોઇયે. આગલા વખતમાં એક રૂપિયો મેળવવા માટે તેને થોડો માલ આપવો પડતો હતો, ત્યારે હાલમાં તેજ રૂપિયો મેળવવા માટે તે બાપડાને વધુ મોટા જથ્થામાં માલ આપવો પડે છે. વળી સરકારી મેહસુલમાં પણ બાર આનાનો રૂપિયો સોળ આનાના રૂપિયામાં આપવો પડે છે. તેમના ઘરમાં રાખેલા રૂપાના દાગીનાઓની કિમ્મત પણ ઘટી ગઇ છે. તે તેમજ બીજાં અનેક કારણોને લીધે ચલણના કાયદો ખેડુતોને શાપ સમાન થઇ પડ્યો છે. તે ઉપરાંત થાપણ રોકનારાઓ માટે પણ તે કાયદો હાનિકાર થઇ પડ્યો છે અને તેથીજ કાપડ અને સુતર ઉપરની એકસાઇઝ જકાત ઘટાડવાની ઘણી જરૂર છે.

## નવમા ઠરાવને મી૦ સુબ્રામની આયરનો વધુ ટેકો.

મી૦ સુબ્રામની આયરે એ દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, સર એન્ટની મેકડોનાલ્ડે ચલણને લગતા કાયદાના સંબંધમાં ખુલ્લો એકરાર કર્યો છે કે એ કાયદો પ્રજા ઉપર સખ્તાઈ ગુજારનારો છે ખરો, પણ સખ્તાઇ કેવી રીતે ગુજરી શકે તે તેઓ જાણતા નથી, એટલે સરકાર સહીસલામત છે ( હસાહસ ). અકુદરતી ચલણ કેવી રીતે નુકશાન કરે છે ત વિષે તપાસ કરવામાં આવી અને સરકારે જણાવ્યું કે પ્રજાને તેથી કાંઇ વધારે ખમવું પડતું નથી. હિંદી સરકાર માટે ઇંગ્લંડમાં કરવામાં આવતા ખરચ પેટે હિંદુસ્તાનથી જે કરોડો રૂપિયા મોકલવામાં આવે છે તે ખરેખર પ્રજાના ગજવામાંથીજ જાય છે. હિંદુસ્તાનની તીજોરીમાં દર વરસે ફાજલ પુરાંત બાકી રહે છે તે પ્રજાના ગજવામાંથી મેળવેલી આવક છે. એ પુરાંત એક ધાસ્તી ભરેલું હથિયાર છે, અને તેને દેશની આબાદીનું ચિન્હ ગણી શકાશે નહિ. ફાજલ પુરાંતને લીધે ખોરાકીના ભાવો ગગડી જાત, પણ અકસ્માતે દુકાળ પડવાથી ભાવો ઘટવા પામ્યા નથી. પ્રજાને બજારમાંથી જે નફો મળે છે તે હરકોઇ રીતે લે છે, અને ફાજલ પુરાંતને લીધે લોર્ડ કર્ઝન જેવા એક વાઇસરાયને હિંદુસ્તાનની બાહાર નવાં નવાં (તોફાની) કામો કરી ખરચ કરવાનું સુંઝ પડે છે. એજ ફાજલ પુરાંતને લીધે પ્રધાનો નવા નવા અઘટિત ખરચો આપણે માથે નાખવાની સુચનાઓ કરે છે. આ ફાજલ પુરાંતનો દેશની ચાલુ હાજતો માટે ઉપયોગ કરવામાં નહિ આવે તો તે પાછી દેશના લોકોનેજ મળવી જોઇએ અને તે પુરાંતને વધવા દેવીજ નહી જોઇયે. ઠરાવમાં એવી ઇચ્છા બતાવી છે કે એ પુરાંતનો દેશના ભલાના કામમાં પેહેલો ઉપયોગ થવો જોઇયે; પણ હું તેના કરતાં એમ ઇચ્છીશ કે ફાજલ પુરાંત મોટી થવા દેવીજ નહી જોઇએ. એટલા માટે કર ઘટાડવાને અને ફાજલ પુરાંત હાલના જેટલીજ રાખવાની માગણી કરવાને આપણને પુરતો હક છે. એ હક મેળવવા માટે આપણે સઘળાઓએ સાથે મળીને ઐક્યતાથી અને ચીવટપણે કામ કરવું જોઇએ અને જો એ લડત ચલાવીશું નહિ તો વાંક આપણોજ કહેવાશે.

## નવમા ઠરાવને મી૦ અલીમહમદ ભીમજીના બીજો વધુ ટેકો.

ઉપલી દરખાસ્તને ટેકો આપતા મી૦ અલીમહમદ ભીમજીએ કહ્યું કે હું તમોને વધારે વાર રોકીશ નહિ. મારા પૂર્વેના સઘળા બોલનારાઓએ બહુજ લંબાણથી પુરેપુરૂં વિવેચન કીધું છે ને તેથી હું ન બોલત તોપણ ચાલત અથવા એજન ગેજન કહેત તોપણ ઠીક પણ જ્યારે બોલવાજ ઉઠયો છું ત્યારે એક બે ખાસ બાબત ઉપર હું ધ્યાન ખેંચીશ કે જે વિષે મારા પુર્વેના ભાષણ કર્તાએ ખાસ કહ્યું નથી. આપણા દેશમાં ટંકશાળ બંધ કરવાના કાયદાથી જનસમુહને બહુજ નુકશાન થયું છે તેનું કારણ કે આપણે ત્યાં રૂપાનું ચલણ છે ને આપણે લોકોને આપવું પડે છે સોનાના સીકામાં; વળી આપણે માલ મંગાવીને આયાત કરીએ છીએ તેથી ઓછો નિકાસ કરીએ છીએ. અત્રેથી લાખો રૂપીઆ પેન્સનમાં આપણને આપવા પડે છે તે પણ સોનાનાજ ચલણમાં આપીયે છીએ. એમ આપણે ત્યાંથી વધારે નાણું જાય છે જે કુદરતી રીતે નહિ જઇ શકત. આ બધું વધારાનું નાણું તે ચીજો વાપરનારા ગરીબ વર્ગો, તમજ ખેડુતોને આપવું પડતું હોવાથી તેઓનેજ મોટે ભાગે નુકશાન જાય છે ને તેથીજ તેઓને આ વધારાના નફાનો લાભ આપવો જોઇએ. બીજું કારણ આ જે આપણે સુચનાઓ બતાવીએ છીએ તે આપણા લાભ માટે નહિજ, પણ વિલાયતના લાભને માટે છે. પોતાના આ કહેવાના ટેકામાં તેણે લોર્ડ કરઝનની વાણી ટાંકી કે જો હિંદ નહિ હોય તો આપણે રવડી મરીએ બધો બીજો ભાગ જાય તે ખમાય, પણ હિંદ જવું નહિ જોઇએ ને આપણો પણ આજ હેતુછે કે હિંદ ને બ્રિટનના છુટાછેડા નહિ જોઇએ. માટે જેમ લોકોનો રાજતરફ પ્રેમ વધે ને લોકો સંતોષીને સુખી રહે તેવો માર્ગ બતાવું છું. પછી તેણે મુસલમાન ભાઇઓને સલાહ આપી કે હું હવે મરણની અણિપર આવેલો છું. બીજી કોંગ્રેસ હવે જોઇશ એવી મને આશા નથી ને આ એક મરણની પથારીમાં પડેલો તમોને છેલ્લા બોલો કહે છે કે સંપથી બધા જોડે મળીને રહો ને લડત ચલાવો. આપણા કુરાનનો બોધ જુઓ. તેના બે ચાર બોલો ટાંકયા ને કહ્યું કે અલ્લાહ કે મહમદ મુસલમીનના નથી પણ બધાના–બધી આલમના છે ને તેનને "પગલે ચાલવું એજ આપણે તેના અનુયાયીઓનો ધર્મ છે. માટે બીજી તરફ નહિ દોરાતં" એક સંપથી, એક દિલથી આમાં ભળીને આખા હિંદને માટે આખી સલતનતને માંટે મથજો ને સરકારને કહેજો કે આ અમારી સુચનાઓ માનો ને સુખને રસ્તે ચઢો–( તાલીઓ. )

## ઠરાવ દશમો દેશના રાજકાર્યભારમાં મળવો જોઇતો ભાગ.

### મી૦ કૃષ્ણ સ્વામી આર્યરનું ભાષણ.

મદ્રાસવાળા મી૦ કૃષ્ણસ્વામી આયરે તેં પછી ઉપરનો ઠરાવ સભા હજુર રજુ કરતાં પોતાની આ દરખાસ્તના ટેકામાં બોલ્યા કે, આમની સભામાંનો જે એક સાચો ખેરખાહ આજે અત્રે બિરાજ્યો છે તે મી૦ સેમ્યુઅલ સ્મીથે ઘણાં વરસ પહેલાં આપણને કહ્યું છે કે, જ્યાં સુધી હિંદી પ્રજાને ધીમે ધીમે રાજવહીવટમાં ભાગ આપવામાં આવે નહિ ત્યાં સૂધી હિંદુસ્તાન ઉપરની બ્રિટીશ હકુમત૦ કદી પણ મજબુત થવાની નથી, તેમના આ શબ્દો કેટલા વાજબી છે તે ઉપર વિવેચન કરવાની જરૂર નથી. હિંદી કાઉન્સીલને લગતો કાયદો સને ૧૮૬૧ માં ઘડવામાં આવ્યો હતો અને તેની રૂયે નામદાર વાઇસરોયની ધારા સભામાં છથી બાર અને મદ્રાસ તથા મુંબઇની ધારા સભાઓમાં આઠ સભાસદો નીમવાની ગોઠવણ કરવામાં આવી હતી. તે કાયદો ૪૦ વરસ સુધી કશી પણ ફેરફારી વગર પડી રહ્યો અને તેણે કેવું કામ બજાવ્યું તે આપણે જોઈ ગયા છીએ. આમલા વખતમાં ધારા સભામાં સભાસદો હાથ ઉંચા નીચા કરવામાં નામદાર વા-

પસરાવના અભિપ્રાયનું અનુકરણજ કરતા હતા, પણ આ વાયદો પસાર થયા પછી તે સભાઓ-ના કારોબારમાં અજાયબ પમાડનારા ફેરફાર કરવામાં આવ્યા છે. ધારા સભાની વધુમાં વધુ સંખ્યાને ઓછામાં ઓછી બતાવ્યામાં આવી છે. ચુંટાયલા સભાસદને પ્રજાના હિતના સવાલો પુછવાનો હક આપવામાં આવેલો છે, જે હિંદી પ્રજાને માટે આશીર્વાદસમાન થઇ પડયો છે, તે પછી બીજો એક હક ધારા સભાસદોને આવક ખરચના અડસટાઓ ઉપર વિવેચન કરવાનો આપવામાં આવ્યો છે. મારા અભિપ્રાય મુજબ આ હક એક ફાર્સ સરખો થઇ પડયો છે, એમ જણાવતાં મને દીલગીરી ઉપજે છે. ધારાસભાના સભાસદોને પોતાના ભાષણો બોલી જવાનું જણાવવામાં આવે છે, અને તેની નકલો સરકારને આગળ વધવા માટે પુરી પાડ-વામાં આવે છે, ત્યાંથી આગળ વધવા માટે આપણે કોશિષ કરવી કે નહિ તેનો વખત આવા લાગ્યો છે. ચુંટી કહડાયલા સભાસદો એટલા છે કે, તેઓ સરકારને ખરે રસ્તે લાવવામાં નિશ્ફલ નીવડે છે. તેટલી નાની સંખ્યામાં પ્રજા પોતાની જુદી જુદી હાજતો પુરી પાડી શકતી નથી. આપણે જે ઠરાવ પસાર કરીએ છીએ તેમાં કાંઇ નવું કરવાને સરકારને જણાવતા નથી, પણ અખત્યાર કરેલાં ધોરણમાં સુધારો વધારો કરવાનેજ માગણી કરીએ છીએ. બજેટ ઉપરની તકરાર વેળાએ મત લેવાનું ધોરણ દાખલ કરવાની જરૂર છે કે જેથી સરકારના અડસટાઓ વિષે પ્રજા કેવો મત ધરાવે છે તે બરાબર જાણી શકાય. જો આ માગણી કબુલ રાખવામાં આવશે તો હિંદુસ્તાનમાં પડેલાં ઘણાંક રત્નોને લાભ મળશે. અને દેશનો કારોબાર પણ સુધ-રવા પામશે. હિંદનો સઘળો કારોબાર એકલા વાઇસરાયને હસ્તક રહેવો નહી જોઇયે. ગવર્નરને સલાહ આપવા માટે જે બએ સીવાલિયનો નીમવામાં આવે છે તેમની સાથે એક વધુ જ્ઞાન ધરાવનાર અને પ્રજા તરફ સંપુર્ણ દીલસોજી ધરાવનાર હિંદી ગ્રહસ્થને પણ જો નીમવા-માં આવે તો મોટો સુધારો થવા પામે તેમાં કશો શક નથી. ધારાસભામાં વધુ સભાસદો બિ-રાજવાથી હિંદનું દલિદ્ર એકદમ ફીટી જવાનું નથી અથવા ભુખે મરતા લોકો એકવેળા ખોરાક મેળવા શકે છે તેમને બેવાર મળે એવું નથી, પરંતુ તેઓ સરકારને વધુ સારે રસ્તે મુકી શ-કશે એટલુંજ નહિ પણ સરકારના કારોબારને વધુ પ્રજાપ્રિય બનાવવા સાથે વધુ આ-બાદ બનાવી શકશે. નામદાર લોર્ડ કર્ઝને હિંદી પ્રજાને પાછળ હઠાવવા સરખા કામમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કીધો છે તેને બદલે હિંદનું ખરૂં હિત કરવામાં કર્યો હોત તો તે હિંદને ઘણું આગળ વધારી શકયો હોત.

## ઠરાવ દશમાને મી૦ જહાંગીર બમનજી પીટીટનો ટેકો.

મી૦ જહાંગીર બમનજી પીટીટે ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, બ્રિ-ટિશ સરકારે હિંદી પ્રજાને જે અમુલ્ય બક્ષિસો કરી છે તેમાં સર્વથી ઉત્તમ બક્ષિસ છુટા વિચા-રની કેળવણીને લગતી છે. એ કેળવણીથી આપણને અગણિત ફાયદાઓ થયા છે ખરા, પણ આપણે જોઇએ છીએ કે જે માગીએ છે તે આપણને મળી શકતું નથી. કેળવણીના પ્રતાપથી આપણે જે માગીએ છીએ તે સઘળું મેળવવાને આપણે શક્તિવાન થયા છીએ. સરકારના રા-જકારોબારને ઉંચી પંક્તિએ ચહડાવવા માટે કારોબારી મંડલોમાં દેશીઓને વધુ સંખ્યામાં સામેલ કરવાની કેટલી જરૂર છે તે વિષે લોર્ડ મેયો અને બીજા પ્રસીદ્ધ અને અનુભવી રાજ-દ્વારીઓએ આપેલા મતો ટાંકી બતાવી મી૦ પીટીટે જણાવ્યું કે, આપણા દેશના રાજવહીવટ-માં મોટી સંખ્યામાં દેશીઓને દાખલ કરવાની અતિ ઘણી જરૂર છે. એ હક મેળવવાને આપ-ણે લાંબો વખત થયાં લાયક થયા છીએ એટલુંજ નહિ પણ તે મેળવવા માટેની આપણી યોગ્યતા આપણે પુરવાર કરી આપી છે અને તે હક મેળવવાની આપણે વખતો વખત મા-ગણી પણ કરતા રહ્યા છીએ પણ તેના ઉપર સરકાર તરફથી કશું ધ્યાન આપવામાં આવતું નથી એ દિલગીરી ભરેલું છે.

## ઠરાવ ફસામાને ઑા૦ પંડિત મદનમોહન માલવ્યનો વધુ ટેકો.

ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં વક્તાએ છટાદાર ભાષણમાં જણાવ્યું કે, ઠરાવમાં જે માગણી કરવામા આવી છે તે કોઇ પણ રીતે ખોટી નથી. ઇંગ્લંડની આમની સભામાં હિંદી બજેટ વેળાએ જે ફાર્સ ભજવી બતાવવામાં આવે છે તે :આપણે હમેશાં જોતા-રહેલા છીએ. તે ફાર્સ કહાડી નાખવાને ત્રીશ કરોડની હિંદી વસ્તીના પ્રતિનિધિ તરીકે થોડાક હિંદી સભાસદો પાર્લામેન્ટમાં દાખલ થાય અને ગરીબ હિંદુસ્તાનનો આવાજ રજુ કરે તોજ આ દેશની પ્રજાને આપણી રાજકર્તી પ્રજા તરફથી વાજબી ન્યાય મલી શકશે. બ્રિટીશ શેહેનશાહ-ત વિશાળ છે, અનેક પ્રજાઓ જોડે તેને કામ લેવાનું છે એ આપણે જાણીએ છીએ, પણ આપણે જે માગીએ છે તે એટલુંજ કે અમોને ઘટતો ન્યાય આપો; અમારા લાયક અને કેળ-વાયલા દેશીઓને પાર્લામેન્ટમાં દાખલ કરો-અમારી અરજ તરફ ધ્યાન આપો ! હિંદીઓ કોઇ પણ રીતે ઉતરતી પંક્તિના છે એવો ખ્યાલ અંગ્રેજ પ્રજાએ તદન કહાડી નાંખવો. હિંદુ સ્તાની પ્રજા તદન ગરીબ છે અને તે ગરીબ પ્રજાનો ઘટતો આવાજ બ્રિટીશ સરકારે સાંભળવો જોઇયે ને કાઉન્સીલમાં પ્રજામતનું તત્વ ઉમેરવાની સરકારે કૃપા કરવી જોઇયે, કેમકે સરકારી સભાસદોનું તત્વ જ્યારે બહુ મોટું છે ત્યારે પ્રમાણમા દેશીઓનું તત્વ બહુ કંગાલ છે. કાઉન્સીલના બંધારણમાં થોડુંક થયું કેટલાક સુધારો કરવામાં આવ્યો છે તે માટે આપણે સરકારનો ઉપકાર માનીશું, છતાં કહ્યા વગર ચાલતું નથી કે તેમાં હજુ બીજો સુધારો કરવાની જરૂર છે. દેશીઓની લાયકાતની કદર બુઝવાનો વખત હવે આવી લાગ્યો છે. દુનિયામાં એવો કોઇ દેશ નહિ હશે કે જ્યાના કારોબારમાં પોતાની ખુદ પ્રજાનો અવાજ નહિ હોય. તેથી ઉલટુંજ દેશના રાજકારોબારમાં તે દેશના રહીશોનાં પ્રજામતને વધુ વજન આપવામાં આવે છે, જ્યારે હિંદુસ્તાનમાં તેથી જુદોજ મામલો દ્રષ્ટિગોચર થાય છે. કાઉન્સીલમાં દેશી સભાસદો માત્ર ભા-પણો કરીને બેસી રહે છે અને બીજી કોઇ રીતનું તેમનું ચલણ કે વજન ત્યાં નથી, કેમકે જ્યાં તેમનું પ્રમાણજ બહુ ઓછું છે ત્યાં ચાલે પણ શું ? ઓન. સર ફીરોઝશાહ મેહતા કે ઑા૦ મી૦ ગોખલે સરખા દેશના ચુનંદા વક્તા અને ચુસ્ત હિમાયતીઓ સભામા જોઇને ભાષણો કરી પ્રજામતનો પડઘો કરે છે પણ તેઓ પ્રજાનો લાભ સંભાળવાને પોતાનાં અતિ ઓછા પ્રં-માણુને લીધે બીલકુલ અશક્ત થઇ પડે છે. ઈંગ્લંડ પોતે સ્વતંત્ર છે, તેનું રાજતંત્ર સ્વતન્તતા ઉપર રચાયલું છે, તેવા દેશના સમાગમમા આવવાથી આ દેશ તથા દેશની પ્રજાને મોટો ફાયદો થયો છે તેમાં કશો શક નથી, પણ હવે એ દેશના પુત્રો લાયકાતમાં એટલી હદે આગળ વધ્યા છે કે તેમની વિશેષ મોટા પ્રમાણમાં બુઝ થવાની જરૂર દેખાય છે. તેના દેશીઓને ઉંચા હોદ્દાઓ આપવા માટે સરકારે દિલસોજી બતાવવાની જરૂર છે. હાઇ કોર્ટના ન્યાયાધીશો તરીકે દેશીઓએ પોતાનાં નામો દીપાવી પોતાની બેહોળી યોગ્યતા પુરવાર કરી આપી છે, એ-ટલા માટે આપણને ખેદ સાથે લાગણી થાય છે કે જે હકો આપણને મળવા જોઇયે તે મળી શકતા નથી. ઈંગ્લંડનાં જુદાં જુદાં સંસ્થાનો પોતાનો કારોબાર ડાહપણ ભરેલી રીતે ચલાવી શકે છે, ત્યાંના સંસ્થાનિઓ પોતાના સંસ્થાનના રાજવહીવટમાં પુરતી સામેલગીરી કરવાનો હક ધરાવે છે અને એક કેળવણી પામેલી પ્રજા તરીકેના સઘળા હકો તેઓ ભોગવી શકે છે. તેથી આપણી ભલી અને ન્યાયી સરકારને અરજ કરીએ છીયે કે હિંદી પ્રજાને ન્યાય આપો. હિંદી પ્રજાને ઘણાક હકો ઘટે છે જેમાંથી તેને અદ્યાપિ પર્યંત બાતલ રાખવામાં આવી છે. લોર્ડ રિપનના અમલ પછી પ્રજાને માથે અનેક બોજાઓ આવી પડયા છે અને બીલકુલ નાપસંદ કરવા જોગ વલણે કામ લેવામા આવ્યું છે અને હવે એવો વખત આવી પહોંચ્યો છે કે પાર્લામેંટ તરફથી ઈન્સાફ મેળવવાને હિંદુસ્તાન બહાર પડયું છે.

બાદ મત લઇ દરખાસ્ત પસાર થએલી જાહેર કરવામાં આવી હતી અને તે પછી કોંગ્રેસ એક કલાક ટીફીન લેવા માટે ઉઠી હતી.

## ઠરાવ અગિયારમો—તિબેટની ચડાઇ અને સરહદ વધારવાની રાજનીતિ.

### મી૦ એચ. એ. વહાડિયાનું ભાષણ.

રાજકોટવાળા મી૦ એસ. એ. વહાડયાએ જણાવ્યું કે મી૦ ગ્લાડસ્ટન અને મી૦ જોન બ્રાઇટ તરફથી આપણને વધુ હકો મલ્યા છે. લોર્ડ કરઝનની સરહદની રાજનીતિ સામે મારે કાંઇ બોલવાનું નથી, પણ મારે જણાવવું જોઇએ કે, કોનસ્ટીટયુશનલ રક્ષણથી તે કામ લેવામાં આવતું હોય તે સામે મને કાંઇ વાંધો નથી, પણ કાયદાથી જે રક્ષણ હિંદુસ્તાનને આપવામાં આવ્યું છે તે વિષે મી૦ જોનબ્રાઇટે મજબુત લડત ચલાવી હતી અને તેમણે વારંવાર બતાવી આપ્યું હતુ કે જો તે રક્ષણમાં નહી ચાલવામાં આવે નહીં તો કાંઇ પણ વાઇસરોય પોતાની મરજી મુજબ સરહદ ઉપર લડાઇ આરંભી શકે. મી. ગ્લાડસ્ટને તે રક્ષણમાં પણ વધારો કર્યો હતો પણ તે રક્ષણ ટીબેટની ચઢાઇમાં શું આપણને મલ્યું છે ? જો કે પાર્લામેંટે આપણને રક્ષણ આપ્યું છે પણ તે રક્ષણો તોડવામાં આવે છે અને ટીબેટની ચઢાઇ તે સીદ્ધ કરી આપે છે તે છતાં પણ બ્રિટિશ પ્રજાને તે વિશે વાકેફ કરવાની અને તેમને તેથી જાણુતા રાખવાની આપણી ફરજ છે. દિલ્લી દરબાર, પછી ઇરાની અખાત ભણી મીશન મોકલવામાં આવ્યું હતું અને તે વખતે સ્ટીમરો ઉપર મોટાં ભાષણો પણ કરવામાં આવ્યાં હતાં. પણ તેમાં અભિમાન અને અહંકાર શિવાય કાંઈ બીજું જોવામાં આવતુ નથી. રૂશિયા હિંદુસ્તાન ઉપર ચઢી આવે એવી હિંદની સરકારને ફિકર રહે છે અને તે માટે ટીબેટની ચઢાઈ અને ઇરાન મીશન મોકલવામાં આવ્યું હતું ટીબેટની ચઢાઇ થયા પછી આપણે જોતા હતા કે રૂશિયાના ટીબેટ તરફના પગપેસારાની બીકથી તે ચઢાઇ લઈ જવાના આવ્યા હતી. જો હિંદની ઉપર રૂશિયા ચઢી આવતું હોય એમ હિંદના લોકો જુએ તો ખચીત તેઓ વફાદાર બ્રિટીશ પ્રજા તરીકે તે સામે થવા તૈયાર છે, પણ અફગાનીસ્તાન કે ટીબેટ કે ઇરાન તરફના તેના પગપેસારા સાથે હિંદુસ્તાનને કાંઇ લાગતું વળગતું નથી. ૧૮૭૯-૮૦ની અફગાન ચઢાઇ વખતે આપણને પાછું ફરવું પડ્યું હતું. ટીબેટમાં વેપાર માટે આપણે ચઢાઇ લઇ ગયા હતા અને આ સલાહ ભરેલાં માશનમાં જે માણસો માર્યા ગયાં હતાં તે રૂશિયા અને જાપાનની લડાઈના પ્રમાણથી જોતાં ઘણાં હતા. આ સઘળી ચઢાઇઓનો ખરચ હિંદુસ્તાનને માથે નાખવામાં આવે છે. જે સામે પાર્લામેન્ટે આ દેશને રક્ષણ આપેલું છે, અને તે રક્ષણ મેળવવા માટે અરજ કરવામાં આપણે કોઈ રીતે ગેરવાજબી નથી. લોર્ડ કરઝનના બોલ પાછળ આપણને જોવાનું નથી, પણ આ સઘળી ચઢાઇઓનો ખરચ હિંદુસ્તાનને માથે નાખવામાં આવે છે તે સામે આપણે અવાજ ઉઠાવવો અને જો આપણી અરજ વાજબી હશે તો બ્રિટિશ પ્રજા સાંભળ્યા વગર રહેશે નહી એવી આપણને ઉમેદ રહેછે.

### અગિયારમા ઠરાવને પંજાબવાળા લાલા મુર્લીધરે આપેલો ટેકો.

પંજાબવાળા લાલા મુરલીધરે ટેકો આપતાં જણાવ્યું કે, ટીબેટના ભરવાડના બકરાંઓએ બ્રિટીશ હદમાં ચારો ચર્યો હતો તેથી તેમને સજા કરવા માટે તે ચઢાઇ લઇ જવામાં આવી હતી અને તમને યોગ્ય સજા બ્રિટીશ સરકારે કરી છે, પણ તેનો ખરચ જે હિંદને માથે નાખવામાં આવ્યો છે તેમાં બ્રિટીશ સરકારે ઘણુંજ ગેરવાજબી કામ કર્યું છે.

### અગિયારમા ઠરાવને મી૦ એન. બી. રાનાડેનો વધુ ટેકો.

મી. એન. બી. રાનાડેએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે રૂશિયા હિંદુસ્તાનને માથે ચઢી આવતો હોય એવું જો કાંઇ પણ જણાય તો હિંદના તમામ લોકો અને આ કોંગ્રેસ તે સામે લડી તેવા દશ રૂશિયાને મારી હઠાવવા તૈયાર છે અને તે માટે જોઈતાં નાણાં મારે પોતાના

ખીસ્સામાં હાથ ઘાલવા પણ તૈયાર છે, પણ તેની કાંઈ બીક છેજ નહી અને આવી ચઢાઇઓ હિંદને કોઇ રીતની લાભકારી નથી, તેથી તેનો ખરચ હિંદુસ્તાનને માથે નાંખવો એ ઘણું ગેરવાજબી છે. આ પછી દરખાસ્ત પસાર થઇ હતી.

## ઠરાવ બારમો.—બેંગાલના વિભાગ.

### મી૦ અંબીકાચરણ મજમુન્દારની દરખાસ્ત.

બેંગાલવાળા અંબીકાચરણ મઝમુંદારે આ ઠરાવ રજુ કર્યો હતો અને તેમ કરતાં જણાવ્યું હતું કે ઠરાવ એટલો સંપુર્ણ ઘડવામાં આવ્યો છે કે તે ઉપર હું વધુ બોલવા માગતો નથી.

**બેંગાળવાલા મી૦ એ. ચૌધરીએ**—આ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

**બાબુ બીને કુમાર રૈએ**—ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, આસામને લીધે આ વહેંચણી કરવામાં આવી છે એવું કહેવામાં આવ્યું છે, પણ દરખાસ્ત કરનાર અને ટેકો આપનાર બંને પુર્વ બંગાલના છે જ્યારે હું પશ્ચિમ તરફથી આવ્યો છું અને આ વહેંચણી સામે પશ્ચિમ બેંગાળના લોકો વિરૂદ્ધ છે તે જણાવવા માટે હું તમારા હજુર હાજર થયો છું.

**મી૦ આર. એમ મધોલકરે** વધુ જણાવ્યું કે; હું તમારી હજુર બીજીવાર આવ્યો છું, કારણ કે બેંગાળના ભાગો જુદા કરવાની નેમ સામે પુર્વ તેમજ પશ્ચિમ બેંગાળના લોકો વિરૂદ્ધ છે અને સબજેક્ટસ કમિટીમાં આ બાબત આવી હતી અને તેમના તરફથી મને કહેવામાં આવ્યું હતું તેથી આ વખતે તે સામે મારો અવાજ ઉઠાવવા હું હાજર થયો છું.

બાદ દરખાસ્ત પસાર થઇ હતી.

## ઠરાવ તેરમો—પોલીસમાં સુધારો.

### બાબૂ સીરીશ્ચંદ્ર સર્વાધિકારીનું ભાષણ.

દરખાસ્ત મુકતાં બાબુ સીરીશ્ચંદ્રે જણાવ્યું કે, બેંગાળમાં મોટા પગારદાર યરોપિયન અમલદારો છે જેમને મોટા પગારો મળે છે, પણ તેઓ દેશની ભાષાથી તદન બીનવાકેફ રહે છે, તેથી બરાબર કામ કરી શકતા નથી. આ સુપ્રિન્ટેન્ડેન્ટોના હાથ તળે નાના પગારના ઇન્સ્પેકટરો છે જેઓ લાંચ લેવામાં કાંઇ વાંધો જોતા નથી. તેથી પોલીસની નોકરીમાં સારા ખાનદાનના નબીરાઓને નાંખવાની જરૂર છે અને લંડનમાં સુપ્રિન્ટેન્ડેન્ટો માટે જે પરીક્ષા લેવામાં આવે છે તે દેશીઓ માટે ખુલ્લી થવાની જરૂર છે. પોલીસ સબંધમાં કમિશન નિમાયું હતું અને જો કે તેણે પોતાનો રિપોર્ટ કર્યો છે છતાં હિંદુસ્તાનમાં તે બહાર પાડવામાં આવ્યો નથી અને આપણે જાણતા નથી કે કમીશનની ભલામણો કેવી રીતે અમલમાં મુકવામાં આવશે.

**મદ્રાસવાળા મી૦ કે. પેરાજુએ** આ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

**નાગપુરવાળા મી૦ વી. જી. જોશીએ** ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, લોર્ડ કરઝને પોલીસ સુધારા માટે જે કમિશન નિમ્યું હતું તેનો રિપોર્ટ બહાર પડ્યો નથી, પણ પોલીસ સુધારાનો સવાલ તમને સઘળાને જીંદગીમાં ઘણો અગત્યનો છે. રસ્તામાં છોકરૂં જો હાજતે જાય તો પોલીસ તૈયાર છે, નગારી ગાડી ઉભી હોય તો પોલીસ તૈયાર છે, તેથી એવી દરેક રીતે પોલીસમાં સુધારાની આપણે જરૂર જોઇએ છીએ. પોલીસ કમિશને શું રિપોર્ટ કર્યો છે તે હજી જાણવામાં આવ્યો નથી પણ તે જ્યારે જાણમાં આવે ત્યારે તે પસંદ કરવા જેવો છે કે નહિ તે જોવાનું રહેશે.

ઉપલી દરખાસ્ત એકમતે પસાર થઈ હતી.

## ઠરાવ ચૌદમો–લશ્કરી ખર્ચોની બાબત.

**મી૦ એન. એમ. સમર્થે** લશ્કરી ભારે ખરચોને લગતી એ દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું કે એ દરખાસ્ત ઉપર આગળ પણ હું કોન્ગ્રેસના પ્લાટફોર્મ ઉપરથી બોલ્યો હું અને

આજે મુરતા વખતની ગેરહાજરીમાં ટુંકમાં જણાવીશ કે આપણી એ ફરિયાદને હું દેશને કાળ-જાના દરદ થયેલા તરીકે ગણું છું અને એ દરદનો ઉપાય અરધે મને થઇ શકે એમ નથી.

સાંગલીવાળા મી૦ જી. આર. અભ્યંકરે આ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે, ટીબેટ, ઇરાન વિગેરે હિંદુસ્તાનથી બાહાર હિંદુસ્તાનના લશ્કરને મોકલવામાં આવે છે, તે પાર્લામેંટના જે હુકમો કાઢવામાં આવ્યા છે તેથી વિરૂધ છે. સરહદની ચઢાઇઓ લઇ જવામાં આવે છે તેમાં સરકાર કોઇ રીતે વાજબી નથી અને તેનો ખરચ હિંદુસ્તાનને માથે નાખવામાં સરકાર ઘણીજ ગેરવાજબી છે, એટલુંજ નહીં પણ દેશી રાજ્યોને લશ્કર રાખવા માટે જે હાલ ફરજ પાડવામાં આવી છે તે બતાવે છે કે, સરકાર તેમાં ઘણી ગેરવાજબી છે.

આ દરખાસ્ત એકમતે પસાર થઇ હતી.

## ઠરાવ પંદરમો—ન્યાય અને મહેસુલી ખાતાં જુદાં પાડવાનો સવાલ.

**સિંધવાળા હરીશ્ચંદ્ર રાયબીસનદાસે** ઉપલી દરખાસ્ત મુકતાં જણાવ્યું કે લોર્ડ કર્ઝને આ બાબતમાં રિપોર્ટો મંગાવ્યા હતા પણ હજી સુધી તે સંબંધમાં કાંઇ કરવામાં આવ્યું નથી. મુંબઇની કારપોરેશનને જવાબ વાળતાં લોર્ડ કર્ઝને તે સંબંધમાં કાંઈ પણ ઈસારો કર્યો નથી પણ જે સુધારો આપણે માગીએ છીએ તે સરકારને આપ્યા વગર છુટકો નથી,

**ચીંતોરવાલા મી૦ રામસ્વામીએ** ટેકો આપતાં જણાવ્યું કે, આ બાબતમાં હું મારો અનુભવ રજુ કરીશ. હું પ્રથમ કામચલાઉ માજીસ્ટ્રેટ તરીકે નિમાયો ત્યારે મારી હજુર એક મુકરદમો તપાસ માટે આવ્યો, જેમાં મેં જુબાની લંબાણથી લેવા માંડી. મને કહેવામાં આવ્યું કે હું જો આરોપીઓને છોડી દઇશ તો મને ખમવું પડશે. મેં તોહમતદાને છોડી મુકયા અને પરિણામે મને તે જગ્યા ઉપરથી ખસેડવામાં આવ્યો. એકવાર આવક ઉપરના કર વિરૂધની એક શખ્સની અરજી મારા ઉપર રિપોર્ટ માટે આવી જેમાં પણ મેં જુબાની લઈ પુરતી તપાસ કરી રિપોર્ટ કીધો કે એ માણસ ઉપર કર ઘણો ભારે આકારવામાં આવ્યો છે. પરિણામે મને તુરતજ સીરસ્તેદારની જગ્યાએ પાછો ઉતારી પાડવામાં આવ્યો. તેજ અરજી પાછી મારા હાથમાં આવી જે ઉપર મારા ઉપરીએ નોંધ કીધી હતી કે રિપોર્ટ માટે મેજીસ્ટ્રેટ ઉપર મોકલો. મારી જગ્યાએ નેમાયલા બીજા મેજીસ્ટ્રેટ આગળ તે અરજી જતાં તુરત બીજે દિને રિપોર્ટ આવ્યો કે આ માણુસપર કર ઘણો ઓછો નાખવામાં આવ્યો છે. ગેરઇનસાફના એવા કેટલાક વધુ દાખલા આપી મી૦ રામસ્વામીએ દરખાસ્ત રજુ કીધી હતી.

દરખાસ્તને ટેકો આપવા પછી તે પસાર થઇ હતી.

## ઠરાવ સોળમો—બ્રિટીશ પાર્લીમેન્ટમાં મેમ્બરો મોકલવાનો સવાલ.

**અલાહબાદવાળા મી૦ એસ. સીનાહે** ઉપલી દરખાસ્ત મુકતાં જણાવ્યું કે બ્રિટીશ પારલામેંટમાં હિંદુસ્તાનના પ્રતિનિધિઓ બેસે એ જો કે હક મળવો મુસ્કેલ છે તો પણ જેઓ ઈંગ્લંડમાં રહી આપણી સેવા બજાવે છે તેઓ પણ પાર્લામેંટમાં દાખલ થાય તો હિંદનાં મોટાં ભાગ્ય સમજવાં. મી૦ દાદાભાઈ નવરોજજી, સર હેનરી કોટન અને મુંબાઇની હાઇ કોર્ટના આગલા જજ્જ સર જોન જારડીન જુદા જુદા વિભાગો તરફથી પાર્લામેંટમાં દાખલ થવાની કોશિષ કરે છે અને તેઓ જો તેમાં દાખલ થવા પામ તો તેઓ આપણા હક બ્રિટીશ પ્રજા સન્મુખ મુકવામાં ચુકશે નહિ.

**મી૦ વી. પી. વૈદ્યે** આ દરખાસ્તને ટેકો આપ્યો હતો અને જણાવ્યું હતું કે જે નામો દેખાડવામાં આવ્યાં છે તે ઘણાંજ જાણીતાં છે અને જો તેઓ પાર્લામેન્ટમાં દાખલ થવા પામશે તો હિંદુસ્તાન માટે તેઓ ઘણું કરી શકશે એવી આપણે ઉમેદ રાખીએ છીએ.

આ દરખાસ્ત એકમતે પસાર થઈ હતી.

## ઠરાવ સત્તરમો—બ્રિટિશ કમિટીનો ઉપકાર.

તાળીઓના કાન ફાટી નાખે તેવા ગગડાટ વચ્ચે, બ્રિટિશ કમિટીના સભાસદોનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરતાં **મી૦ દિનશાહ એદલજી વાચ્છાએ** જણાવ્યું કે, આ દરખાસ્ત ઉપર વધુ બોલવા મારા તરફના શબ્દોની જરૂર નથી. દરખાસ્તમાં જણાવેલા સઘળા ગૃહસ્થોએ ઘણું સરસ અને સંગીન કામ બજાવ્યું છે. બ્રિટિશ કમિટી આજ ૧૪ વરસ થયાં સંગીન કામ બજાવતી આવી છે અને તેમાં સર વિલિયમ વેડરબર્ન અને હિંદના દાદા મી૦ દાદાભાઇ નવરોજીએ અને મી૦ એલન હ્યુમે જે ભાગ બજાવ્યો છે અને તન, મન અને ધનથી કોન્ગ્રેસની જે સેવા ત્યાં બેઠાં બજાવી છે તે ઘણી કીમતી છે. સરકાર પોતાના નોકરો માટે બોલે છે કે તેઓ ચઉદ ચઉદ કલાક ભારે મેહેનત કરે છે, પણ તેઓ હજારો રૂપીયાનો પગાર ઉપાડે છે તે કોણ કહે છે? આ ગૃહસ્થો તો તમારા કશા પણ પગાર વગર બીનસ્વાર્થી સેવા બજાવે છે અને તેમની તે સેવા ભુલી જવા જોગ નથી. તેઓએ જાતીભોગ આપી આ દેશની મોટી સેવા બજાવી છે; અને સર વિલિયમ વેડરબર્ન વિષે તમો જાણતા નહિ હશો કે તેમણે પોતાના પદરથી તમારા કામ પાછળ દશ હજાર પાઉંડનો એટલે દોઢ લાખ રૂપિયાનો અત્યાર સુધીમાં ખર્ચ કર્યો છે; તેમનો તે ઉપકાર આપણે ભુલી જવો જોઇતો નથી પણ તે ઉપકાર વાળવા આપણી પાસે બીજું કાંઇ નથી. સરકારના કારભારીઓ જે પચાશ વરસ નોકરી કરી મોટા પગારો લઇ પેનશન ઉપર રિટાયર થાય છે તેમની આપણે જરૂર નથી, પણ આ ગૃહસ્થો તો આપણા અંતઃકરણમાં વાસો કરી બેઠા છે અને તેમનો ઉપકાર દિલજાનીથી માનવાની આ ઠેકાણે જરૂર છે.

કલકત્તાવાળા મી૦ બાબુ ભૂપેંદ્રનાથે આ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે, મારા ઇલાકામાં બ્રિટીશ કમિટિએ શું કામ બજાવ્યું છે તે વિષે વારંવાર સવાલ ઉભો કરવામાં આવે છે માટે તેમને જણાવવું જોઇએ છીએ કે આપણા સરદાર અને આગેવાનો તરીકે તેમને આપણે ઇંગ્લંડમાં પ્રજામત જાગ્રત કરવા આજ ૧૪ વરસ થયાં મુકરર કરેલા છે અને આપણા આગેવાનોના ડાહાપણ ઉપર ભરોસો મુકી તેમના હુકમ મુજબ ચાલવાની આપણી સઘળાઓની ફરજ છે. મી૦ એ૦ હ્યુમ અને સર વિલિયમ વેડરબર્ન ઇંગ્લંડમાં આપણા આગેવાનો છે અને તેમણે જે કર્યું છે તેવું કામ અત્યાર સુધીમાં કોન્ગ્રેસના કોઇ પણ આગેવાને બજાવ્યું નથી. મી૦ હ્યુમના આપણે છોકરાઓ છીએ અને તેમને આપણે પિતા સમાન ગણીએ છીએ. તેમની ખામી વિષે આપણે વખતો વખત બોલવા નીકળીએ છીએ પણ આપણી ખામી શું છે તે આપણે જોતા નથી. બ્રિટિશ કમિટિમાં સર વિલિયમ વેડરબર્ન અને હ્યુમ ઉપરાંત મી૦ હરબર્ટ રેનલ્ડ અને મી૦ ડબલ્યું. સી. બોનરજી છે અને તેઓ તન અને મનથી કોન્ગ્રેસની સેવા ત્યાં બેઠા બજાવે છે. હું કોઇને નમવા માગતો નથી, પણ ડેલીગેટો, વેલંટિયરો વીઝીટરો અને બાનુઓ જેઓએ હાજરી આપી કોન્ગ્રેસના કામને ટેકો આપ્યો છે તેમના તરફથી હું સઘળાઓને વિનવું છું કે જે જુસ્સાથી તેઓ આ સભામાં આજ હાજર થયા છે તેવાજ જુસ્સા સાથે આજ પછી કોન્ગ્રેસના કામને મદદ કરતાં રહે એવી મારી પ્રાર્થના છે.

આ દરખાસ્ત તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થઇ હતી.

## પ્રકરણ સાતમું.

### જનરલ સેક્રેટરી અને ટ્રેઝરરોની નિમણુંક.

પાછલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કોંગ્રેસમાં રજુ કરેલા ઠરાવો પાસ કર્યા પછી પ્રમુખે દરખાસ્ત મુકી હતી કે:—

" આ કોન્ગ્રેસ **મી૦ એ૦ ઓ૦ હ્યુમની** કોન્ગ્રેસના જનરલ સેક્રેટરી તરીકે તથા **મી૦ ડી૦ ઈ૦ વાચ્છા** તથા આનરેબલ **મી૦ જી૦ કે૦ ગોખલેની** જોઇન્ટ જનરલ સેક્રેટરીઓ તરીકે આવતા વર્ષને માટે નિમણુંક કરે છે. "

પ્રમુખે આ દરખાસ્તપર વિવેચન કરતાં જણાવ્યું હતું કે: મી. હ્યુમને કોન્ગ્રેસ જેટલી આભારી છે તેટલી તે બીજા કોઇને નથી. તે તેના સ્થાપક અને પહિરટ ચલાવનાર છે; તે તેને ઓગણિશ વર્ષથી સંભાળપૂર્વક ઉછેરે છે. હાલમાં જો કે તે વૃદ્ધ થવાથી અત્રે હાજર થઇ શક્યા નથી તોપણ તેના હૃદયમાં તો તે છેજ. મી૦ વાચ્છા તથા મી૦ ગોખલેની સેવા માટે વધારે બોલવું તે સોનાને ગીલ્ટ કરવા જેવું છે એટલે કંઇ પણ વધારે ટીકા વિના હું આ દરખાસ્ત તમારી સમક્ષ મુકું છું.

મી. હ્યુમ માટે ખુશાલીના ત્રણ પોકાર કરી ઉપરની દરખાસ્ત સર્વાનુમતે બહાલ રાખવામાં આવી હતી.

### કોન્ગ્રેસનું બંધારણ.

તે પછી પ્રમુખે દરખાસ્ત મુકી હતી કે કોન્ગ્રેસના બંધારણનો સવાલ નીચેના ગૃહસ્થોની બનેલી કમિટી સન્મુખ રિપોર્ટ માટે મોકલી આપવો:—

**મુંબાઇ ખાતે:**—ઓ. સર ફીરોજશાહ મહેરવાનજી મહેતા, મી. દિનશાહ એદલજી વાચ્છા, ઓ. મી. જી. કે. ગોખલે, ઓ. મી. ઇબ્રાહિમ રહેમતુલા.

**મદ્રાસ ખાતે:**—મી. સી શંકર નેયર, મી. કૃષ્ણા સ્વામી આયર, મી. એમ. વીર. રાઘવાચાર્ય ઓ. નવાબ સૈયદ મહમુદ.

**બેંગાલ ખાતે:**—બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, ઓ૦ મી. અંબીકાચાર્ય મઝમુંદાર, બાબુ બૈકુંઠનાથ સેન, મોલવી અબ્દુલ કાસમ.

**પંજાબ ખાતે:** લાલા લજપતરાવ, મી. ધર્મદાસ, લાલા હરકિશનલાલ.

**સંયુક્ત પ્રાંતો ખાતે:**—બાબુ ગંગાપ્રસાદ વર્મા ઓ. પંડિત મદનમોહન માલવી, મી. એમ. સીન્હા.

**બીરાર તથા મધ્ય પ્રાંતો ખાતે:**-મી. આર. એમ. મધોલકર, મી. એમ. વી. જોશી, મી. એમ. કે. પાધ્યે.

ઉપલી દરખાસ્તના સંબંધમાં બોલતાં પ્રમુખે જણાવ્યું કે:—કમિટી માર્ચ જુલાઇ ઇ. સ. ૧૯૦૫ અગાઉ પોતાનો રિપોર્ટ તૈયાર કરશે. બાદ મત લેતાં એ દરખાસ્ત પાસ થઇ હતી.

### એકવીશમી કોન્ગ્રેસ બનારસમાં.

તે પછી પંડિત મદનમોહન માલવીએ દરખાસ્ત મુકી હતી કે:—એકવીશમી હિંદી પ્રજાકિય કોન્ગ્રેસ ઇ સ. ૧૯૦૫ ના નાતાલના દિવસ પછીના જે પણ દિવસો હવે પછી મુકરર થાય તે દિવસોએ બનારસ ખાતે ભરવી.

પંડિત માલવીએ વધુ જણાવ્યું હતું કે; ગૃહસ્થો ! આવતે વરસે આપને બનારસ પધારવાનું અમે આમંત્રણ કરીએ છીએ. બનારસ એક પવિત્ર શહેર છે જ્યાં પધારવાનું આમંત્રણ આપ સ્વીકારશો એવી આશા છે.

એ દરખાસ્તને ટેકો મળતાં તે સર્વાનુમતે પાસ થઇ હતી.

---

## પ્રકરણ આઠમું.

### પ્રમુખે કૉંગ્રેસના હિતેચ્છુઓનો માનેલો ઉપકાર.

આવકાર આપનારી કમિટી તથા જેઓએ કૉન્ગ્રેસના કામને અનેક રીતે મદદ આપી હોય તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત પ્રમુખે મુકી હતી; તેમણે જણાવ્યું હતું કે—મુંબાઇની આવકાર આપનારી કમિટીએ અમને જે અંતઃકરણ પૂર્વક આવકાર આપ્યો છે તેથી અમે તેના ઘણા આભારી છીએ; તેમણે સઘળા ડેલીગેટો વગેરેને આનંદ આપવા તથા તેમને દરેક સગવડ પુરી પાડવાની સારી મહેનત લીધી છે. ખાં૦ બાં૦ મરઝબાને જે મદદ કીધી છે તે માટે આપણે તેમનો પણ ખાસ ઉપકાર માનવો ઘટે છે. આવકાર આપનારી કમિટીના માનવંતા પ્રમુખ ઑ. સર ફીરોજશાહ મહેરવાનજી મહેતાને પણ આપણે ભૂલી જવા જોઈતા નથી; તેમણે આપણને દરેક રીતે આભારી કીધા છે, તેમણે દરેક બાબત ઘણી મહેનત લઇ પુરતું લક્ષ આપ્યું છે. ( તાળીઓ. ) આગળ ચાલતાં યુવાન વૉલંટિયરોનો તથા પ્રદર્શન કમિટીના પ્રમુખ ઑ૦ વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશીનો ઉપકાર માન્યો હતો.

### ઑ૦ સર ફીરોજશાહ માટે ખુશાલીના પોકાર.

ઑનરેબલ મી૦ શંકર નેયરે સર ફીરોજશાહ માટે ખુશાલીના ત્રણ પોકાર કરવાની સૂચના કરતાં શ્રોતાઓએ તે ઘણા ઉત્સાહથી ઉપાડી લીધી હતી. એક ગૃહસ્થે આ વખતે જણાવ્યું હતું કે; " તેઓ તો હિંદના રાજા છે! " સર ફીરોજશાહ માટે ત્રણ ખુશાલીના પોકારો કરી એ દરખાસ્તને સર્વે ડેલીગેટોએ પોતાની અનુમતિ આપી હતી.

### પ્રમુખનો આભાર—ઑ૦ સર ફીરોજશાહ મહેતાનું ભાષણ.

પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત મૂકવા ઑ૦ સર ફીરોજશાહ મહેતા ઉભા થતાં તેમને હર્ષ ભરેલો ચાલુ આવકાર આપવામાં આવ્યો હતો; તાળીઓનો ચાલુ ગડગડાટ હર્ષનો ઉભરો શાંત થતાં બંધ પડ્યા પછી તેમણે જણાવ્યું હતું કેઃ—

ડેલીગેટ મિત્રો! તમે જે ખુશાલીના પોકારો અને હર્ષની તાળીઓથી આ મંડપ ગુંજાવી મૂકયો છે તેને હું અંતઃકરણથી ટેકો આપુંછું; કેમકે એ માન મારે માટે નથી પણ હું જે કામ કરવા અત્રે ઉભો થયેલું તેને માટે છે એમ હું માનુંછું. ( બંનેને માટેના અવાજો. ) ગૃહસ્થો! પ્રમુખને માટે જે અત્યંત આભારની લાગણી આપણા અંતઃકરણમાં ઉભરાઈ જાય છે તે દર્શાવવા હું અત્રે ઉભોછું. કેટલાક કહે છે કે કૉન્ગ્રેસની ઉમેદ મરતી જાય છે. ( નહિ, નહિના અવાજો. ) તમે નહિ, નહિ કહોછો પણ હું તમને તે કરતાં વધારે અસરકારક જવાબ આપુંછું. ઇ. સ. ૧૮૮૫ ની કૉન્ગ્રેસ સાથે તમે આ કૉન્ગ્રેસને સરખાવો; તમે તેમ કર્યા પછી જરૂર કહેશો કે આ કૉન્ગ્રેસની બેઠક બેશક વધારે મોટી અને ભભકાર ભરેલી ઉલટ સાથે પાર પડી છે; ડેલીગેટોની સંખ્યા, તેમનો ઉત્સાહ અને પોતાની ફરજનો તેઓએ જે ઉલટ ભરેલો જવાબ વાળ્યો છે તે તથા મુંબાઈના શહેરીઓ અને તમાસગીરોનો ઉત્સાહ જૂઓ. મારા મિત્ર મી૦ વાચ્છા મને કહે છે કે 'આ મંડળને ભૂલશો નહિ.' પણ તેમને તે કોઈ ભૂલતું હશે ખરૂં? ( ચાલુ હસાહસ. ) ગૃહસ્થો! આપણી કૉન્ગ્રેસ જીવતી જાગતી અને ઠસાબંધ છે; તે ખીલતી જાય છે. હેનરી કૉટન! તમારે માટે, તમારી સેવાને માટે આ ગંજાવર મેળાવડો અત્રે થયો છે; દેશના સઘળા ભાગોમાંથી પ્રમુખ તરીકેનો તમને આવકાર આપવા સર્વે અત્રે પધાર્યા છે ગૃહસ્થો! સર હેનરી કૉટને બેંગાલના લેફટેનેન્ટ ગવર્નરનો હોદ્દો આસામના કુલીઓની સેવા બજાવતાં ખોયો છે પણ તેના કરતાં ચડતો હોદ્દો—લોકોના હૃદયના હાકેમ થવાનો હોદ્દો તેણે મેળવ્યો છે. (જોશભેર તાળીઓ) ગૃહસ્થો! આપણા અંગ્રેજ બંધુઓ કશાથી ખુશી થતા નથી. આપણે હિંદી પ્રમુખ મેળવીએ છીએ ત્યારે આપણને "શીખાઉ" રાજદ્વારીઓ તરીકે હસી કહાડવામાં આવે છે, પણ આપણે

તે હોંશી માથે ચઢવી સર હેનરી કોટન જેવા અધિકારી મેળવીએ છીએ ત્યારે તેઓ કહેવા નીકળી પડે છે કે; તેમને માટે આ મંડપમાં ઉભા રહેવાની જગા નથી. ( હસાહસ ) ગૃહસ્થો ! ખરો ભેદ એ છે કે આ કોન્ગ્રેસની ગોળી તેમને ગળે ઉતરતી નથી. પણ તે ગમે તે કહે તથા બેંગાલ અને આસામને તેની રૂખસદથી ગમે તેટલું ખમવું પડે તોપણ આપણને એ એક દિલાસો છે કે તેનો ખંગ આ કોન્ગ્રેસે તેની સેવા મેળવી વાળી લાધો છે. કોન્ગ્રેસનો રસ્તો સુલભ કરવા માટે સર હેનરી કૉટનની સેવા બહુ લાભકારક નીવડી છે; તે નામદાર પોતે ઈંગ્લાંડથી અત્રે પધાર્યાં છે તે માટે આપણે તેના આભારી છીએ; તેના ચુંટણી કરનારાઓએ તેને આપણે માટે ફાજલ પાડી આપણા પર ઉપકાર કીધો છે; અને હવે તેઓ તેને પાર્લામેન્ટ માટે ચુંટી કહાડી આપણી ઉપર પૂરેપૂરો આભાર કરશે. (તાળીઓ) ગૃહસ્થો ! આશા છે કે મારી આ દરખાસ્તને તમે હર્ષનાદથી વધાવી લેશો.

આ વખતે સભા મંડપ શ્રોતાઓએ તથા ડેલીગેટોએ હર્ષનાદથી ગજાવી મૂકયો હતો તથા પ્રમુખને સાંભળવા અધીરા થયેલા શ્રોતાઓ માંચડા તરફ ધસી આવ્યા હતા.

## પ્રમુખનો આભાર માનવાની દરખાસ્તને ટેકો.
## બાબૂ બિપિનચંદ્રલાલનું ભાષણ.

કલકત્તાવાળા બાબ બિપિનચંદ્રલાલે જણાવ્યું હતું કે; હું મને પોતાને એવી સ્થિતિમાં જોઉં છું કે મને હવે મારૂં કામ કરવાની કંઈ જરૂર નથી ( હસાહસ. ) કારણ કે આ દરખાસ્તને પસાર કરવા માટે તમે ઉલટ ભર્યા થઈ ગયા છો. ( જોશભેર તાળીઓ. ) હું એટલુંજ કહીશ કે અત્રે જે મોટા ગંજાવર મેળાવડો મળ્યો છે તે, તથા હિંદુસ્તાનના સઘળા ભાગોના આપણા કેળવાએલા મિત્રો કે જેઓ આપણા કામકાજપર કાળજી ભરેલું ધ્યાન આપે છે તેઓ સર્વ અંતઃકરણથી સર હેનરી કૉટનના કામની કદર પીછાને છે. (તાળીઓ ) હું જ્યારે શીલોનમાં હતો તથા સર હેનરી કૉટન તે વખતે આસામનો કમિશનર હતો તે વખતે મને એમ કહેવામાં આવ્યું હતું કે આસામનો કમિશનર તો એક અંગ્રેજ નહિ પણ ખરેખરો બાબૂ છે ! ( તાળીઓ. ) સન્નારીઓ ! તથા સદ્‌ગૃહસ્થો ! આ ટીકા તમારી ખાત્રી કરશે કે સર હેનરી કૉટન ઉપર હિંદુસ્તાનના લોકો એટલા બધા રીઝ્યા છે કે તેને પોતાના એક સ્વદેશી તરીકેજ ગણે છે; ( હર્ષનાદની તાળીઓ. ) મારા અંતઃકરણની લાગણીને બીજી કોઈ પણ દરખાસ્તો કરતાં આ દરખાસ્ત વધારે સ્વીકારક છે, કારણકે આ દરખાસ્ત કંઈ ભવિષ્યમાં આપણાપર મહેરબાની બતાવવામાં આવે એટલા માટે નહિ પણ ભૂતકાળમાં સર હેનરી કૉટન તરફથી બતાવવામાં આવેલી મહેરબાનીઓને માટે તેનો અંતઃકરણથી આભાર માનવાનો છે. ( ચાલુ તાળીઓ. ) હું કહેતાં શરમાતો નથી કે સર હેનરી કૉટને આસામના કમિશનર તરીકે તથા પાછળથી કોન્ગ્રેસના કામમાં ભાગ લઇને હિંદુસ્તાનની જે ઉમદા સેવા બજાવી છે તે માટે હું તેનો તમારા તરફથી સાધારણ રીતે નહિ પણ ઘુંટણીએ પડીને આભાર માનું છું. (જોસભેર તાળીઓ.)

તે પછી સર ફીરોજશાહ મહેતાએ ઉપલી દરખાસ્ત સભા સમક્ષ મૂકતાં તે હર્ષનાદ તથા તાળીઓના ચાલુ ગડગડાટ વચ્ચે પાસ કરવામાં આવી હતી. આ વખતે હર્ષની તાળીઓ પડવાનું લાંબો વખત સુધી ચાલુ રહ્યું હતું.

## પ્રમુખને હાર કલગીની ભેટ.

તે પછી સરહેનરી કૉટનને ફુલના હારો પહેરાવવામાં આવતાં મેળાવડાએ ઉલટભેર તાળીઓથી કોન્ગ્રેસમંડપ ગજાવી મૂકયો હતો.

## પ્રમુખનું છેવટનું ભાષણ.

તાળીઓના ચાલુ ગડગડાટ વચ્ચે પ્રમુખ સર હેનરી કૉટન પોતાનું છેવટનું ભાષણ કરવા ઉઠયો હતો. તેણે જણાવ્યું હતું કે:—

ગૃહસ્થો ! મારી હાજરીથી કોન્ગ્રેસપર આટલી બધી અસર થશે એમ હું જાણતો નહોતો. હું આ આવો મોટો મેળાવડો જોઇને છક થઇ જઉં છું; મારી ખાત્રી છે કે આપણી એક્યતાની રીતથી આપણે ઘણું કરી શકીશું. હું નથી ધારતો કે આગલી કોઇ પણ કોન્ગ્રેસ આટલી બધી ફતેહમંદ થઇ હોય તથા તેના પ્રમુખને માન કરતાં વધારે માન મળ્યું હોય કિંવા તેને માટે હાલના કરતાં વધારે દિલસોજી દર્શાવવામાં આવી હોય. અત્રે જે ભાષણો કરવામાં આવ્યાં છે તે ઘણાં વક્તૃત્વ શક્તિવાળાં તથા બાહોશીથી ભરેલાં હતાં. એ ભાષણોમાં સાદી વ્યવહારૂ સમજ કે જે સઘળા વિષયોમાં હોવી જરૂરની છે તે ઘણીજ જોવામા આવી હતી—બલકે ભાષણોનું તે એક ખાસ લક્ષણ હતું. આપણે જે ઠરાવો કીધા છે તે ઘણા ઉપયોગી હતા અને તે સઘળા હિંદી શહેનશાહતના કલ્યાણ સાથે નિકટનો સંબંધ ધરાવનારા હતા—આપણે એક પણ ઠરાવ એવો કીધો નથી કે જેને વાજબી રીતે વિચાર કરનાર મનુષ્ય અયોગ્ય કહે; મારા સ્વદેશી બંધુઓ ઉપર જરૂર એ ઠરાવો અસર કરશે. જો તમે તમારી ફર્યાદો મધ્યમસર ભાષામાં રજુ કરશો તો તેઓ જરૂર તે સ્વીકારી તેવી ફર્યાદો દૂર કરવા માટે પોતાથી બનતું કરશે. થોડા દિવસમાં હું નામદાર વાયસરૉય લોર્ડ કરઝન પાસે કોનગ્રેસના ઠરાવો રજુ કરવા જનાર છું; હું તે નામદારને તે ભેટ કરવા માટે તેની રજા માગીશ. તે નામદાર ઉદાર અંતઃકરણનો હોવાથી મારી મુલાકાત લેવા ના પાડશે નહિ એવી મને ખાત્રી છે. એ ઠરાવોપર તે કેવી રીતે વિચાર ચલાવશે તે હું કહી શકતો નથી પણ મને પક્કી આશા છે કે થોડા વખતમાં તેનાપર ગંભીર વિચાર ચલાવવામાં આવ્યા વિના રહેશે નહિ. આગળ ચાલતાં સર હેનરી કોટને જણાવ્યું હતું કે:—હિંદમા પ્રજાના પ્રતિનિધિઓનો આટલા બધા મોટા તત્વવાળો મેળાવડો થએલો મે કદી જોયોજ નહોતો. હિંદુસ્તાનના દરેક પ્રાંતના, દરેક પ્રજાના પ્રતિનિધિઓ અત્રે હાજર થયા છે અને તેઓએ આપણા ઠરાવો એકમતે મન્જુર રાખ્યા છે. મેં જેટલો વખત તમારૂં પ્રમુખપણું ભોગવ્યું છે તેટલા વખત માટે હું બીજા સર્વ કરતાં વધારે મગરૂર થઇશ. ( તાળીઓ આપે મને પ્રમુખનું માન આપી મારાપર જે મોટો ઉપકાર કીધો છે અને એ માન મને મળશે એવી જ્યારે અહીં વર્ષપર હું અત્રેથી મારા દેશ તરફ ઉપડ્યો ત્યારે મને વકી નહોતી. મેં અત્રે આવવામાં મારી ફરજ કરતાં કંઇ વધારે કીધું નથી. તમારા તરફથી પ્રમુખપદ સ્વીકારવાનું આવેલું આમંત્રણ સ્વીકારતાં મને અનહદ આનંદ ઉપજ્યો છે. તમે મારા પર તથા સર વિલ્લિયમ વેડરબર્નપર કીધેલા ઉપકાર માટે હું પુનઃ તેની તથા મારી તરફથી તમારો ઉપકાર માનું છું. ( જોસભેર ચાલુ તાળીઓ. )

## નામદાર શહેનશાહ માટે ખુશાલી.

પ્રમુખે પોતાના ભાષણના અંતમાં નામદાર શહેનશાહ માટે ખુશાલીના ત્રણ પોકાર કરવા શ્રોતાઓને વિનતિ કીધી હતી જે તેઓએ અસાધારણ ઉમંગ તથા જોશથી સ્વીકારી અમલમાં મૂકી હતી.

કોન્ગ્રેસના વૉલન્ટિયરો માટે પણ ત્રણ વખત ખુશાલીના પોકાર કરવામાં આવ્યા હતા. આ પછી કોન્ગ્રેસ બરખાસ્ત થઇ હતી.

વિજય ! વિજય ! ! વિજય ! ! !

**કોન્ગ્રેસનો જય !** **ભારતનો જય !**

ॐ तत्सत्.

(સમાપ્ત.)

## પ્રકરણ નવમું—પરિશિષ્ટ પ્રકરણ.

### પરિશિષ્ઠ પહેલું.

### વીશમી કૉન્ગ્રેસના પ્રમુખ સર હેનરી કૉટનનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

**સર હેનરી જે. એસ. કૉટન** એક એવો વીર પુરૂષ છે કે જેના બાપ દાદાઓ આપણા હિંદુસ્તાન દેશ પ્રત્યે લાંબા સમયથી સંબંધમાં આવેલા છે અને તેથી અનેક રીતે તે મહાન પુરૂષ સર હેન્રી જે. એસ કૉટનનું સક્ષિપ્ત ચત્રિ અમારા વાંચકોને જાણવા યોગ્ય થઇ પડશે એમ જાણી અમે તે અત્રે દાખલ કરીએ છીએ.

### હિંદુસ્તાન અને કોટનો.

હિંદુસ્તાનમાં આવેલો પહેલો કોટન, કેપટન જોસેફ કોટન આફ લીટન હતો—જે ૧૮ મી સદીમાં આનરેબલ કમ્પનીની નોકરીમાં આવ્યો હતો, અને ૨૮ વર્ષની નોકરી પછીથી તે કમ્પનીનો એક ડિરેક્ટ થયો હતો. આ કેપટન કોટનનો એક દીકરો જાન કોટન મદ્રાસના ખાતામાં લહિયા તરીકે ૧૮૦૦ નો સાલમાં હિંદુસ્તાન આવ્યો હતો અને વધીને તાન્જોરના કલેકટર તરીકે ૧૧ વર્ષ નોકરી બજાવી હતી. પોતાના પિતાની પેઠેજ તે જ્યારે નોકરીથી ફારેગ થયા ત્યારે કમ્પનીનો એક ડિરેકટર થયો હતો એટલુંજ નહિ પણ તે આગળ વધીને આનરેબલ કોર્ટના પ્રમુખપદને પોહોંચ્યો હતો. લોર્ડ એલનબરોને પાછો બોલાવી લેવામાં તેણે આગેવાન ભાગ લીધો હતો, અને તે બનાવના સંબંધમાં તે વખતના હિંદી અંગ્રેજ છાપાએ તેના રૂપ જે જોસ ભરેલા હુમલા કીધા હતા, તે તેમના પૌત્ર તે હાલના આપણા નાયક સર હેન્રી કોટને આસામના મજુરોને લગતા સવાલના સંબંધમાં લીધેલા ભાગ ઉપરથી હાલના હિંદી અંગ્રેજ છાપાએ તેના ઉપર કહાડેલી બળતરા સાથે સહેજ સરખાપણામાં મુકી શકાશે. મી૦ જાન કોટનનો પુત્ર જોસફ જોન કોટન ૧૮૩૧ માં મદ્રાસની સીવીલ સરવીસમાં જોડાઇ ૧૮૬૩ માં ફારેગ થયા હતો, અને તે સમયમાં એટલે ૧૮૪૫ માં તેના પેટે તાન્જોરના કુંબાકોનમ શહેરમાં હાલના કોટનનો જન્મ થયો હતો. મી૦ જોસેફ જોનનો બીજો પણ એક પુત્ર હતો જેને પણ હિંદુસ્તાનના સંબંધમાં યાદ કરવાની જરૂર છે, તે મી૦ જે. એસ. કોટન છે કે જેણે ઇંગ્લીશ સીટીઝન સીરીઝ નામની માળામાં હિંદુસ્તાનના સંબધમાં એક પુસ્તક લખ્યું છે, અને રૂલર્સ આફ ઇંડિયા વાળી માળાઓના પુસ્તકમાં માઉંટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનનું જીવનવૃત્ત લખ્યું છે હિંદુસ્તાન સંબંધી તેના બોહોળા જ્ઞાનને લીધે હિંદી ગેઝેટિયરનું નવું વૉલ્યમ તૈયાર કરવાનું તેને સોંપવામાં આવ્યું છે. કેળવાયલા હિંદીઓની જે દિલસોજી ભરેલી આંકણી આપણો નાયક સર હેન્રી કોટન કરે છે તેવીજ દિલસોજી ભરેલી લાગણીથી તેનો ભાઇ મી૦ જે. એસ. કોટન પણ તેમની આંકણી કરે છે. સર હેન્રી કોટનના બે પુત્રો પણ હિંદુસ્તાનમાંજ છે; જેમાંનો એક મી૦ એસ. ઇ. એ. કોટન કલકત્તાની બારનો બારીસ્ટર છે. જ્યારે બીજો મી૦ જુલિયન જેમ્સ કોટન નામનો છે, જે ૧૮૯૩ માં મદ્રાસની સનંદી નોકરીમાં જોડાયલો છે. તે ઉપરાત સર હેન્રી કોટનનો એક ભત્રિજો મી૦ ડબલ્યુ. બી. કોટન યુનાઇટેડ પ્રાવીન્સીસની કવનંટેડ સરવીસમા નોકરી બજાવે છે. આ પ્રમાણે જોતાં કોટન કુટુંબ હિંદુસ્તાન જોડે લાંબો અને દૃઢ સબંધ ધરાવે છે, અને એ બીના કેટલાક ગર્વે સાથે આ આપણો નાયક સર હેન્રી કોટન વારંવાર યાદ કરે છે, અને ખુલ્લું કહે છે કે "હિંદુસ્તાનના રાજવહિવટમાં મારો પરાપુર્વથી સબંધ ચાલ્યો આવે છે." ૧૮૯૪ માં થયેલા સીવીલ સરવીસને લગતા એક ખાણામાં પોતાના આ જુના સંબંધ વિષે ઘણાક ઉમંગ અને ગર્વથી તેણે ઇસારો કર્યો હતો. હિંદુસ્તાન તેને કોઇ પણ સમયે શોકનું સ્થાન થઇ પડયું નથી અથવા તો જેમ બીજા અગ્રેજો ધિક્કારથી બોલે છે તેમ હિંદુસ્તાનમાં પોતાના લાંબા વસવાટને તેણે કોઇ પણ દિવસે "દેશવટો" લીધા બરાબર ગણ્યો નથી. નોકરીમાંથી ફારેગ થતાં જેમ બીજા અંગ્રેજો હિંદુસ્તાનને છેલ્લી

સલામ કરતાં હર્ષમાં આવે છે તેવો હર્ષ સર હેન્રીને કદી પણ ઉપજવા પામ્યો નથી, અને પોતાની વિદાયગીરી વેળાએ પોતાને માન આપવા ભેગા થએલા લોકોને છેલ્લી સલામ કરતાં તેણે ઉમેદ બતાવી હતી કે મારી આ વિદાયગીરી છેલ્લીજ થઇ પડશે એમ હું માનતો નથી. કલકત્તાની પ્રજાએ આપેલા માનપાન વેળા પણ તેણે એને મળતાજ ઉદ્ગારો જાહેર કર્યાં હતા અને આપણે જોઇએ છીએ કે થોડાજ વખતમાં હિંદુસ્તાનના આ સાચા મિત્રે પોતાના વચનને ખરૂં પાડી આપ્યું છે, અને હિંદુસ્તાનના ભલાના એક મોટા કામને પોતાની હાજરીથી ટેકો આપવાને તે દુરથી આ દેશમાં પાછો આવ્યો છે. તેના આ કામથી હિંદી પ્રજા તેના ઉપરથી વારી ગઈ છે અને એમ સમજવામાં આવે છે કે સરકારી નોકરીમાં તેને જે લાભ ગુમાવવા પડ્યા છે તેનો તેને એક નિર્જીવ બદલો સમાન છે.

## સર હેનરી કોટનની કારકીર્દિની નોંધ.

સર હેનરી કોટને પોતાની વિદ્યાર્થી જીંદગી પેહેલાં આક્ષફર્ડમાં અને તે પછી લંડનમાં ગુજારી હતી. લંડનમાં તે કીંગ્સ કોલેજના સામાન્ય ખાતામાં જોડાયો હતો અને અંગ્રેજી ઇતિહાસ તથા સાહિત્યમાં તેણે નામના મેળવી હતી. ૧૮૬૪ માં જોન સ્ટુઅર્ટ મીલના આગસ્ટકોમ્ટી ઉપર લખેલા નિબંધોથી તેનું મન નિઃભ્રાંતિની રાજનીતિ તરફ આકર્ષાયું, અને તે સમયથીજ તેના દિલમાં તેજ ફીલસુફીએ વાસો કર્યો, અને આપણે જોઇએ છીએ કે પોતાની આખી કારકીર્દી દરમ્યાન તેણે એજ મક્કમ ધોરણે કામ લીધું છે. ૧૮૬૭ ના અક્ટોબર મહિનાની ૨૯ મી તારીખથી તેની હિંદી કારકીર્દીની શરૂઆત થાય છે કે જે દિવસે મીડનાપોર જીલ્લામાં તેની પેહેલી નીમણુંક થઇ હતી. તે પછીથી ઠેક ૧૮૭૮ માં તે ચીતાગાંગના કલેકટર અને માજીસ્ટ્રેટના હોદ્દા ઉપર ચહડ્યો ત્યાં સુધી તેણે જુદા જુદા હોદ્દાઓ ભોગવ્યા હતા, અને તે દરમ્યાન ન્યાય તથા કારોબારી ખાતાઓનો અચ્છો અનુભવ મેળવ્યો હતો. કલેકટરના હોદ્દા ઉપરથી મહેસુલી બોર્ડના સેક્રેટરીના હોદ્દાને પામ્યો, જે હોદ્દો તેણે ૧૮૮૭ સુધી ચલાવ્યો કે જે વેળાએ તેને કલકત્તાના પોલીસ કમિશનર અને કલકત્તાની કારપોરેશનના પ્રમુખ પદ ઉપર કામ ચલાઉ નીમવામાં આવ્યો. તે પછી તે અનુક્રમે બેંગાલની સરકારના મહેસુલી, નાણાંવટી તથા વડા સેક્રેટરીના હોદ્દાઓ ઉપર આવ્યો અને તેજ સમયે કલકત્તા પોલીસ કમિશનના પ્રમુખનું કામ તેને હસ્તક મુકવામાં આવ્યું. ૧૮૯૫ માં તેને સી એસ. આઇ. નો ખેતાબ આપવામાં આવ્યો. અને ૧૮૯૬ માં લોર્ડ એલ્ગીનની સરકારે તેને હિંદી સરકારના સ્વદેશખાતાંના સેક્રેટરી તરીકે નીમ્યો. આ નવા હોદ્દા ઉપર ઝાઝા મહિના કહાડ્યા નહી તેટલામાં તેને આસામના ચીફ કમિશનરના મોટા હોદ્દા ઉપર મોકલવામાં આવ્યો, કે જે હોદ્દો કેટલાંક વર્ષ ભોગવી ૧૯૦૨ માં તે રિટાયર થયો, જે પેહેલાં તે કે સી. એસ. આઇ. નો ખેતાબ મેળવવા પામ્યો હતો.

## સર હેનરી કોટનનું સાહિત્ય કામ.

બીજા ઘણાક સીવીલિયનો કરતાં જુદીજ રીતે તેણે પોતાના હોદ્દાઓની ફરજો બહુ ગંભીર ગણીને તે બજાવવાની નીતિ ચલાવી હતી, અને તે છતાં તે ફરજોથી બીજી રીતનો તેનો ઉપયોગ કોઇ રીતે મંદ થવા પામ્યો નહોતો. ઇંગ્લંડમાં રજા ઉપર જાય તે દરમ્યાન કે હિંદુસ્તાનમાં હોદ્દા ઉપર હોય ત્યારે પણ ગાળે ગાળે હિંદુસ્તાનને લગતી બાબતો ઉપર તેણે લખાણો અને ભાષણો કરવાં ચાલુ કીધાં હતાં. ૧૮૭૭ માં ઇંગ્લંડનું "ફોર્ટનાઇટલી રિવ્યુ" જ્યારે મી૦ જોન મોર્લીના અધિપતિપણા હેઠલ હતું ત્યારે તેણે તેમાં બે લખાણો લખ્યાં હતાં. ચીતાગાંગના કલેકટરના હોદ્દા ઉપર હતો ત્યારે તેણે તે જીલ્લાના મહેસુલના ઇતિહાસને લગતી એક યાદી બહાર પાડી હતી, જેમાં તેણે તે જીલ્લાને લગતી સંપૂર્ણ હકીકતો બહાર પાડી સત્તાધિકારી કલમના લખાણનો નમુનો રજુ કર્યો હતો. "હિંદુસ્તાનની હાજતો અને ઇંગ્લંડની ફરજો" એ બાબત ઉપર "ન્યુ કવાંરટરલી રિવ્યુ" નામના ચોપાનિયામાં ૧૮૭૯ માં એક ગર્જનીક આર્ટિકલ તેણે પોતાની સહી સાથે લખ્યો હતો. ૧૮૮૩ માં જ્યારે તે રજા ઉપર ઇંગ્લંડમાં હતો ત્યારે તેણે પોતાનાજ મતવાદિઓના એક મોટા મેલાવડા હજુર હિંદુસ્તાન સં-

બધી બાબતુ કરી લોર્ડ રિપનની રાજનીતિનો મજબુત બચાવ કર્યો હતો. ૧૮૮૫ ના નવેમ્બર મહિનામાં " ન્યુ ઇંડિયા અથવા ઇંડિયા ઇન ટ્રાન્ઝીશન " પુસ્તક તેના હાથથી પ્રકટ થયું, જેનાં સર્વત્ર વખાણ થવા લાગ્યાં. છેલી ટીબેટની લડાઇના સંબંધમાં પણ તેના હાથનાં લખેલાં લખાણો કેટલાં વજનદાર છે તે તાજાંજ દ્રષ્ટિ સમીપ છે.

## થોડાંક ખાસ લક્ષણો અને તે કારણે તેને ગેરઇન્સાફ.

જે દિલસોજ અને ક્વચિતજ જોવામાં આવે એવું મનનું મોટાપણું તે ધરાવે છે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેણે પોતાની રાજદ્વારી નીતિની તો બર્ક અને બ્રાઇટ ઉપરથીજ નકલ કરી છે અને તેનો રાજદ્વારી ગુરૂ લાર્ડ રિપન છે. આ સઘળા લક્ષણોના બળથી તે દરેક બની શકતે રસ્તે હિંદવાસીઓનું ભલું કરવાનીજ કાળજીથી કામ લેતો હતો અને હજી પણ લેતો રહે છે. હિંદુસ્તાનના હાલના અગ્રેસરોએ જે કામો આરંભ્યાં છે તે હવે પછીની પ્રજા ચાલુ રાખે એવી તેના મનમાં મજબુત લાગણી છે અને તેને અનુસરીને તે ઉછરતા હિંદુસ્તાનને તૈયાર કરવાની તન મનથી કાળજી ધરાવે છે. અન્યાય અને અસત્યતા તરફના ધિક્કાર સાથે મક્કમ અને બીનદેહસ્તની હિમાયતના ગુણોએ તેનામાં વાસ કરેલો છે અને તેથીજ ઘણીક વેળા તેને પોતાના જાતભાઇઓ જોડે પણ અથડામણમાં આવવું પડ્યું હતું અને હજી પણ તેમના અણગમાનો ભોગ થઇ પડયો છે. લોર્ડ રિપન પોતાના જાતભાઇઓના જે અણગમા અને અપકારનો ભોગ થઇ પડ્યો હતો તેવોજ સર હેનરી પણ એક ભોગ હતો, આસામના કુલીઓના બચાવ અર્થે તેણે બીડેલી બાથને લીધે તેને અપમાનો અને ટોણાઓ શોષવા પડયા છે તેના આગળ તો ઉપલા સઘળા અણગમા વિસાત વગરના જણાય છે. "હિંદુસ્તાન અમારો ખેડી ખાવાનો દેશ છે" એવો જે વિચાર હિંદી-અંગ્રેજો ધરાવે છે તેના તરફ તે સખ્ત ધિક્કાર ધરાવે છે. આસામના ચાહના બગીચાઓના માલેકોની તેમના હસ્તકના કુલીઓ પ્રત્યેની જુલમાત ભરેલી વર્તણુક ઉઘાડી પાડવાની તેણે હિમ્મત કરી તેજ કારણે તેને બેંગાલના લેફટેનન્ટ ગવર્નરની જગા આપવાના અખાડા કરી, બીજા તેનાથી ઉતરતા હદ્દેદારને તે હોદ્દો આપવામાં આવ્યો કે જે હોદ્દા ઉપર સર હેનરીનો પહેલો હક હતો. સરકારી નોકરી તિરસ્કાર સાથે છોડી જવાની ફરજ પાડનાર એજ બનાવ છે.

## હિંદુસ્તાનનો કેળવાયલો વર્ગ.

કૉન્ગ્રેસના સંબંધમાં અત્યાર આગમચના તેના વિચારો તેની હિમાયત કરનારા જણાયા છે. હિંદી—અંગ્રેજો હિંદુસ્તાનના કેળવાયલા વર્ગો તરફ જે ધિક્કારની લાગણીથી જુએ છે તેમાં તે સહેજ પણ ભાગ લેતો તેથી, જો કે તે વર્ગના ઉછરતા જુવાનોની ભૂલો તે ખુલ્લા દીલથી બતાવવાને ચુકતો નથી છતાં હાલનો કેળવાયલો વર્ગ જે બારિક સંજોગો હેઠળ મુકાયોછે તે ખુલ્લા દિલથી સ્વીકારે છે. હિંદુસ્તાનના લોકો પોતાના તરફ દિલસોજ લાગણી ધરાવનારા અંગ્રેજોના કેવા ઉપકારી થાય છે તેના અનેક દાખલાઓ તે પોતાના જાતભાઇઓ હજુર રજુ કરતો રહે છે. અંગ્રેજો ઉંચા દરજાના દેશીઓ સાથે સમાગમમાં આવતા નથી તે બાબત દિલગીરી બતાવી તે જણાવે છે કે તેઓ માત્ર ખુશામતખોરો કે ખેતાબોના મૌ કે જેઓ પોતાના લાભને ખાતર દેશને ભોગમાં આપવાને તૈયાર થાય છે તેમના સમાગમમાં આવે છે. હિંદુસ્તાનના દેશીઓને મોટા પ્રમાણમાં સરકારી મોટા હોદ્દાઓ આપવાની સદા હિમાયત કરી તે માને છે કે તેમનામાં તેવા હોદ્દાઓ ભોગવવાની ખુલ્લેખુલ્લી લાયકાત અને કુશળતા છે. ટીબેટની ચઢાઇને પણ વખોડી કાહાડનારા વિચારો તે ધરાવે છે અને તે તેણે ખુલ્લા દીલથી થોડા દિવસ ઉપર જાહેર કીધા હતા. આવા એક હિંદવાસીઓનું સદા હિત ધરાવનારા અને તેવીજ ઇચ્છાથી કાર્ય લેનારા નાયકને આ વેળા મુંબઈ, પોતાના રાજકિય મંડળના પ્રમુખસ્થાને બિરાજવા માટે મેળવવાને ભાગ્યશાળી થયું હતું એ બેશક મુબારકબાદી લેવા જોગ બીના છે.

## પરિશિષ્ટ બીજુ.

### વીશમી કૉંગ્રેસના પ્રમુખ સર હેનરી કોટન તથા સર અને મીસ. વેડરબર્નને મુંબાઇમાં પધાર્યાં તે પ્રસંગે તેમને પ્રજા તરફથી મળેલું માન.

ઇ. સ. ૧૯૦૪ના નાતાલના તહેવારોમાં વીશમી ઇંડિયન નેશનલ કૉંગ્રેસનો મેળાવડો મુંબાઇ નગરીમાં ભરાયો તે વખતે કૉંગ્રેસના સલાહકારક **સર વીલિયમ વેડરબર્ન** પોતાની પુત્રિ સાથે તા૦ ૨૩ મી ડીસેમ્બર સને ૧૯૦૪ શુક્રવારે પી૦ ઍ૦ કંપનીની મેલ સ્ટીમર મારફતે મુંબાઇમાં આવી પહોંચ્યા હતા તે પ્રસંગે તે નામદારોને યોગ્ય આવકાર આપવા માટે કૉંગ્રેસની વર્કીંગ કમિટી તરફથી મોટા પાયાપર ગોઠવણ કરવામાં આવી હતી જે ગોઠવણ ફત્તેહમંદી સાથે પાર પડી હતી. મેલ સ્ટીમર આવતા પહેલાં કેટલાક વખત અગાઉ લોકોનાં ટોળાં હારબંધ એપોલો બંદર તરફ ચાલતાં જણાતાં હતાં; બંદર હિંદુ, પારસી અને મુસલમાન ભાઇઓથી ચીકાર ભરાઇ ગયું હતું. ત્યાં ઉભેલા સઘળાઓની નજર બારામાં ઉભેલી મેલ સ્ટીમર તરફ લાગી રહી હતી. કૉંગ્રેસ પ્રત્યે દિલસોજી ધરાવનારાઓની મોટી સંખ્યા ત્યાં હાજર થઇ હતી અને તેઓ ચાલુ કૉંગ્રેસના નામાંકિત પ્રમુખને માન આપવાને હર્ષઘેલા બનેલા જણાતા હતા.

### પ્રમુખને માન આપવા એપોલો બંદર ઉપર હાજર રહેલું મંડળ.

એપોલો બંદરના દરિઆ ઉપર સૂર્યનાં કિરણો પથરાય તે પહેલા એટલે 'પ્રાતઃકાળમાંજ લોકોની ગાડીઓની હાર બંદર તરફ ચાલુ થઇ ગઇ હતી. બંદરપર પ્રમુખને આવકાર આપવા માટે હાજર રહેલા મંડળમાં સર ફીરોજશાહ મહેરવાનજી મહેતા, સર ભાલચંદ્ર કૃષ્ણા ભાટવડેકર, ઑ૦ ચિમનલાલ હરિલાલ સેતલવડ, મ૦ દિનશાહ એદલજી વાચ્છા, ઑ૦ વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશી, મી૦ જહાંગીર બમનજી પીટીટ, ઑ૦ મી૦ ગોકલદાસ કહાનદાસ પારેખ, મી૦ પી૦ ઈ. પરસીવલ, મી૦ રૂસ્તમ કે૦ આર. કામા, મી૦ શામરાવ વિઠ્ઠલ. મી૦ હાજીભાઇ લાલજી, મી૦ વીરચંદ દિપચંદ સી૦ આઇ. ઈ., મેસર્સ ત્રીભોવનદાસ મંગલદાસ નથુભાઈ, પુરૂષોત્તમ વિશ્રામ માવજી, રૂસ્તમજી બહેરામજી જીજીભાઈ ગોવિંદજી માધવજી, આમદભાઇ હબીબભાઇ, મનઃસુખરામ સૂરજરામ. ભાઈશંકર નાનાભાઇ સૉલીસીટર, તનઃસુખરામ મનઃસુખરામ, ઉત્તમલાલ કેશરલાલ, ખા૦ બા૦ દાઉદભાઇ મુસાભાઈ જમશેદજી અરદેશર વાડિયા, જહાંગીર રતનજી પારેખ, ભૂપતરાય ત્રિકમજી, વિશ્વનાથ પ્રભુરામ બૅરિસ્ટર, નગીનદાસ જમનાદાસ, મોતીલાલ જમનાદાસ, હાજી આમદભાઇ દેવજી, પોરબંદર વાલા નથુભાઇ પ્રેમજી ડૉકટર મહેરજી રૂસ્તમજી શેઠના ડી. કે. બલસારી. હરિલાલ એમ. ભટ્ટ, હોરમજી અરદેશર વાડિયા, કે. ડી. વાચ્છા, આર. એન. વાચ્છા, અરદેસર બરજોરજી વાચ્છા પુરૂષોત્તમદાસ સુંદરજી ઝાલા, ડોસાભાઇ રૂસ્તમજી ચિનાય. કરશનદાસ માધવદાસ, બાલગંગાધર તીલક. જીવણજી લીમજી ધલાવવાળા, ઇબ્રાહિમ હાજી હારૂન એમ, એન. સાહેર બૅરિસ્ટર, ઘનઃશ્યામ નિકલકંઠ. ચુનીલાલ ધર્મદાસ બેંકવાલા, પકવાસ સોલિસિટર, હોરમજી મંચેરજી કામા, રૂસ્તમજી બહેરામજી જીજીભાઇ, બાબૂ પુરનમલજી પન્નાલાલ, ડી૦ જી. પાધ્યે, રા૦ સા૦ વિઠ્ઠલરાવ કૃષ્ણા જીવાડેકર, વગેરે વગેરે હિંદુ, પારસી, મુસલમાન વગેરે સર્વ ધર્મ અને સર્વ કોમના આગેવાન સદ્ગૃહસ્થોએ હાજરી આપી હતી.

### સ્ટીમરપર ગએલું ડેપ્યુટેશન.

સવારમાં બરોબર વખતસર મેલ સ્ટીમરે એપોલો બંદરની સામે આવી લંગર કર્યું, તે વખતે એ નામદારોને સ્ટીમર ઉપર જઇ આવકાર આપવા મી૦ ધનજીભાઈ બમનજીની સ્ટીમ લાંચમાં બેશી સર ભાલચંદ્ર કૃષ્ણા, ઑન. મી. ગોકળદાસ કહાનદાસ પારેખ, મી. દિનશાહ એદલજી

વાચ્છા, ઓન. મી. ચીમનલાલ હરીલાલ
જમનજી પીટીટ, મી. રૂસ્તમ કે. આર. કામા
બાઇ જુમાબાઈ લાલજીભાઇનું એક ડેપ્યુટેશન
સર ફીરોઝશાહ મેહેતાને
ડેપ્યુટેશન સ્ટીમર ઉપર ગયા બાદ થોડો વ
નજી મેહેતા એપોલા બંદર ઉપર આવી પહોચ્યા હ
રહેલાઓએ તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લ.

## બંદર ઉપરનો દેખાવ.

બંદર ઉપર આવેલી સામાન્ય પ્રજાનો રમણિય દેખાવ થઇ રહ્યો હતો. લોકોની હાજરી તે તરફ ચાલુ રહી હતી, અને તેઓ સઘળાને કાબુમાં રાખવાને જેમ પોલીસ ત્યાં હાજર હતી તેમ કાન્ગ્રેસના વૉલંટિયરો પણ હાજર થયા હતા. આ વૉલંટિયરો જેમને એક સરખો પોશાક પહેરાવવામાં આવ્યો હતો, તેઓ બાઇસીકલ ઉપર સ્વાર થઈ બંદર ઉપર મી૦ એચ. એસ. દિક્ષીત અને મી૦ રતીલાલ મજમુંદાર બેરીસ્ટરની દેખરેખ નીચે હાજર થયા હતા. બંદરની સીડી આગળનો ભાગ લોકોથી ચીકાર ભરાઇ ગયો હતો. તેઓ સત્રળાઓને સરખી હારમાં રાખી સીડી તરફનો ભાગ ખુલ્લો રાખવાને વૉલંટિયરોને કામ કરવું પડયું હતું. તે જો કે કંટાળા ભર્યું હતું તોપણ ખુશીથી તે તેઓએ ઉપાડી લીધું હતું. બંદર ઉપરના લોકોને બાજુએ રાખી આ વૉલંટિયરો પોતાના ઉપરીના કેહેવા પ્રમાણે તેમની આગળ હાથમા લાકડી સાથના વાવટા લઇને ત્રણ ત્રણ પગલાંને છેટે આમણુસામણુ સરખી હારમાં ઉભા રહ્યા. અને તેમ કરીને વચલો માર્ગ ખુલ્લો રાખ્યો, જ્યાંથી પ્રમુખ સાહેબને પસાર કરવાના હતા.

## પ્રમુખનું બંદર ઉપર પધારવું.

સવારના પોણા આઠ વાગતાને સુમારે ડેપ્યુટેશન સર હેનરી કાટન, અને સર વિલિયમ અને મીસ વેડરબર્નને લઇ બંદરની સીડી આગળ આવી પહોંચતાં હાજર રહેલાઓ તરફથી તાલીઓ તથા હુરરેના પોકારો કરવામાં આવ્યાં હતા જે અવાજો કેટલેક દુર સુધી સંભળાયા હતા. એપોલો બંદરની ઉપરની સીડી ઉપર પગ મુકતાં સર ફીરોઝશાહે તેમને આવકાર દીધો અને હાજર રહેલાઓ સાથે તેમની મુલાકાત કરાવી.

## ફુલહારના ઢગલા.

મુલાકાત કરાવાનું કામ હજી તો ચાલતું હતું તેટલામાં આ નામાંકિતો ઉપર ફુલોના હારોના ઢગલા આવી પડયા જેથી તેમની ગરદનો ભરાઈ ગઇ હતી. એ વખત ફુલોના હારોની સંખ્યા અસાધારણ હતી, તેઓને દરેક પગલે ગરદન ઉપર હારોનો ભાર કરવામાં આવતો હતો. આ વેળા લોકોએ હરખમાં આવી જઇ હુરરે તથા તાલીઓના પોકારો સાથે રૂમાલો ઉડતા રાખ્યા હતા. લોકોની તે વેળાની ગરદીમાંથી કેટલીક મુશકેલીથી તેમને માટે રસ્તો કરી આપવામાં આવતો હતો. જેની આગેવાની સર ફીરોઝશાહે લીધી હતી. આ બારે માન અને દિલોજાની ભર્યા આવકારથી તેમની ઉપર બારે અસર થઇ હતી, અને દેશીઓ પોતાનું ભલું કરનારાઓનો આભાર ભૂલતા નથી તે દેખાડી આપ્યું હતું.

આ સઘળો વખત પોલીસ દુર થઇ ગઈ હતી, અને હાજર રહેલાઓની વચ્ચે પડી નહોતી, અને છુટથી તેઓ જે કાંઇ કરતા હતા, તે દુર ઉભા રહી જોયા કરવા શિવાય તેઓએ કાંઇ કીધું નહોતું.

[illegible]

[illegible]વાનગી.

[illegible] રોડ ઉપરના મી૦ આદમજી પીરભાઇના [illegible] ાટે પોતાની બે ઘોડાની ફ્રાઇટન ગાડી આપી [illegible] સાહ તેમની સાથે અંદર બેઠા. ગાડીના [illegible] ને પાછળ બે વૅાલંટિયરો ઉભા રહ્યા હતા. બં- [illegible] ગાડીઓ આગળ રાખવાને એક બીજા વચ્ચે જ- [illegible] વેળા ગાડીઓ એક બીજાની એટલી નજદીક આ- [illegible] જતી ક [illegible] બનવાને વાર [illegible] ને નહીં, પણ સદ્ગૃહસ્થાએ સમયસુચકતા વાપરી કો- ઇપણ રીતનો અકસ્માત થવા દીધો નહોતો. ગાડીઓની સાથે લોકોની ગરદી પણ સરઘસની સાથે દોડવા લાગી હતી. સર હેનરી કોટનની ગાડીની આગળ વૅાલંટિયરો સાઇકલ ઉપર સ- વાર થઇ દોડતા અને રસ્તો ખુલ્લો રાખતા હતા.

---

## શહેરમાં જતાં રસ્તામાં સઘળે ઠેકાણે આપવામાં આવેલું ભારે માન.

**હાૅરનબી રોડ પર મળેલું માનઃ**—મેસર્સ ગાડી બંદર ઉપરથી ઉપડીને કેસંટના મેદાનમાં નાખવા- માં આવેલા બધર્સ કાૅન્ગ્રેસના મંડપ આગળ જઇ ઉભી જ્યાં હાજર રહેલા વૅાલંટિયરો તરફથી તે નામદારોને ફુલોના હારો પેહરાવી તાલીઓના અવાજ કરવામાં આવ્યા હતા. લોકોની ગરદી આ ઠેકાણેથી બોરીબંદર સુધી રસ્તાની બેઉ બાજુએ ઉભી રહેલી હતી, જેઓ તરફથી ભારે ખુ- શાલીના અવાજો કરવામાં આવતા હતા. મંડપ આગળથી ગાડી ઉપડી તે હાૅરનબી રોડમાં દા- દીશેઠની અગ્યારી આગળ જઈ ઉભી. આ ઠેકાણે મેસર્સ ગુલામહુશેન ઇસમાઇલજી તરફથી ફુ- લોના હારો તેમને પેહેરાવવામાં આવ્યા હતા.

## પારસી સ્ત્રીઓ તરફનું માન.

ગાડી તે પછી મેસર્સ એ. ફરેદુનની દુકાન આગળ જઇ ઉભી, જે ઠેકાણે કેટલીક પા- રસી સ્ત્રીઓએ ફુલોના હારો પેહેરાવી ફુલોના તોરાઓ ભેટ કીધા હતા, જે તેઓએ ઉપકાર સા- થે નમન કરી કબુલ રાખ્યા હતા. ત્યાંથી આગળ ચાલતાં જે. એન. પીટીટ ઇનસ્ટીટયુટ આ- ગળ ગાડીને થોભાવી ફુલોના હારોની ભેટ કરી તાલીઓના અવાજો કરવામાં આવ્યા હતા.

## એક પારસી ઘોડેસ્વારે આપેલી મદદ.

આ ઠેકાણેથી લોકોની ગરદીમાં વધારો થવા લાગ્યો અને ગાડીને પસાર થવાને કેટલી- ક અડચણ પડવાથી મી૦ બમનજી કુંવરજી શેઠના જેઓ ઘોડેસ્વાર થઇ ચાલતા હતા, તેઓ મદદ આપવાને તથા તે નામદારોની ગાડીને અડચણ નહી પહોંચે તેટલા માટે ગાડીની આગળ પોતાના ઘોડા ઉપર રહી રસ્તો મોકળો રાખવા લાગ્યા, જે કામ ઘણું મેહેનત ભર્યું હતું, પણ સંતોષકારક રીતે તે તેઓએ પાર ઉતારી આપ્યું હતું. જાણીતા ફોટોગ્રાફરો રાજા દીનદયા- લની દુકાન આગળ ગાડી જઇ પહોંચતાં ત્યાં તે ઉભી રાખવામાં આવી અને ફુલોના હારોની નવાજેશ તેમને કરવામાં આવી હતી. આ ઠેકાણે રસ્તામાં વાવટાઓની હાર લગાડવામાં આવી હતી અને ગાડી ત્યાંથી ઉપડી ગઈ કે હુરરેના પોકારો કરવામાં આવ્યા હતા.

**કુકશાંક રોડ પર મળેલું માન**—બોરીબંદર આગળ આવી પહોંચ્યા પછી કુકશાંક રોડ તરફ વલાણ લીધી હતી. આ ઠેકાણે પણ લોકોની ગરદી રસ્તાની બેઉ બાજુએ ઉભેલી હતી. એલ્ફીન્સ્ટન હાઈ સ્કુલ આગળ ગાડીને થોભાવવામાં આવી. આ ઠેકાણે પ્રોફેસર છત્રેના સરકસ તરફથી એક બેંડ હાજર કરવામાં આવ્યું હતું જેણે "ભલે પધારો" નું ગાયન વગાડી મા- ન આપ્યું હતું. એ ઉપરાંત આ ઠેકાણે ઉભા રહેલાઓએ ફુલોના હારો પેહેરાવી હુરરેના પોકારો કીધા અને તે પછી ત્યાંથી ગાડી ઉપડી.

**કાલબાદેવી પર મળેલું માનઃ**—સ્વારી કાલબાદેવીના રસ્તામાં દાખલ થઇ. આ ઠેકાણે લોકોની ગર- દી સુમાર વિનાની હતી. ત્યાં લોકોને ઉભા રહેવાની જગા પણ ખાલી દેખાતી નહોતી. લોકો

ઘરો, બારી ને છાપરાં તેમના
આખો રસ્તો કિનખાબ, મીઠાઇ, ...
આ રસ્તા ઉપરની લોકોની ગરદીથી...
કાલબાદેવીમાં દાખલ થતાં મેસર્સ ...
પધારો" નો મુદ્રાલેખ ટાંગવામાં આવેલો
ને સર વિલિયમ ને મીસ વેડરબરનને ઇચ્છ...
હતો. જાંબુલવાડી આગળ ગાડી ઉભી રખાવી ...
પેહેરાવ્યા હતા. ઝવેરી દેવજી માલજીની દુકાન આગ... ...ણગાર ... ... ...,
અને ત્યાં હાજર રાખવામાં આવેલાં બેંડ તરફથી સુંદર ગાયન વગાડવામાં આવ્યાં હતાં.
આ ઠેકાણે રસ્તા ઉપર "હિંદુસ્તાનને વધુ કોટન ને વેડરબર્ન જોઇએ છીએ." એવી કેહેવત ટાંગવામાં આવેલી હતી. ભાટિયા મહાજનવાડી આગળ પણ ગાડીને ઉભી રખાવી હિંદુઓ તરફથી ફુલોના હારોની પેહેરામણી કરવામાં આવી હતી.

કાલબાદેવીના દેહેરા આગળ ગાડીને થોભાવી ત્યાંના પુજારીઓએ મી૦ મનમોહનદાસ જમનાદાસ મેહેતાની મદદથી આવકાર દીધો હતો, અને ત્યાં "હિંદુસ્તાનના સાચા મિત્રો" એવો લેખ ટાંગવામાં આવ્યો હતો. જે જે ઠેકાણે એ નામદારોની ગાડી ઉભી રાખવામાં આવતી ત્યાં લોકોનું ટોળું ભેગું થતું, અને તેમને નમીને સલામ કરતું, જેનો ઉત્તર તેમની તરફથી પણ તેવીજ રીતે વાળવામાં આવતો હતો. કાલબાદેવીના રસ્તા ઉપર જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ ગરદીનો સુમાર રહ્યો નહોતો. ત્યાંની હીરજી ગોળવાળા અને મગનલાલ કાપડિયાની દુકાન આગળ એવો મુદ્રાલેખ ટાંગવામાં આવેલો હતો કે "વહાલા કોટન, ધાસ્તી રાખો ના, તમને વધાવી લેવાને હમો હાજર છીએ." આ ઠેકાણે તેમજ 'ભારત જીવન પ્રેસ' તરફથી અને મેસર્સ કે. આર. મેહેતા તરફથી પણ ગાડીને ઉભી રખાવી ફુલોના હારો પેહેરાવવામાં આવ્યા હતા. થોડેક દુર આવેલી મી૦ કાકુ શેઠની વાડી આગળ ઉભા રાખવામાં આવેલા બેંડ તરફથી આવકાર દેવામાં આવ્યો અને ત્યાં મી૦ હીરાભાઇ બાલુભાઇના નાના છોકરા તથા મી૦ ગુલાબભાઈ બાલુભાઈ અને શેઠ ચુનીલાલ ડાહ્યાભાઇ તરફથી ફુલોના હારોની નવાજેશ કરવામાં આવી હતી. આ ઠેકાણે રસ્તામાં ટાંગેલી છુટા ફુલોની ટોપલીઓ તેમની ગાડી પસાર થતાં ઉલટાવી નાખી તેનો છંટકાવ કરવામાં આવતો હતો. કેટલાક ઘરોમાંથી હિંદુ સ્ત્રીઓ તથા બાળકો પણ છુટાં ફુલો વધાવતાં હતાં. આ હરખભર્યા આવકારથી તે નામદારો ઉપર ઘણી સારી અસર થઇ હતી. મુંબાદેવીના રસ્તાના નાકા ઉપર ઝવેરબાગ આગળ કંટ્રી તોએકો કંપની અને ઝવેરી મહાજન કંપનીએ ગાડી ઉભી રખાવી હતી જ્યાં પણ તેવોજ આવકાર દેવામાં આવ્યો હતો. આ ઠેકાણે "કોન્ગ્રેસના યોદ્ધાઓ ભલે પધારો" નો મુદ્રાલેખ ટાંગવામાં આવ્યો હતો.

**ભુલેશ્વર પાંસે મળેલું માન**:—ગાડીએ આ ઠેકાણેથી ભુલેશ્વરના રસ્તામાં વલણ લીધી હતી. સવારનો વખત હોવાથી, હિંદુઓ બજાર કરવાને તથા તે તરફનાં મંદિરોમાં દરશને જવાને બાહર પડેલા હોવાથી આ સ્વારી જોવાને તેઓ આતુરતાથી ઉભા રહ્યા હતા. આ ઠેકાણેના રસ્તા સાંકડા હોવાથી લોકોને ચાલવાને જગા રહી નહોતી. ગરદી પણ વિશેશ હતી. ઘરો ને બારીઓ ભરાઇ ગયલાં હતાં. જેવી ગાડી તે ઠેકાણે દાખલ થઇ કે પેહેલો મુદ્રાલેખ ભુલેશ્વરના બજાર આગળ ટાંગેલો નજરે પડયો કે "સર હેનરી કોટન ને સર વિલિમ વેડરબર્ન ભલે પધારો." આ ઠેકાણે મી૦ કાસીદાસ દલાલે ફુલોના હારની ભેટ કીધી હતી. જે વેળા ગાડી ઉભી રાખવામાં આવી હતી. ત્યાંનાં ઘરોની બારીઓથી પણ છુટાં ફુલો તેમની ઉપર નાંખવામાં આવતાં હતાં. ભુલેશ્વર આગલનાં મંદીરો ને દેહેરાં આગળ પણ ગાડીને ઉભી રખાવી તેવીજ રીતનું માન બ્રાહ્મણોએ આપ્યું હતું, અને ત્યાં "ઘણું જીવો સર હેનરી કોટન ને

. રસ્તો એ વેળા ફુરસેના ચોક-
.તે જોરથી કરવામાં આવતા હતા.
.ગ પણ ગાડીને ઉભી રખાવી તેની
. પારેખ અને કમીટીના બીજા ગૃહ-
આગળ ઉભી રાખવાની ગોઠવણ કરાવી
આપ્યો હતો અને તેઓ સર્વને તેમજ સર
.ગીથી વધાવી લીધા હતા તેમજ શ્રીફળની ભેટ કરી
હતા. [illegible] રસ્તાપર રંગ[illegible] વાવટાઓ તથા તોરણો લગાડ્યાં હતાં અને તે મધ્યે
નીચલા લેખો જોવામાં આવતા હતા. આ ઠેકાણે "સર હેનરી કોટનને સર વિલિયમ વેડરબર્નને હિંદોસ્તાનની ભર્યાં આવકાર" તથા "હિંદને બ્રિટેનિયા બગલગીરી કરે છે" એવા મુદ્રાલેખ ટાંગેલા હતા. ત્યાંથી આગળ ચાલતાં વોહોરા શદકઅલી મહમદઅલી તથા **સી. એમ. ચુરા-વાળા તરફથી** પણ આવકાર દેવામાં આવ્યો હતો.

પાંજરાપોળ આગળ આવી પહોંચતાં ફટાકડાના અવાજો કરવામાં આવ્યા હતા અને ત્યાંની ફ્રેંચ બ્રીજ આગળ મી૦ જેઠાભાઈ હેમરાજે પણ તેવીજ રીતનો આવકાર આપ્યો હતો. [illegible]ની સ્કુલથી તે કાવસજી પટેલના તળાવ સુધીનો રસ્તો પસાર કરવાને સર્વથી વધુ વખત લાગ્યો હતો. કુંભાર ટુકડાના નાકા ઉપર મી૦ ગોરધનદાસ રણછોડદાસ ભક્ત જેઓ ચોકસી બજારના વડા છે, તેઓ તરફથી આવકાર દેવામાં આવ્યો હતો. કાવસજી પટેલના તળાવ આગળ થઇ ગાડી ગીરગામ તરફ ગઇ.

## ગીરગામ બેકરોડપર મળેલું માન

પછી સ્વારી ગીરગામમાં દાખલ થઇ આ ઠેકાણે આગળ જતાં મી૦ ભાઇશંકર નાનાભાઈ સૉલીસીટરના બંગલા આગળ ગાડીને થોભાવવામાં આવી હતી અને ત્યાં મી૦ ભાઇશંકરના કુટુંબની હીંદુ બાઇઓએ તે નામદારોને ફુલોના હારો પેહેરાવીને સુંદર તોરાઓની ભેટ કીધી હતી. જે ઉપકાર સાથ સ્વીકવામાં આવી હતી. આ રસ્તા ઉપર ઝાઝી ગરદી જણાઈ નહોતી. ત્યાંથી આગળ ચાલતાં ચીનીબાગ આગળ ગાડી ઉભી રહી અને ત્યાં મી૦ રણછોડદાસ દ્વારકાંદાસની પુત્રી અને મી૦ ધર્મસી મોરારજી ગોકલદાસ અને મી૦ મનઃસુખરાય સુરજરામ ત્રીપાઠી તથા બીજાઓ તરફથી ફુલોના હારોની ભેટ કરવામાં આવી હતી. આ ઠેકાણે ગરદી ન હોવાથી સ્વારી સીધી ચાલવા લાગી અને ચરનીરોડ ઉપર થઇને તે ફ્રાંટરોડ તરફ ગઈ.

**ફ્રાંટરોડપર મળેલું માન**—આ ઠેકાણાની પારસી કુટુંબોથી વસાયલી ચાલીઓમાંથી પારસી બાનુઓ તરફથી રૂમાલ ઉરાડીને આવકાર દેવામાં આવ્યો હતો.

હવે ગરદી વધારે દેખાવા લાગી નહિ. અને સ્વારી ગોવાલીયા તલાવના રસ્તા ઉપર દોડવા લાગી. ત્યાંથી મેસર્સ કેંપ કંપનીની દુકાન આગલથી ગીબ્સ રોડ ઉપર તે ગઇ હતી. આ ઠેકાણેથી મુંબઈ શહેર અને બારાંઓ તથા પરેલ તરફ આવલી મીલોની દમામદાર ઉભેલી ચીમનીઓના દેખાવ તે નામદારોના દીઠામાં આવ્યા હતા રીડ્ઝ રોડ ઉપર થઇને સ્વારી તે પછી તેના છેવટના મુકામ મી૦ આદમજી પીરભાઇના બંગલામાં જઇ પહોંચી હતી. બંગલાની સીડી આગલ ગાડી જઈ પહોંચતાં ત્યાં પણ તેમને તાલીઓથી વધાવી લેવામાં આવ્યા હતા. ગાડીમાંથી ઉતર્યા બાદ મી૦ કરીમભાઇ આદમજી પીરભાઇ, મી૦ અરદેસર હોરમજી વાડીયા, મીસ શીરીન માણેકજી ખરશેદજી અને મીસો સી. એસ. ખરસેદજીએ આવકાર દીધો હતો. સર ફીરોઝશાહે મી૦ કરીમભાઈ સાથે તેમની ઓળખાણ કરાવી હતી. જેઓએ બંગલો તેમના વપરાસ માટે આપ્યો હતો. આ પછી સઘળાઓ મળી-ભેટીને છુટા પડયા હતા.

---

**( ભાગ ચોથો સમાપ્ત. )**

...ોને.

...ી.)

...મ વિસારૂં ?

...રતભૂમિને ક્યમ વિસારૂં ?

મારી વિરભૂમિને ક્યમ વિસારૂં ?

મારી જન્મભૂમિને ક્યમ વિસારૂં ?

ક્યમ વિસારૂં ? પ્રીતી ઉર ધારૂં,

રસનાએ નામ રટું નિત્ય પ્યારૂં—મારી બ્રહ્મભૂમિને.

**સ્વદેશભક્તિ** કર્યા વિના સધાય નહીં **જગતાત,**

કર્મે વચન ને મનથકી પૂજુ પ્રેમે માત;

સુખદાઈ સાચી છે તુજ સેવા,

સેવામાં મોક્ષના છે મેવા;

**વિધિ વિષ્ણુ રૂદ્રમાં તું હી દેવા,**

તુજ ચરણમાં મુજ શિર નિત ધારૂં—મારી **દેવ** ભૂમિને૦

**દેશ** દિપક ભારત હીરા, **અમર** તણા અવતાર,

તુજ **ભક્તિથી** તે થયા **અમર** અવનિમોઝાર:

તુંહી **સબળ શક્તિ** પુરાણી છે,

તુંહી **બહુચર, કાળી ભવાની છે,**

તુંહી દેવિ ભોળી કલ્યાણી છે;

કર અમિ નજરથી શુભ મારૂં—મારી આર્ય ભૂમિને૦

દે **ભક્તિ નીતિ** તુજ **સંતતિને;**

દે **રૂપ શારદા શુભમતિને;**

દે **શાંતિ શૌર્ય** તુજ **દંપતિને;**

મા તુજપર તન મન ... વારૂં—મારી હિંદ ભૂમિને૦

**દરિદ્રતાના દધિ** વિ... ...ચા

**બચાવી લે ધરી બાંહ્યને દેવિ** ...

મા **કાપ જાળ ચાકરી** ...

મા સ્થાપ **કળા** ને કૃષિ ...,

મા આપ દૌલત સુખકારી,

કર જોડી **સુત** એ ઉચ્ચારૂં—મારી માત ભૂમિને૦